# પ્રેમભક્તિ-ગ્રન્થમાલાનાં

## નવીન ગ્રન્થો અને આવૃત્તિઓ

| | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|
| ૧૭, શકુન્તલાનું સંભારણું ( ૨જી આવૃત્તિ ) ... | ૧૯૨૬ |
| ૧૮, કુરુક્ષેત્ર: પ્રથમ કાંડ, યુગપલટો ( ૩જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૧૯, કુરુક્ષેત્ર: દ્વાદશ કાંડ, મહાસુદર્શન ( ૨જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૦, ઉદ્‌બોધન ( ૨જી આવૃત્તિ ) ... ... | ૧૯૨૭ |
| ૨૧, અર્ધશતાબ્દિના અનુભવબોલ ... ... | ૧૯૨૭ |
| ૨૨, સંસારમન્થન ( ૨જી આવૃત્તિ ) ... ... | ૧૯૨૭ |
| ૨૩, વિશ્વગીતા ( ૨જી આવૃત્તિ ) ... ... | ૧૯૨૭ |
| ૨૪, ઇન્દુકુમાર, અંક ૨ જો ... ... ... | ૧૯૨૭ |
| ૨૫, ન્હાના ન્હાના રાસ, ભાગ ૨જો ( ૨જી આવૃત્તિ ) | ૧૯૨૮ |
| ૨૬, ગીતમંજરી ... ... ... ... | ૧૯૨૮ |
| ૨૭, જહાંગીર-નૂરજહાન ... ... ... | ૧૯૨૮ |
| ૨૮, કુરુક્ષેત્ર: ચતુર્થ કાંડ, યોધપર્વણી ... ... | ૧૯૨૮ |
| પંચમ કાંડ, પ્રતિજ્ઞાદ્વન્દ્વ ... ... | ૧૯૨૮ |

## ૧૯૨૯માં છપાશે

| પ્રથમાવૃત્તિ | નવીન આવૃત્તિઓ |
|---|---|
| ૧, ઇન્દુકુમાર, અંક ૩ જો | ૧, પ્રેમકુંજ |
| ૨, શાહાનશાહ અકબરશાહ | ૨, રાજર્ષિ ભરત |
| ૩, પાંચ ઉપનિષદો | |
| ૪, સંબોધન | |
| ૫, ધર્મમન્થન | |
| ૬, કુરુક્ષેત્ર, તૃતીય કાંડ, નિર્ધાર | |
| દ્વિતીય કાંડ, હસ્તિનાપુરના નિર્ઘોષ | |

# પ્રેમભક્તિ—ગ્રન્થમાલા

---

પ્રથમ આવૃત્તિની સાલ

| | | |
|---|---|---|
| ૧, | કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો ( ૨જી આવૃત્તિ ) | ૧૯૦૩ |
| ૨, | રાજ્યસૂત્રોની કાવ્યત્રિપુટિ ... | ૧૯૦૩–૦૫–૧૧ |
| ૩, | વસન્તોત્સવ ( ૩જી આવૃત્તિ ) ... ... | ૧૯૦૫ |
| ૪, | કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો ( ૨જી આવૃત્તિ ) ... | ૧૯૦૮ |
| ૫, | ઇન્દુકુમાર, અંક ૧ લો ( ૩જી આવૃત્તિ ) ... | ૧૯૦૯ |
| ૬, | ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો ( ૬ઠ્ઠી આવૃત્તિ ) | ૧૯૧૦ |
| ૭, | શ્રીમદ્ ભગવદ્ગીતા, સમશ્લોકી ( ૨જી આવૃત્તિ ) | ૧૯૧૦ |
| ૮, | જયા–જયન્ત ( ૪થી આવૃત્તિ ) ... ... | ૧૯૧૪ |
| ૯, | મેઘદૂત, સમશ્લોકી ( ૩જી આવૃત્તિ ) ... | ૧૯૧૭ |
| ૧૦, | ઉષા ( ૪થી આવૃત્તિ ) ... ... ... | ૧૯૧૮ |
| ૧૧, | ચિત્રદર્શનો ... ... ... ... | ૧૯૨૧ |
| ૧૨, | રાજર્ષિ ભરત ... ... ... ... | ૧૯૨૨ |
| ૧૩, | પ્રેમકુંજ ... ... ... ... | ૧૯૨૨ |
| ૧૪, | પ્રેમભક્તિ–ભજનાવલિ ... ... ... | ૧૯૨૪ |
| ૧૫, | સાહિત્યમન્થન ... ... ... ... | ૧૯૨૪ |
| ૧૬, | વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી ... ... | ૧૯૨૫ |

પ્રેમભક્તિ-ગ્રન્થમાલા

# ઉદ્બોધન



ન્હાનાલાલ દલપતરામ કવિ

વિ. સં. ૧૯૮૫ ] [ ઇ. સ. ૧૯૨૯

કીંમત [illegible] રૂપીઆ

પ્રગટકર્તા : ન્હાનાલાલ દલપતરામ કવિ,
ભદ્ર, અમદાવાદ.



આવૃત્તિ ૧ લી   ૧૯૨૭   પ્રત ૧૦૦૦
આવૃત્તિ ૨ જી   ૧૯૨૯   પ્રત ૧૧૦૦

*

૧૯૨૭ની સાલ પછી પ્રત્યેક ગ્રન્થની પ્રત્યેક પ્રત ઉપર કર્તાની ટૂંકી સહી હોય છે.




મુદ્રક : મોતીભાઇ મથુરભાઇ પટેલ
મુદ્રણસ્થાન : ચરોતર પ્રિન્ટિંગ પ્રેસ, આણંદ

# સન્ધ્યા

---

આછાંઘેરાં આભલાં આવી ઘૂમે,
ઝંઝાનીલો દશ દિશાના ઝઝૂમે;
પૂર અથડાયે તેજઅન્ધારનાં, ત્‍હાં
માંડ્યા મુખડે ગહન હસતી આભમાં ઉભી સન્ધ્યા.

૨

પાથરી પલ્લવઘેર ગોરંભે વડલો વડો;
કાળની પાંદડી માંડી રચ્યો એ એમ માંડવો.

૩

ફૂલડાં જેવા તેજના વાયુ વાય,
મનના વેગે ઘોર અન્ધાર ધાય;
સંગમ પામી સેરમાં સેર ગૂંથતા,
ઘેરે શબ્દે ઘૂઘવતા, અજબ ઉછળતા મોજ એ સન્ધિકાના.

૪

કાળના ધનુ શા દોર્યા સાથિયા ત્‍હાં રતુંબડા;
હશે કુંકુમ કેરા ? કે રૂધિરે રચિયા રૂડા ?

૫

જગગર્જન્તા ઘોર ત્‍હાં વાયુ ફૂંકે,
વર્ષાતિથિની વીજળીઓ ઝબૂકે;
આષાઢીલાં આભલાં ઉલટે, ને
એવી જગમાં ગહન ઘૂઘવે કાળની સન્ધિકા એ.

૬

સાયં સન્ધ્યા ઉગી એ? કે પ્રાતઃસન્ધ્યા જ પૃથ્વિની?
દિશા ને કાલ કેરાં કો મોહભૂલ્યાં પૂછે ભૂલી.

૭

ન્હોતો ભાનુ ભર્ગથી ભર્ગવન્તો,
ન્હોતો ચન્દ્રે ચન્દ્રિકાથી રસન્તો;
ધ્રુવ તારાની કય્હાંથી ત્ય્હાં હોય ઝાંખી?
દૈવે બ્રહ્માંડ ફરતી ઝીણી, અબરખ શી, ગેબી અન્ધારી નાંખી.

૮

ઓટ કે ભરતીના એ તરંગો ઉછળે? કહોઃ
ડૂબશો-તરશો ઝાઝો? યાત્રાળુ! એ વિચારશો?

૯

આછાંઘેરાં આભલાં આભ ઘૂમતાં,
સંગમ પામી તેજઅન્ધાર રમતાં;
ભેદી તેજે જગત લીંપતી સન્ધિકા છાય ઊંડું:
ગેબી મોજે લહરતો, ગહન ઘૂઘવતો, એમ સંસારસિન્ધુ.

ઋષિપંચમી, ૧૯૮૩

# પ્રસ્તાવના



ઉદ્‌બોધન એટલે ભાષણોનો મ્હારો સંગ્રહ: અને ઉદ્‌બોધન એટલે વિચારણા કાજેનું ગુજરાતને મ્હારું આમન્ત્રણ. ગુર્જર જનતા! ત્હને વધુ વિચારતી કરવાને આ સંગ્રહ ત્હારે ચરણે ધરું છું. ત્હારી પ્રતીતિ કાજેની આ ન્યાયસૂત્રાવલિ નથી: આ ગ્રન્થ તો વિચારણા કાજેનું ત્હને મ્હારું આમન્ત્રણ છે. વાંચ, ને વધારે વિચારતી થા.

અને આમાં તો છે છેલ્લાં બેએક વર્ષોમાં અપાયેલાં ભાષણોનો સંગ્રહ. ન્હાનકડાં ભાષણો આમાં લીધાં નથી. ગુજરાતે દીર્ઘ કાળ મનન કરવા જેવાં લાગ્યાં એ આમાં સમાવેલાં છે. **"ગુજરાતી"** પત્રમાં આમાંનાં કેટલાંક ભાષણો પ્રગટ થયાં હતાં. એ પત્રે મ્હારા ૫૦૦ શ્રોતાજનના ૫૦૦૦૦ સદા કીધા છે, અને ગુજરાતમાં ને મહાગુજરાતમાં આ વિચારોને વર્ષાવ્યા છે.

અને આ સંગ્રહમાંનાં એકબે લક્ષણ ભણી તો વાંચકવર્ગનું લક્ષ્ય સહજે જશે: આ સંગ્રહમાંની વ્યાપકતા અને અનેકદેશીયતા. શું ભાષણો કાજે ન્હોતરનારી સંસ્થાઓ ભણી વળશે કે ભાષણોના વિષયો ભણી વળશે, ત્હો યે વાંચકદૃષ્ટિને તો એ સંસ્થાઓની વિધવિધતા ને એ ભાષણોના વિષયોની વિધવિધતા પ્રથમ તો અવરોધશે. મ્હારા જીવનના બે મહાન સૂત્રો, Eclecticism—સર્વસારગ્રાહીત્વ અને સમન્વય; એમની આ સંગ્રહમાં સાક્ષી શોધનારને સાંપડશે. ખ્રીસ્તી, પારસી, આર્યસમાજી, જૈન, વૈષ્ણવ સંસ્થાઓ; સ્ત્રીઓનાં, પુરુષોનાં, વિદ્યાર્થીઓનાં મંડળો; હળવદ અમદાવાદ ગોધરા ભરૂચ મુંબઇ—ગુજરાતનાં નાનાવિધ સ્થળો; ધર્મ ફિલસુફી સમાજસેવા કવિતા સાહિત્ય ઇતિહાસ રાજપ્રકરણના વિષયો; સંસ્થાઓની સ્થળોની ભાષણના વિષયોની એ વિશાળતા ને

અનેકદેશીયતાની ભણી વાંચકનું લક્ષ્ય સહજ જ જશે; મ્હારે આમન્ત્ર-વાનું ન હોય. એ નાનાવિધ વિધવિધતામાં બે વાનાં સર્વસામાન્ય છેઃ એ સંસ્થાઓનાં ને મ્હારાં સહાધ્યાય ને સહમનન. આજનું ગુજરાત એટલે અનેકદેશીય વિચારણાઓ ને પ્રવૃત્તિઓનો ઉછળાટ. ગુર્જર વિચારકને આજે એકદેશીયતા નહિ પરવડે. સંસાર બહુશાખાળો વડલો છે; ને સંસારના અભ્યાસીએ એની અનેક શાખાઓ પારખવી જ પડશે.

અને છેલ્લેઃ જે સંસ્થાઓની વતી ભાષણો અપાયાં છે એમનાથી ત્રણેક ગણી સંસ્થાઓને મ્હારે ના પાડવી પડી છે; ત્હેમની આજ ક્ષમા માગી લઉં છું. 'જાહેર ભાષણકર્તા' નામધારી એક વર્ગ છે; હું ત્હેમની નાતનો નથી. ઉપરાંત, એક ભાષણ એટલે મ્હારે તો બેત્રણ અઠવાડિયાં. અને એ બેત્રણ અઠવાડિયાંનો કાલવ્યય એટલે, ભરૂચમાં ભાખ્યું હતું ને આજે ફરી કહું છું કે, ગ્રન્થપ્રવૃત્તિની અન્ય સાહિત્ય-સેવામાં એટલો અવરોધ. એ કારણોથી વારંવાર ને માગે એટલી બધી યે વેળા ભાષણ આપી નથી શકયો ને ન આપી શકું તો ગુર્જર જનતા મ્હને ક્ષમા કરશે. થોડાક પ્રસંગે ભાષણની મ્હારી હા છે, બહુધા ના જ છે.

ઇ. સ. ૧૯૨૭ ન્હાનાલાલ દલપતરામ કવિ

# અનુક્રમણિકા



# મનુષ્યજીવનમાં કવિતાનું સ્થાન

(મુંબઇની ત્રણે Arts Colleges તરફથી વિલ્સન કૉલેજ હોલમાં તા૦ ૧૨ મી ઓગસ્ટ ૧૯૨૬ને ગુરૂવારે સાંજે પાા વાગતાં આપેલું વ્યાખ્યાન)

વિદ્યાર્થી બન્ધુઓ!

હું પણ વિદ્યાર્થી છું—પાનાંપુસ્તકનો તેમ જ સંસારશાસ્ત્રનો. મ્હને યે ત્હમારામાંનો ગણશો, તો આભારી થઇશ. અભ્યાસ મ્હેં છોડ્યો નથી હજી.

છએક માસ ઉપર મુંબઇમાં વસન્તોત્સવ ઉજવાયો હતો. એ વેળા મુંબઇ આવ્યો ત્ય્હારે કહી ગયો હતો કે આપણા ગુજરાતમાં કવિતા પાંગરી ઉઠી છે.

આ વેળા મુંબઇમાં આવ્યો ત્ય્હારથી સંસ્કારી કુટુંબોમાં સાંભળું છું: જીવનમાંથી કવિતા ઓસરી ગઇ છે.

પ્રશ્ન એ થાય છે કે ત્ય્હારે ખરૂં શું?

આજની તિથિએ વસ્તુસ્થિતિ શી છે? ને મનુષ્યજીવનમાં કવિતાનું સ્થાન ક્ય્હાં?

એ સહજ પ્રશ્ન મ્હને ને સૌને ઉઠે જ. આજે જરા વિચારીએ.

---

મુંબઇ જેવી પચરંગી નગરીમાં વિષયવિચારણાની એક મર્યાદરેખા સ્પષ્ટ કરવી ઘટે છે: આ રસવિચારણા, પ્રધાનતઃ, ગુજરાતી હિન્દુ સંસારના અનુભવોની છે.

ભાગત્યાગન્યાયે આપણા અન્ય સંસારો પરત્વેનાં ઓછાંવધતાં સત્યાસત્ય આમાં હોયે ખરાં, કે નહીં યે હોય.

ત્ય્હારે વિચારીએ: મનુષ્યજીવનમાં કવિતાનું સ્થાન કીયું?

(૨)

જગતના મહાવિચારકોમાં કવિતાનો એક જ પરમ વિરોધી:

પ્લેટો: કવિતા અસત્ય છે: False, untrue; રોમિયો ને જૂલિ-

ચેટ–False છેઃ ડેસ્ડીમોના, ઇયાગો, ઓથેલો–Untrue છે. પ્લેટો જેટલો જગતવિખ્યાત વિચારક અન્ય કો કવિતાવિરોધી જાણ્યો નથી. કવિતા એટલે જુઠ્ઠાણુંઃ મૃગજળઃ નથી ત્‍હાં પાણી દાખવે તે કવિતા.

જાણે પ્લેટો બોલતો હોય એમ કીટ્સ કહે છેઃ Beauty is Truth, Truth Beauty. સુંદર તે જ સત્ય ને સત્ય તે જ સુંદર. અસત્ય સુંદર હોય નહિં. આમાં સત્યાંશ છે.

પ્લેટોની ફિલસુફી જેટલી અન્ય કો ફિલસુફી કવિતાની સમીપે નથી સંચરી. કવિની નજીકમાં નજીકનો ફિલસુફ એ કવિતાવિરોધી છે! ઉપનિષદ સાંભરી આવે છે; तदूरे तद्वदन्तिके.

પ્લેટોની ટીકામાં તથ્યાંશ છે, પણ તે હસવા જેટલું. એક આખ્યયિકાથી સ્પષ્ટ થશે.

આપણી હોપ વાંચનમાળા રચવાનો નિર્ણય થયો. મી૦ હોપે દલપતરામને બોલાવ્યાઃ કહ્યું, વાંચનમાળા રચવાની છે. પણ એમાં કાંઇયે અસત્ય આવવું ન જોઇએ.

દલપતરામનો–પ્રધાનતઃ વણડંખતો ને નિર્દોષ હાસ્યરસ. દલપતરામે કહ્યું, ત્‍હારે મ્‍હારૂં કામ એમાં નથી.

મી૦ હોપઃ દલપતરામ! શું કહો છો? ત્‍હમારા જેવા સર્જન! અસત્ય કાંઇ ન આવે ત્‍હાં ત્‍હમારૂં કામ નહિ! તમ જેવાનું તો ત્‍હાં જ કામ.

દલપતરામઃ અમારો તો અસત્યનો ધંધોઃ કાંઇ યે ન હોય ત્‍હાં 'પુષ્પાવતી નગરી હતી, પુષ્પસેન રાજન' એમ લખિયે.

હોપ ને દલપતરામ પરસ્પરને સ્‍હમજ્યા ને બન્ને ય હસી પડ્યા. એ હસવા જેટલો પ્લેટોની ટીકામાંનો સત્યાંશ છે.

હોપે કહ્યું, એવું અસત્ય તો લખજો. ને દલપતરામે લખ્યુંઃ 'એક અડપલો છોકરો, જીવો જેનું નામ.' 'પુરી એક અંધેરી ને ગંડુ રાજા.'

આજ કેટકેટલાક દેશીઓ ને વિદેશીઓ ભેળા બેસી એમ હસતા હશે? ये हि नो दिवसा गताः

હતા; એવા દિવસ હતા: ને ગયા.

કોના વાંકે? ભિન્નભિન્ન ઉત્તરના પડઘા ભિન્નભિન્ન દિશાઓમાંથી સંભળાય છે. અસ્તુ.

પ્લેટોને સાક્ષી જોઇતા હોય તો પ્લેટોના સાક્ષી દલપતરામ:

'પુષ્પાવતી નગરી હતી, પુષ્પસેન રાજંન.'

દલપતરામ કહે છે, 'કવિતા કહિયે કલ્પના.' એટલે દરજ્જે Poetry is not true to fact. So far it is untrue.

પણ પ્લેટોનેયે પૂછાય: Which is nearer your own philosophy of Ideas? These transient fact of the daily world of phenomena? or the more abiding poetic truth of the nobler world of imagination?

ને મ્હારે તો છે વર્ડ્ઝવર્થની સાક્ષી.

Poets are the heralds of philosophy.

અરૂણ કલા સૂર્યોદયની પુરોગામિની છે.

કવિતા ફિલસુફોની પુરોગામિની છે. ( વર્ડ્ઝવર્થ )

અને ઇતિહાસ શું કહે છે? પ્હેલી વેદની કવિતા: પછી ઉપનિષદની ફિલસુફી. First the poetry of phenomena: then the generic inductive principles of philosophy.

જીંદગીનાં કહેવાતાં સત્યો કરતાંયે ખરી કવિતા પ્લેટોની ફિલસુફીની સમીપે છે.

કવિતા એટલે જીવનનો રસાનન્દ.

આપણા ગુજરાતે તો ગવાય છે કે

સાથે સબરસ લેતા જાજો, કે આગળ નહીં મળે રે લોલ.

એવાં ભાતાંવિહોણી જીવનયાત્રા, એટલે રસાનન્દવિહોણી જીવનયાત્રા.

( ૩ )

ઉપનિષદમાં એષણાઓ ભાખી છે: લોકૈષણા, વિત્તૈષણા, જિજીવિષા: ઇવગેરે.

જિજીવિષાની વાવી કુંજોઃ ઇસ્પિતાલો, દાકટરો, દવાખાનાં, વૈદ્યો, હકીમો વિગેરે.

વિત્તષણાની વાવી કુંજોઃ બજારો, વ્યાપારો, નગરચોકો, બેન્કો વિ.

લોકૈષણાની વાવી કુંજોઃ લોકમેદનીની તાળીઓની ગર્જના કાજેનાં ભાષણો; યેનકેન પ્રકારની સસ્તી પ્રખ્યાતીના પ્રયોગો; કીર્તિદાન, કીર્તિલેખ વિગેરે.

એ સહુ એષણાઓની અતિશયતા માનવીની શ્રેયસ્કર નથી જ. નહિ તો ૪ા કરોડ જાય ને ૩૭ લાખનું દેવું થાય.

એ સહુ એષણાઓ જન્મ સાથે જન્મી, પ્રાણ સાથે પ્રગટી છે.

એવીજ છે–કે એથી યે અધિકી છે મનુષ્યાત્મામાંથી રસેષણાઃ માનવીની રસાનન્દની જન્મજૂની આરઝૂ ને ભૂખ.

રસેષણા વિનાનાં સ્ત્રી કે પુરૂષ, રાય કે રંક દીઠા ?

સ્હાંજ પડ્યે ધનિક કૂલબમાં જઇ પૈસા મૂકી બ્રીજ ખેલે, કે મજૂર પીઠામાં જાય–એ રસાનન્દની શોધમાં, ને રસેષણાથી પ્રેરાઇને.

રસેષણાની વાવી કુંજોઃ બાગબગીચા, ઉદ્યાનો, સૌંદર્યમંદિરો, રસગૃહો, આનંદધામો, નાટકશાળાઓ, સિનેમાશાળાઓ, દારૂનાં પીઠાં, કૂલબો, શરતનાં મેદાનો, ઇરાનીની દુકાનો, દેશીવિદેશી ઉપાહારગૃહો, ચોપાટી, બેન્ડસ્ટેન્ડ, વેશ્યાવાડા, જુગારખાનાં, ભવાઇઓ, વિ૦

સાચ્ચો રસાનન્દ પ્રજાને નહિ પવાય તો લોક રસાભાસ પીશેઃ એટલું સ્હમજવાની છે સંસારના રસર્ષિઓની જવાબદારી.

વરે વધૂની ને વધૂએ વરની રસેષણાને પરિતર્પવી, એ છે પરમ દામ્પત્યધર્મ, ને જગતનાં શુદ્ધશીલાં દંપતીઓનું પરમ જીવણભણતર.

સંસારે સ્હમજવું ઘટે છે કે સ્નેહલગ્ન નહિ થાય ત્યાં સૂધી, શું વિધુર કે શું વિધવા, પુનર્લગ્નના પોકાર કર્યાં જ કરવાનાં.

વડિલો એ વડિલધર્મ ભૂલે છે ત્યારે લલિતાઓ નન્દનકુમારોને દેવાય છે, રસિકાઓ કોક સંસ્કારશૂન્ય ધનવાન બબૂચકોને પનારે પડે છે.

રસિકાને ઉછેરી અસંસ્કારી ધનવાન કોઇક બબૂચકને વરાવવી

એ પણ આજનો છે એક નવપ્રકારનો કન્યાવિક્રય.

Sylvia's Marriage નામની નિજની નવલકથામાં અપ્ટન સિંક્લર એને એક પ્રકારનું Prostitution કહે છે. અસ્તુ.

ત્ય્હારે રસેપણાવાળી બીજી કુંજો કઇ?

પ્રાચીન કાલમાં ગન્ધમાદન, કૈલાસ વિ. રસેપણારચેલાં વિહાર-શિખરો હતાં. આજ માથેરાન ને મહાબ્લેશ્વર, ઉટી ને મસૂરી; દાર્જીલિંગ ને સીમલા; કાશ્મીર ને ગુલમર્ગ: ઓફ્ફિસકામે જાય છે ત્ય્હાં કોક; તબિયતની શોધમાં જાય છે ત્ય્હાં થોડાંક; ઘણાંખરાં તો વિલાસની શોધમાં ત્ય્હાં વિચરે છે.

ડુમસ, તીથલ ને ઝાંબોરડી ને જૂહૂનાં વનઃ વીસમી સદીની સાગરતીરની છે વિલાસકુંજો.

ને Variety ની લાલસા એ તો છે એની અધમમાં અધમ ઉરપ્રેરણા.

અને સંયમ છે એ રસેપણાની Brake.

પણ આજના સાહસિકતાના જમાનામાં સૂફાન ને હોકાયંત્ર સાચવીને હોડી હંકારવી એને કેટલાક ભીરુતા ભાખે છે.

સંયમ આજના પ્રચલિત શિક્ષણમાં ઓછો છે, તાજેતરની ફિલસુફીમાં ઓછો છે, નવામાં નવા જીવનમાં ઓછો છે. સંયમનું સંબોધને જાણે પ્રાચીનતાની છાપ! લગામો તોડે એ જ જાણે વીસમી સદીનો સૌન્દર્યપૂજક! સંયમને અશક્ય વસ્તુ માનનારો જ જાણે રસવેત્તા ને કલાકાર!

એટલું ઉચ્ચારું છું—ને પુનરપિ ઉચ્ચારું છું: કાન હોય તે સહુ સુણજો—આ સભામંડપમાં તેમ જ બ્હાર:

**દિલનાં દૂધ નહિં પાવ, તો દીવાનાઓ દારૂ પીશે:**
**દુનિયામાં પ્રેમ દુર્લભ થયે માનવી મોહની મદિરામાં ઝીલશે.**

ને ભર્તૃહરિ ભાખે છે એમ થયું છે આજ:

पीत्वा मोहमयी प्रमादमदिरां उन्मत्तभूतं जगत् ।

જિજીવિષાની વાવી કુંજોઃ ઇસ્પિતાલો, દાક્ટરો, દવાખાનાં, વૈદ્યો, હકીમો વિગેરે.

વિત્તૈષણાની વાવી કુંજોઃ બજારો, વ્યાપારો, નગરચોકો, બેન્કો વિ.

લોકૈષણાની વાવી કુંજોઃ લોકમેદનીની તાળીઓની ગર્જના કાજેનાં ભાષણો; યેનકેન પ્રકારની સસ્તી પ્રખ્યાતીના પ્રયોગો; કીર્તિદાન, કીર્તિલેખ વિગેરે.

એ સહુ એષણાઓની અતિશયતા માનવીની શ્રેયસ્કર નથી જ. નહિ તો ૪ાા કરોડ જાય ને ૩૭ લાખનું દેવું થાય.

એ સહુ એષણાઓ જન્મ સાથે જન્મી, પ્રાણ સાથે પ્રગટી છે.

એવીજ છે–કે એથી યે અધિકી છે મનુષ્યાત્મામાંથી રસૈષણાઃ માનવીની રસાનન્દની જન્મજૂની આરઝૂ ને ભૂખ.

રસૈષણા વિનાનાં સ્ત્રી કે પુરૂષ, રાય કે રંક દીઠા ?

સ્હાંજ પડચે ધનિક કૂલબમાં જઇ પૈસા મૂકી બ્રીજ ખેલે, કે મજૂર પીઠામાં જાય–એ રસાનન્દની શોધમાં, ને રસૈષણાથી પ્રેરાઇને.

રસૈષણાની વાવી કુંજોઃ બાગબગીચા, ઉદ્યાનો, સૌંદર્યમંદિરો, રસગૃહો, આનંદધામો, નાટકશાળાઓ, સિનેમાશાળાઓ, દારૂનાં પીઠાં, કૂલબો, શરતનાં મેદાનો, ઇરાનીની દુકાનો, દેશીવિદેશી ઉપાહારગૃહો, ચોપાટી, બેન્ડસ્ટેન્ડ, વેશ્યાવાડા, જુગારખાનાં, ભવાઇઓ, વિ૦

સાચ્ચો રસાનન્દ પ્રજાને નહિ પવાય તો લોક રસાભાસ પીશેઃ એટલું સ્હમજવાની છે સંસારના રસર્ષિઓની જવાબદારી.

વરે વધૂની ને વધૂએ વરની રસૈષણાને પરિતર્પવી, એ છે પરમ દામ્પત્યધર્મ, ને જગતનાં શુદ્ધશીલાં દંપતીઓનું પરમ જીવણભણતર.

સંસારે સ્હમજવું ઘટે છે કે સ્નેહલગ્ન નહિ થાય ત્યાં સૂધી, શું વિધુર કે શું વિધવા, પુનર્લગ્નના પોકાર કર્યાં જ કરવાનાં.

વડિલો એ વડિલધર્મ ભૂલે છે ત્ય્હારે લલિતાઓ નન્દનકુમારોને દેવાય છે, રસિકાઓ કોક સંસ્કારશૂન્ય ધનવાન બબૂચકોને પનારે પડે છે.

રસિકાને ઉછેરી અસંસ્કારી ધનવાન કોઇક બબૂચકને વરાવવી

એ પણ આજનો છે એક નવપ્રકારનો કન્યાવિક્રય.

Sylvia's Marriage નામની નિજની નવલકથામાં અપ્ટન સિંક્લર એને એક પ્રકારનું Prostitution કહે છે. અસ્તુ.

ત્‍હારે રસેષણાવાળી બીજી કુંજો કઇ?

પ્રાચીન કાલમાં ગન્ધમાદન, કૈલાસ વિ. રસેષણારચેલાં વિહાર-શિખરો હતાં. આજ માથેરાન ને મહાબલેશ્વર, ઉટી ને મસૂરી; દાર્જીલિંગ ને સીમલા; કાશ્મીર ને ગુલમર્ગ: ઓફિસકામે જાય છે ત્‍હાં કોક; તબિયતની શોધમાં જાય છે ત્‍હાં થોડાંક; ઘણાંખરાં તો વિલાસની શોધમાં ત્‍હાં વિચરે છે.

ડુમસ, તીથલ ને ઝાંબોરડી ને જૂહૂનાં વન: વીસમી સદીની સાગરતીરની છે વિલાસકુંજો.

ને Variety ની લાલસા એ તો છે એની અધમમાં અધમ ઉરપ્રેરણા.

અને સંયમ છે એ રસેષણાની Brake.

પણ આજના સાહસિકતાના જમાનામાં સૂકાન ને હોકાયંત્ર સાચવીને હોડી હંકારવી એને કેટલાક ભીરૂતા ભાખે છે.

સંયમ આજના પ્રચલિત શિક્ષણમાં ઓછો છે, તાજેતરની ફિલસુફીમાં ઓછો છે, નવામાં નવા જીવનમાં ઓછો છે. સંયમનું સંબોધન જાણે પ્રાચીનતાની છાપ! લગામો તોડે એજ જાણે વીસમી સદીનો સૌન્દર્યપૂજક! સંયમને અશક્ય વસ્તુ માનનારોજ જાણે રસવેત્તા ને કલાકાર!

એટલું ઉચ્ચારું છું–ને પુનરપિ ઉચ્ચારું છું: કાન હોય તે સહુ સુણજો–આ સભામંડપમાં તેમજ બ્હાર:

**દિલનાં દૂધ નહિં પાવ, તો દીવાનાઓ દારૂ પીશે:**
**દુનિયામાં પ્રેમ દુર્લભ થયે માનવી મોહની મદિરામાં ઝીલશે.**

ને ભર્તૃહરિ ભાખે છે એમ થયું છે આજ:

पीत्वा मोहमयी प्रमादमदिरां उन्मत्तभूतं जगत् ।

શાણા સંસારશાસ્ત્રીઓ! રસિકોની રસેષણાને અમૃતથી તર્પશો, ત્હારેજ મદિરાને માનવી પરિત્યાગશે.

લોકનેતાઓ! દારૂનાં પીઠાં કાયદાથી નહિં, ને 'રચનાત્મક કાર્યક્રમ'થી ઓછાં કરવાં હોય તો દૂધની, છાશની, ગોરસની, શેરડીના રસની રસપરબીઓ શેરીએ શેરીએ ને ચોકે ચોકે માંડો.

સાચો રસાનન્દ પામ્યે રસાભાસના છાયાદેશના છાયારસિકાંઓ—કેટલાંક તો—રસાભાસના એ છાયાદેશને પરિતજશે.

બાકી તો સદ્‌બોધ ઉદ્‌બોધો, ને નિરાશ-નિષ્ફલ થઇને પોકારો નિર્જનતાનાં ભર્યાં ભર્યાં વનમાં જઇને કે

સંસારમાં પુણ્યનાં નહી, પાપનાં વન પ્રફુલ્લેલાં છે.

ત્હારે એટલું તો આપણે જોઇ લીધું કે કવિતાની અમરગંગાઓ રસેષણાના ગિરિવરમાંથી વહે છે.

(૪)

હવે આપણો પ્રશ્ન વિચારિયે.

એક કહે છે કે જીવનમાં કવિતા પાંગરી છે; અન્ય કહે છે જીવનમાં કવિતા ઓસરી છેઃ એક ભરતી ભાખે છે, અન્ય ઓટ ભાખે છે.

ત્હારે સાચું કોણ?

વિરોધાભાસી ઉચ્ચરું છું, પણ કહું છું કે બન્નેય સાચા છે; કારણ કે બન્નેય ભિન્ન ભિન્ન પ્રકારની કવિતા પરત્વે ઉચ્ચારે છે.

'ઓસરી છે' કહે છે તે Congregational Poetry—સંસારકવિતાની વાત કરે છે.

'પાંગરી છે' કહે છે તે Individualistic Poetry—આત્મરંગી કવિતાની વાત કરે છે.

એટલે કે—ટૂંકામાં Lyrics પાંગર્યાં છે, Epics ઓસર્યાં છે.

કેટલાંક દૃષ્ટાન્તો જોઇએઃ યુદ્ધના વીર રસ તો જીવનમાંથી ગયા જ જાણે. અને—અને ત્હો યે ચારેક વર્ષ ઉપર અસહકારની છાવણીમાં વીરરસના ઉભરાનાં ફીણ ઠીક ઉભરાયાં હતાં.

Luxury of illness: મન્દવાડના રાજશાહી વૈભવ હતા: આજે છે એ મન્દવાડના મેળાવા? માંદાં સગાંને કે સ્નેહીને જોવા જવું એને કેટલાંક આજ જીવનધર્મ પ્રમાણે છે? પ્હેલાં ઉજાણીઓમાં જતાં એથી અધિકું માંદાને જોવાને જતાં. આજ પાર્ટીઓમાં વધારે જવાય છે કે માંદા સ્નેહીને જોવાને?

મન્દવાડના યે લ્હાવા હતા: કેટલાક રહ્યા છે? કોક અપવાદ એ તો એ ખોટનીજ પ્રતીતિ: દા. ત. ચંદ્રશંકર પંડ્યાનો મન્દવાડ તો જાણે રાજેશ્રી ઠાઠ.

Luxury of Sorrow ક્યહાં રહી છે? પ્રિયમાં પ્રિયને આજે ચિતાસ્નાન કરાવી કાલે નોકરી ઉપર ચ્હડવાનું. બાર બાર માસને બદલે બાર બાર દિવસનાં યે પથરણાં નથી રહ્યાં. The natiou has no liesure to enjoy her sorrows

Even the luxury of marraige: કેટકેટલા વરરાજાઓને આજ એ ઘડીએ યે રાજા જેવું લાગે છે?

દેશપતિ સ્હામા મળતા ત્હો યે વરરાજાને ચીલો કાપી આપતા. ગરીબોને ત્યહાં લગ્ન પહેલાં પખવાડિયાથી વરઘોડાનાં ગીત ગવાતાં: વડી પાપડના આનંદોત્સવ થતા.

'સુધારા'ની એક કથા કહું?

શ્રીમાળી બ્રાહ્મણોમાં જાન ઘણા દિવસો રહેતી. દસ દિવસ તો સાધારણ હતા: કારણ આઠે દિવસે કંકણદોરા છૂટે તે પછી જવાતું; ને લગ્નની આગલી તિથિએ કળેવા થતા ત્યહારે આવવું પડતું. લગ્ન-અંગેની ધર્મક્રિયાઓ ને રસરમણાઓ અઠવાડિયું ચાલતી.

જીન્દગીભરના એકના એક મહોત્સવને અવસરે યે દસ દિવસનો ઉત્સવે વધારે પડ્યો પ્રજાને. 'સુધારો કરો,' 'સુધારો કરો,' 'સુધારા'નો પોકાર ઉઠ્યો. ઠરાવો થયા. અમારે ત્યહાંથી એ 'સુધારો' શરુ કરવાનો હતો. નિશ્ચય કરી રાખ્યો કે ચાર દિવસ જાનને રાખવી છે.

જાન આવી, લગ્ન થયાં. અને પછી? પછી 'સુધારો.'

અમે સુધારો શું કરવાના હતા! વરરાજાએ જ રજા માગી કે ચારજ દિવસની રજા લઇને પરણવા આવ્યો છું. જાનને રાખો-રાખવી હોય તો, ને મ્હને રજા આપો.

લગ્નને માટે ચાર દિવસની બધી રજા મુંબઇના સોલીસીટર સાહેબે આપી હતી વરને.

પરણવાના આનન્દની યે નવરાશ નથી. કોને? વરને!

ઓ અર્ધદગ્ધ–અર્ધપેખન્તા અનુકરણિયા સુધારકો! ભૂલો મા. ત્હાં–યૂરોપમાં યે–સામાન્યતઃ—એક માસનો Honeymoon હોય છે. યૂરોપમાં લગ્નની લીઝુંત એક માસ તો, સંસાર ભૂલીને યે, દમ્પતી માણે છે.

પ્રજાનેતાઓ! પારકું અડધુંક આપણે ત્હાં પેખી 'સુધારા'ને નામે કુધારતા મા.

Luxury of Social Joy પણ ઓસરી છે. ઉત્સવો, મન્દિરો, ન્યાતજમણ, સંસારમેળાઓ, સમૈયા, હિંડોળા, પારણાંઃ અવિભક્ત કુટુંબની કવિતા, પાંડવોની–રામભદ્રની કુટુંબકથનીઓ, માતૃધર્મ, પિતૃધર્મ, ભ્રાતૃધર્મ, મિત્રધર્મ, પાડોશધર્મની કવિતા ઓસરી છે.

ત્યાગ, સંન્યાસ, સંયમ, યોગની કવિતા તો આ વિલાસયુગમાં ક્ય્હાંથીજ પાંગરે?

ટૂંકામાં Congregational Poetry ઓસરી છે.

ત્યારે કઇ કવિતા પાંગરી છે?

અહંતાની કવિતા પાંગરી છેઃ Individualistic Vaggeries called Lyrics–એની કવિતા ને ગઝલો પાંગરી છેઃ દૂતો ને દૂતીના વિહાર, એમના રસ ને રસાભાસ પ્રફુલ્લ્યાં છેઃ દા. ત. અલી! મ્હને વ્હાલી કહીને બોલાવી.

શુભ ને કલ્યાણનાં ધામ જેવા કુલવાસ છે ત્હાં દામ્પત્યની કવિતા, ગૃહજીવનની કવિતા, ગૃહસ્થાશ્રમની કવિતા, આતિથ્યની કવિતા, (માસ–

માસ–મિત્રો પરસ્પરને ત્ય્હાં સહકુટુંબ મહેમાની માણતા રહેતા હોય એ કુલમાંથીજ સારો ગુજરાતગજવતી આતિથ્યની કવિતા ગાજી ઉઠે કે 'મ્હેમાનો ઓ વ્હાલાં! પુનઃ પધારજો.' આતિથ્યસૂના સૂમડા એકાન્તિકને ત્ય્હાં એ કવિતા જીવાતી યે ન હોય ત્ય્હાં રચાય તો ક્ય્હાંથીજ?) પતિપત્ની ને એમનાં સન્તાન, એમની ગૃહકુંજો ને એમનાં સંકોચિત પણ ઉજમાળા કુલભાવની કવિતા આપણા ગુજરાતે પાંગરી છે.

આપણી બાળકીઓ ગાય છે આપણું એક સંસારચિત્રઃ

સસરો મ્હારો દ્હેરાસરનો દેવ જો!
સાસૂડી દ્હેરા–તે–સરની પૂતળી.
જેઠ મ્હારો અસાડીલો મેઘ જો!
જેઠાણી ઝબૂકે વાદળવીજળી.
દીયર મ્હારો ચાંપલિયાનો છોડ જો!
દ્હેરાણી એ ચાંપલિયાની પાંખડી.
નણંદ મારી વાડીમાંની વેલ જો!
નણદોઇ એ વાડી તે માંહ્યલો માંડવો.
આસો માસો, શરદ પુનમની રાત જો!
ચાંદલિયો ઉગ્યો રે સખિ! મ્હારા ચોકમાં.

એવી કવિતા દલપતકાવ્યમાં છેઃ

જશવન્તો રુડો જેઠ ઈશ્વર આપોનેઃ
ઠરવા મઝિયારો ઠેઠ, કુમતિ કાપોને.
દીયર દિલનો દરિયાવ, ઈશ્વર! આપોને;
દ્હેરાણી રાણી રાવ, કુમતિ કાપોને.

કાઠિયાવાડનાં ગામડાંશોભવતા પેલા બોટાદકરમાં એવી કવિતા છે. ગુજરાત સમસ્તને અવલોકતા, દલપતનર્મદની જોડમાં બેસે એવા સમર્થ સંસારશાસ્ત્રી ગો. મા. ત્રિ. શિવાય અમદાવાદના, નડિયાદના, વડોદરાના, ભરુચના, સુરતના, દમ્મણના, વાંદરાના કવિના કાવ્યસંગ્રહોમાં કે નવલકથાકારની નવલકથામાં કેટકેટલી એવી કવિતા દીઠી?

આજના Individualismના—વ્યક્તિસ્વાતંત્ર્યના યુગમાં એ કવિતા તો ઓસરી ગઇ—જો કે મુંબઇના જે સંસ્કારી કુટુંબમાં એ ફરિયાદ સાંભળી છે ત્ય્હાં તો દહેરાણી યે છે ને જેઠાણી યે છે, સાસૂ યે છે ને સસરો યે છે: એ કવિતા જીવનમાં જીવાય છે ને હું તો પ્રત્યક્ષ પેખું છું.

પણ રખેને પોતાનો રડ્યોખડ્યો અપવાદ નિરખી નિરખીનેજ પ્રતીતિ પામ્યે સંસારકવિતા ઓસર્યાનો એ સિદ્ધાન્ત કદાચ એ ઉચ્ચરતાં હોય.

એમનાં જીવનમાં તો Individualistic—અહંતાની કવિતા યે કંઇ ઓછી નથી પાંગરી.

અને નિત્યપરિચયથી આપણે વીસરિયે છીએ: પણ Congregational Poetry—સંસારકવિતા એક દિશામાં તો પાંગરી છે જ.

જ્ય્હાં જ્ય્હાં વિજ્ઞાને (Science એ) મનુષ્યસુખને સોહાવ્યું છે, ત્ય્હાં ત્ય્હાં—આપણે વીસરિયે છીએ, ત્હો યે—સંસારકવિતા પાંગરી છે. આપણી રાત્રિઓ વીજળીએ અજવાળી છે, દૂરદૂરનાં છેટાં ઉચ્છેદાયાં છે, ટેલીફોન, સીનેમા, ગ્રામોફોન, રેડીઓ: મોટરમાં કાશ્મીરયાત્રા, સાઇકલ ઉપર જુવાનોની જગત્યાત્રા; જલનૌકાઓ, જલાભ્યન્તરગામિની જલનૌકાઓ, ગગનવિહારી વિમાનયાત્રાઓ:

Science ના અદ્દભુતોની એ સૌ અદ્દભુતતા પરિચયથી કાંઇક ઉપટી જાય છે, ત્હો યે તે વિજ્ઞાનની અદ્દભુતતાઓ જ છે. ને સિકન્દર કે નેપોલિયન, જંગીસખાન કે તૈમુરલંગના કરતાં યે વિજ્ઞાનશાસ્ત્રીઓના એ અદ્દભુત વિજયો છે.

બન્ધુઓ! વસન્તોત્સવવેળા ઉચાર્યું હતું એ જ આજે યે ઉચ્ચારું છું કે આપણા આ નવયુગનાં છેલ્લાં પોણોસો વર્ષમાં ગુજરાતમાં કવિતા-વેલ પાંગરી છે, પાંગરી છે, પાંગરી છે.

( ૫ )

હવે આજનો આદિ પ્રશ્ન વિચારિયે: મનુષ્યજીવનમાં કવિતાનું

સ્થાન કીયું ?

સદસદ્‌ની પ્રેરણાઓ, જીંદગીના આદર્શો, આત્માની આરઝૂઓ, હૈયાનાં ભૂખ ને તરશ ને ભાતાં, ધર્માચરણની શુભ વાસનાઓ : જ્‌હાં એ સૌ વસે છે, ત્‌હાં છે જીવનમાં કવિતાનું સ્થાન.

શૃંગારરસ પ્રધાન રસ છે. પણ જીવન એટલે શૃંગારરસ એક જ નહિ.

શૃંગાર રસ એટલે { નરઉરની નારીપૂજા, નારીઉરની નરપૂજા. } (પ્રેમકુંજમાંથી)

સારંગીમાં એક તાર પ્રધાન તાર હોય છે, પણ સમસ્ત સારંગી એટલે એ એક પ્રધાન તાર જ નહીં: સારંગી એટલે તાર સમસ્તનો સરવાળો. 'જીવન એટલે શૃંગારરસ' માનનારાં જુવાનડાંઓ અધુરું ભાળે ને ભાખે છે.

શૃંગાર રસ, વીર રસ, હાસ્ય રસ, કરુણા રસ, શાન્ત રસ; કવિતાના નવે રસ, ને દશમો પ્રેમલક્ષણા ભક્તિરસ : એમની ગંગોત્રીઓ ને જમનોત્રીઓનાં ઝરણાં જ્‌હાં પ્રગટે છે, મનુષ્યજીવનમાં કવિતાનાં ત્‌હાં છે સ્થાન.

Excelsior ને Evolution ના noble instincts જ્‌હાં જન્મે છે, ત્‌હાં કવિતાનાં છે ધામ.

બાલક જન્મે છે ને માતાના ધાવણને વાંછે છે એ જ બાલકની રસેષણા.

જગતની વિદાય લેતાં લેતાંયે જર્જરિત કો વૃદ્ધ જન જગત ભણી આરઝૂની આંખે નિહાળી રહે છે, એ જ એની રસેષણા.

અમૃતમાં પગલાં ભરતાંયે સંસારને સ્મૃતિભીની–શોકઝરતી આંખે નિહાળી રહે છે એ રસાનન્દના ને સંસારની કવિતાના અમૃતત્વ ઉપરના યે ક્ષણિક વિજય.

That is the place of poetry in life.

રામભદ્રના હૈયામાં જ્‌હાં દશરથ વસતા, કૌશલ્યાજી વસતાં, સીતાજી વસતાં, લવકુશ વસતા, સુગ્રીવજી વસતા, હનુમાનજી વસતા,

વસિષ્ઠજી ને વાલ્મીકિજી વસતા, ઉત્સાહ વસતો, વીરત્વ વસતું, રાજધર્મ વસતા: ત્ય્હાં છે કવિતાનો વાસ.

રામભદ્રના જીવનમાં હતી એ કવિતા, એટલી નહિ તો અંશતઃ પણ, આપણે આપણા જીવનમાં, ધારિયે તો, ઉગાડી શકીએ.

કુબેરના વૈભ્રાજબાગ ઘેરઘેર ન હોય: ત્હો યે, ઇચ્છા એક હોય તો, તુલસીનો છોડ આંગણે ક્યારામાં કે કુંડામાં ઘણાંખરાં તો વાવી શકે.

આપણો નર્મદ તો કહી ગયો છે કે જન્મથી સહુ કો કવિ છે.

આકાશવિહોણું પૃથ્વીનું અણુ હોય, તો કવિતા–રસાનન્દવિહોણું કો માનવીજીવન હોય.

આભને અડનારા દીઠા નથીઃ તેમ કવિતા કે આદર્શોની પરિપૂર્ણતાને જીવનમાં ઉતારનારે દીઠા નથી.

The ever-present problem for every one of us is this: How to solve the Equation of the Ideal and the Actual: How to bring about the Compromise and Harmonization of Poetry and Life. ને નિજનિજની શક્તિમતિ, સંજોગોનું જોર, આસક્તિનાં આકર્ષણ, સદાચરણબલ, સંયમ, ધર્મબુદ્ધિ અનુસાર સહુ કો પોતપોતાના એ ઉકેલ ઉકેલે છે.

( ૬ )

ત્ય્હારે–પ્રજાની રસેપણા તો જાગી છે.

અને આજે દેશને શાની જરૂર છે? આજે વિ. સં. ૧૯૮૨માં ને ઇ. સ. ૧૯૨૬માં? આજે દેશની સ્થિતિ શી છે?

દેશની સ્થિતિ આજ હારેલા લશ્કરની છાવણી જેવી છે.

૧૮૫૭ માં સંગ્રામ માંડ્યા હતાઃ હાર્યાઃ એ બળવો.

૧૯૨૧ થી સંગ્રામ મંડાયા હતાઃ હાર્યાઃ આ બેઠો બળવો. આજનું ભારત એટલે હારેલા લશ્કરની તૂટીલૂંટી છાવણી.

પ્રજામાં નૈરાશ્યઃ લોકસમુદાય પડ્યો છે, જાણે ભસ્મ ચોળ્યો કો અવધૂત, ભભૂત લગાવેલો જાણે કો જોગી.

હૈયેહૈયામાંથી નિસાસા નીકળે છેઃ જાણે કે
વડલા! ત્હારી વરાળ પાનેપાને પરજળે.

Political discontent, Social discontent, (તાજેતરમાં ભાટીઆપરિષદ); Religious discontent, (તાજેતરમાં શ્રી જૈન પરિષદ); Commercial discontent, (તાજેતરમાં કરંસી કમિશનનો રીપોર્ટ); Communal discontent, (હિંદુઇસ્લામ). બર્ક સાચ્ચો હોય તો કોઇક મહાકલ્યાણની જનનવેદનાની પૂર્વેના જેવો કષ્ટકારી ગર્ભકાલ આપણી પ્રજાનો આજ છે.

પણ એ કાલે જ ગર્ભવતીના દોહદ પૂરાવા જોઇએ ને?

એ નિરાશાભારમાં પ્રજાઆત્મા ચગદાઇ ન જાય, હૃદય રૂંદાઇ ન જાયઃ પ્રેમોરિયાના પ્રેમમન્દિરે બન્ધ પડેલી—ઓસરી ગયેલી પ્રેમપૂજાની પુનઃસ્થાપના કરાવેઃ હૃદયને સંજીવન છાંટે, અન્ધકારમાં આત્માને ઉર્ધ્વદૃષ્ટ રાખેઃ પ્રજા વાંછે છે એવા રસર્ષિ આજ.

તરસ્યું જગત માગે છે આજ
પ્રોત્સાહનનાં પાણી પાનારો યોગીન્દ્ર,
પ્રેરણાનાં અમૃત પાનારો પયગમ્બર.
વૃદ્ધ પ્રાચીન જગતને
થાક ચ્હડ્યા છે જીવનના,
ઓટ થયા છે આયુષ્યના.
ખરી પડ્યાં છે માનવજાતનાં
ઉડવાની પાંખોનાં પીછાં.
નથી ઝીલાતા કે નથી વંચાતા
સંસારના લોકગાજન્તા મહાશબ્દો.
શ્રમિત છે દીર્ઘયાત્રાના શ્રમથી
મનુવંશની દશે યે ઇન્દ્રિયો.
એ થાક ઉતારી પ્રોત્સાહન પૂરે,

પગમાં ઉમંગનાં ઉડવાં પ્રેરે-પોષે,
હૈયામાં જ્વલન્તજ્યોત હુલ્લાસ જગાડે,
આત્માની પાંખો પ્રગટાવે:
એવા જોઇએ છીએ જગતને જોગન્દર:
માનવજાતના મહાસાગરમાં
આનન્દભરતી ઉભરાવનારો દેવચન્દ્ર.
ઉરઉરનાં પ્રેમોરિયાં રચે,
ઘરઘરની પ્રેમકુંજ સરજે,
ને કુંજેકુંજે પ્રેમોત્સવ ઉજવાવે:
કીકી-કીકીમાં જલાવે રસની જ્યોત,
ભીડેલા ઉઘાડે અંતરના ભંડાર,
ને જગતને ઝૂલાવે રસહિન્ડોલે;
એવા પ્રેમમન્દિરના પૂજારીઓના
અવનીવાસીઓને છે હવે અભિલાષ:
પુણ્યોજ્જ્વળ સુધાસોહન્ત જગગાજન્તી
રસઋચાઓ રચન્તા મહાનુભાવ રસર્ષિ:
આ યુગનો અવનીનો રસયોગીન્દ્ર.

પ્રેમકુંજ, પા. ૧૩૦

પ્રજાને થનગનાવે, ઉડાવે, આનન્દાવે એવા કો રસના અવધૂત;

ઉત્સવો ઉજવાવે, આત્મામાં સાગર ઉછાળાવે, એવો શરદ્પૂર્ણિમાનો મધ્યરાત્રિનો પુણ્યનિર્મળો પૂર્ણેન્દુ:

પ્રજા આજ એ વાંછે છે—સકલ ઓષધિઓને પોષન્તો રસાત્મક સોમદેવ.

પ્રજાનાં પુણ્ય પહોંચતાં હશે તો મળી રહેશે જ.



२

रसो वै सः

# વસન્તોત્સવ



(ફાલ્ગુની વસન્તપૂર્ણિમા, વિ. સં. ૧૯૮૨;

**માધવબાગ, મુંબઈ:**

વીલે પાર્લે સાહિત્યસભા તરફથી)

## વસન્તની વસન્તિકા

૧. આજ પૃથ્વીને નવપાંખડીઓ પ્રગટી જો!
પાંખડીએ–પાંખડીએ પૃથ્વીનાં પુણ્યો ઉગે.
આજ વાદળનાં દેવબારણિયાં ઉઘડ્યાં જો!
વાદળથી વરસે હો! વસન્તની વસન્તિકા.

૨. દિવસે અર્ચી કેસરચન્દનની અર્ચા જો!
રજનીને ભાગ્યે કંઇ નિર્મલ ચાંદલો.
રંગરસિયાંના જાગ્યા મનના કોડ જો!
સોહાગણ આવી હો! વસન્તની વસન્તિકા.

૩. વસુન્ધરાના વસુઓ વન ઉભરાયાં જો!
ગન્ધવતીના ગન્ધ જગત પમરી ઉઠ્યા.
હેલે ચ્હડ્યાં હૈયાનાં રસસરવરિયાં જો!
રસલહરે લહરે હો! વસન્તની વસન્તિકા.

૪. પલ્લવપાળ પંખી બેઠાં બેલડીએ જો!
મંજરીને ગોખે કંઇ કોયલ રાણી ટ્હૌકા કરે.
સંજીવનના અમીકણ છાંટી ઘૂમતી જો!
જનવનના મહેલે હો! વસન્તની વસન્તિકા.

૫. ફૂલડે ઝબકી વસન્તની વીજલડી જો!
નયનનયન રસતી હો! વસન્તની વસન્તિકા.
ઉરમાં, કુલમાં, દેશમાં, જગને ચોક જો!
બ્રહ્માંડે વિલસે હો! વસન્તની વસન્તિકા.

---

આજ સ્વપ્નામાં ડોલતા ડુંગર દીઠા જો!
ખળખળતી નદીઓ રે કે આજ મ્હારા સ્વપ્નામાં.
એ લોકગીતનો ઢાળ.

રાજ! કોઇ વસન્ત લ્યો, વસન્ત લ્યો.

ગુજરાતનાં વસન્તોત્સવિયાંઓ!

કો શાસ્ત્રીય પ્રવચનની આશાભર્યાં તો આજ નથી પધાર્યાં ને? આજ તો છે વસન્તોત્સવ.

રાજ! કોઇ વસન્ત લ્યો, વસન્ત લ્યો!
હાં રે મ્હારી ક્યારીમાં મ્હેકમ્હેક મ્હેકી:
હો રાજ! કોઇ વસન્ત લ્યો, વસન્ત લ્યો.

આજ અઠ્ઠાવીશ વર્ષે વળી એ આમન્ત્રણ ઉચ્ચારૂં છું: ગુજરાત! પધાર વસન્તને વધામણે.

બેએક વર્ષ ઉપર ગુજરાતની રાજધાનીને ન્હોતરી હતી વસન્તોત્સવને અવસરે.

બાદશાહો એકવીશ દિવસનો વસન્તોત્સવ ઉજવતા. અમે બાદશાહો નહોતા એટલે અઢાર દિવસનો વસન્તોત્સવ ઉજવ્યો હતો. સ્ત્રીઓના પરવે બેએક હજાર સ્ત્રીજનો પધાર્યાં હતાં. બાલકોને પરવે પાંચેક હજાર બાલકોનો બાલસંઘ કિલકિલતો હતો. છેલ્લે–અઢારમે દિવસે પચ્ચીશેક હજારની મનુષ્યમેદનીની છોળ ઉલટી હતી. આઠદશેક હજાર જન ગુજરાતની નવવસન્તનો એ કલાભંડાર જોઇ ગયું–બાકીનાંને પાછાં વાળવાં પડયાં. રાત્રે દરવાજા ભીડયા ને દીપાવલિ સમેટી ત્યહારે

હઠીભાઇની વાડીથી લશ્કરીના બંગલા સૂધી મનુષ્યમેદનીનું સરોવરિયું છલબલતું હતું.

બેએક વર્ષ ઉપર એક વસન્તપંચમીને પરવે એમ અમદાવાદને ન્હોતર્યું હતું અભિનવ વસન્તોત્સવને કાજ.

મુંબઇમાં ગુજરાતની નગરનગરની જનતા છે: મુંબઇમાં ગુજરાતની કુંજકુંજના પ્રતિનિધિઓ છે. મુંબઇદ્વારા સમસ્ત ગુજરાતને ફરી આપું છું આજ એ નવવસન્તોત્સવનાં આમન્ત્રણ.

વિભૂતિયોગમાં શ્રી કૃષ્ણજીએ કહ્યું છે કે ऋतूनां कुसुमाकरः.

આજે છે એ ભગવાનભાખ્યા ઋતુરાજનો ઉત્સવ. આવો ને વધાવો.

રાજ! વીણી કળીઓ મ્હેં નેત્રમાં ઉઘાડી;
હાં રે મ્હારે હૈયે–લલાટે વધાવી:
હો રાજ! કોઇ વસન્ત લ્યો, વસન્ત લ્યો.

આજે એ ઉત્સવ છે, જે રાજમહેલોમાં બાદશાહો પાળતા, અને આવી રૂડી આસોપાલવ કેરી ડાળી, કે શીતળ છાયા ઢળી રે લોલ:

એ આસોપાલવની ડાળે હીંચકો બાંધી ખેડૂતો ઉજવતા.

કાશ્મીર ભણીની બાલિકાઓ વસન્તમાં ગુલબાઝી ખેલતી. રાજસ્થાનમાં રાજાઓ દાંડિયારાસ ઝીલતા.

માનવજાતની માનવતાનો આજ ઉત્સવ છે.

શાકુન્તલમાં કાલિદાસ કહે છે કે उत्सवप्रियाः खलु मनुष्याः— આવો, ઉત્સવ ઉજવો માનવજાતના, આત્માને રસઅંજલિ છાંટીને સજીવન રાખો. શુદ્ધ રસઅંજલિ અમૃતઅંજલિ જ છે સદા.

આર્યાવર્તની આર્ય પ્રજા જ આ ઉત્સવ પાળે છે એમે નથી.

ઇસ્લામ ઉજવતો. ગ્રીસરોમ ઉજવતાં. પારસીઓ પાળતા. બાગ્દાદમાં નૌશીરવાન ઉજવતા; પાર્સિપોલિસમાં ઝર્કસીસ ઉજવતા; હસ્તિનાપુરમાં દુષ્યંતરાજ ને અકબરશાહ ઉજવતા. નીલકાંઠે ક્લિયોપેટ્રા ઉજવતી, જમનાકાંઠે શકુંતલા ને નૂરજહાંન ઉજવતાં. શીરાઝનાં ગુલિસ્તાનોમાં ને પેરિસનાં પરસ્તાનોમાં વસન્તોત્સવ આજે યે ઉજવાય છે.

યૂરોપમાં તો વસન્તરાણીના વરઘોડા ચ્હડાવે છે, અને આપણા જેવા કંઇક વસન્તગરબા–Roundelay ગે ગવાય છે.

જાપાન એટલો ફૂલવ્હાલૂડો દેશ છે કે ત્ય્હાં ફૂલડોલનો વસન્તોત્સવ સકળ પ્રજાગણ પાળે છે.

ચોખંડનો ઇતિહાસ ઉચ્ચારે છે કે વસન્તોત્સવ કોઇક એક કોમનો કે દેશનો કે ધર્મનો એકદેશી ઉત્સવ નથીઃ જગતનો ને જગતજનતાનો સર્વતોભદ્ર મહોત્સવ છે.

પૃથ્વીની મહાપ્રજાઓનો એ રસોત્સવ છે. જગતની મહાપ્રજાઓનો સમન્વય જ્ય્હારે થશે ત્ય્હારે પ્હેલો રસોત્સવને કો રસઆરે થશે. જગતના રાજમન્ત્રીઓ નહીં, પ્રકૃતિના પરમ પુત્રો–જગતના રસરાજવી કવિવરો એ જગતસમન્વયના વિધાતા થશે.

વનમાં ને ઉપવનમાં પ્રકૃતિનાં આજ ફૂલલોચનિયાં હસે છે, પોપચાં સરિખડી કુંપળો નાચે છે. ઠામ ઠામ આંબાવાડિયાં મ્હોર્યાં છે.

ને આપણો ગુજરાતે એક વિશાળું આંબાવાડિયું જ છે ને? ગુજરાતને યે મ્હોર બેઠા છે.

આજ પૃથ્વીએ વાસન્તી વાઘા સજ્યા છે. વનવન મ્હોરી ઉઠ્યાં છે. પલાશને કેસૂડાં બેઠાં છે. વનરાજીની હરિયાળીમાં રક્તિમાની પતાકાઓ ઉડે છે. મંહી કોયલો ટહુકે છે, મોરલા થનગને છે.

વસન્તકોડિલો કવિવરે ટહુકી રહે છે કે,

મ્હારા તે બાગમાં ચાંપલિયો;
ચાંપલીયે તો મોર રેઃ
સોનેરી ચાંપલિયો મ્હોરિયો.
કરે કળા તે મીઠી રાજતી;
ઉનાળે નમતે પહોર રેઃ
સોનેરી ચાંપલીઓ મ્હોરિયો.
ભર્યાં નિર્મલ શા ક્યારડા?

લીલૂડા દીપે છોડ રે:
સોનેરી ચાંપલિયો મ્હોરિયો.
ઠંડી સુગન્ધી ધીરી માધુરી;
વાધે ત્ય્હાં મનના કોડ રે;
સોનેરી ચાંપલિયો મ્હોરિયો.
રંગ રંગ જોઇ થાઉં રંગિલી;
આવજો ત્ય્હાં સહુ બ્હેન રે:
સોનેરી ચાંપલિયો મ્હોરિયો.
આપણ કરીશું નેહગોઠડી;
ગાશું નર્મદવેણ રે:
સોનેરી ચાંપલિયો મ્હોરિયો.

એમ કોટીનયણી વસન્ત આજ ઠામઠામ હસી રહી છે, નયનહાસથી જગતને વધાવી રહી છે. આપણી યે એને અભ્યર્થના છે:

ફૂલડાંની આંખોમાં વસન્ત! કાંઇ આંજ્યું ત્હમે;
આંજો જાદુગર આંજણ એ મુજ નેન જો!

ફૂલડાંના પુણ્યપરિમલવન્તા એ કોડ ધન્ય જનની આંખડલીમાં યે અંજાયા છે, ને રસિકોનાં રસલોચનિયાંમાંની વસન્તિકાની કિરણવેલથી સંસારને વધાવે છે.

આત્માની યે કળીઓ પ્રફુલ્લી ફૂલ થયાં છે.

આજ જગતમાં પુષ્પનો ઉત્સવ છે, પરિમલનો ઉત્સવ છે, વિકાસનો ઉત્સવ છે, પ્રકાશનો ઉત્સવ છે.

વસન્ત એટલે વિકાસ ને પ્રકાશ.

આજ કાળી ચૌદશ નથી, આજવાળાંનો ઉત્સવ છે.

આભ ઊંડાં ગયાં છે, તડકા તેજસ્વી થયા છે. વળી એ વાસન્તિક કવિ લલકારી ઉઠે છે કે

તડકાના રંગ કેવા? રે નર્મદ જંગી!

તડકાના રંગ કેવા? જેવા જોઇએ રે તેવા;
અંશીને લેવા જેવા: રે નર્મદ જંગી!

* * *

દુનિયામાં બહુ બહુ જંગો, એમાં વિધવિધ છે રંગો;
એમાં સદા દેતો ડંકો: રે નર્મદ જંગી!

ઝાળના નહિ, તેજના આજ ઉત્સવ છે.
અગ્નિના નહીં, ઉષ્માના આજ ઉત્સવ છે.
આજ આપણે આંગણ રસના રસેશ્વરનું પર્વ છે.

રાજ! દેવીદેવી સોહાગ લેવા આવે;
હાં રે મીઠી સ્નેહની બંસરી બજાવે:
હો રાજ! કોઇ વસન્ત લ્યો, વસન્ત લ્યો.

જનતા આજનું પર્વ પાળે છે, ને ઇતિહાસ તે ઉજવે છે. પૃથ્વી પમરી રહે છે, પ્રકૃતિ ભભૂકી ઉઠે છે. આભમાં સૂર્ય ને નક્ષત્રો અને રાશીઓ આજનો સમારંભ યોગ રચી રાચે છે. વિરાટ નગરીના ચોકમાં મહામાયા-मम माया दुरत्यया–એ જોગમાયા રાસ રમવા નીકળી પડ્યાં છે.

આંબાછાયે ખેડૂત, જેલમને ને જમનાને તીરે બાદશાહો ને બાદશાહણો, એમ અમરલોકમાં મન્દાકિનીને આરે દેવકુલ આ ઉત્સવ ઉજવે છે. તેજસરિતાને ઘાટે ઘાટે સૂર્ય ને ગ્રહો ને ઉપગ્રહો એ ઉત્સવના રાસ રમે છે. દેવસરિતાની સોનરેતમાં દેવ ને દાનવ રસઘૂમડી ઘૂમતા જગત્-સંગીત ગજાવે છે, ને દિશાઓની ઝાડીઓ ત્હેમના પડઘા ઝીલતી ઉભી છે.

પડઘો ક્ય્હાં પડ્યો? રસબાલ!
ભેદી ભીષણ જગના દુર્ગ અનિલ ક્ય્હાં આથડ્યો?
રસબાલ!
ઉપર જ્ય્હાં અનહદ બાજે સાજ, દુહ્નરવ ત્ય્હાં ચ્હડ્યો?
રસબાલ!
આછેરી પીંછીથી બ્રહ્માંડતીર્થ આલેખિયાં,

ઘૂમે પ્રશસ્ત તટે મન્દાકિનીનાં નીર જો!
સુરો-અસુરની મેદની અખંડ ત્હાં રાસે રમે;
નૃત્યનેતા અમીમોરલી હલકે સુધીર જો!
પદતાલી ભવ્ય ધમકે મહાગમ્ભીર જો!
કોયલડી! ત્હારી વેણુથી અનેરી વેણુ વાગે ત્ય્હાં:
કોયલડી! સહુ વેણના વિલોલ શબ્દ જાગે ત્ય્હાં.
રમે-રચે ચૌદ ભુવનને દડે પરમ ભારતરણ અબધૂત કાલ,
પડઘો ત્હાં પડંચો, રસબાલ!

ગંગાની પેઠે, ચન્દ્રિકાની પેઠે, વસન્તની વસન્તિકાનાં યે વ્હેણ આભમાંથી અવનીમાં ઉતરે છે. ને એ રસસરિતાની રસવાડીઓમાં રસસોહાગ વીણવાનું દેવદેવીઓ યે ધન્યભાગ્ય માને છે.

પ્રજાપ્રજાના ઇતિહાસ, દેશદેશની ફૂલવાડીઓ, આકાશઉડતી સૂરજમાળ ઉચ્ચારે છે કે વિશ્વમાં આજે વસન્તોત્સવ છે.

જગતભરનાં સાહિત્યોએ ગાયેલો છે આજનો તો ઉત્સવ.

ગુજરાત! પધાર વસન્તચોકમાં જગતકવિતામાં ગવાયેલા એ વસન્તોત્સવને કાજ.

પ્રકૃતિ ન્હોતરે છે, રસેશ્વર આમન્ત્રે છે. આવ; વસન્તપૂજનની વેળા થઇ છે.

અને સારૂં યે વિશ્વ આ મહોત્સવ શાને પાળે છે આજ?

ઇતિહાસ આ મહોત્સવ ઉજવે છે; મનુષ્યની જ્ઞાનદૃષ્ટિ નિરખે છે ત્હારથી પૃથ્વીની મહાપ્રજાઓ આ મહોત્સવ પાળે છે.

એમ કેમ?

માનવજાતનો આ ઉત્સવ છે, પ્રકૃતિનો ઉત્સવ છે, પંખીડાંનો ઉત્સવ છે, સૂરજમાળનો ઉત્સવ છે.

કારણ કે: આજે અમૃતનો ઉત્સવ છે.

પરબ્રહ્મ પ્રકૃતિને આજ અમૃત છાંટે છે.

કરમાયેલું કોળે છે, ચિમળાયેલું હસે છે, બીડાયેલું પ્રફુલ્લે છે; આજ એ ઉત્સવ છે.

વિવર્ણાંને યે આજે રંગ ચ્હડે છે.

ભગવાનના સંજીવન મણિનો આજ ઉત્સવ છે.

પાનખરનાં પાનસૂનાંને નવકુંપળો ફૂટે છે, પલ્લવવન્તાંને મ્હોર પ્રગટે છે, કળીઓનાં ફૂલ પ્રફુલ્લે છે.

જગતમાં આજ પુનરુત્થાનનો ઉત્સવ છે.

૧૯૯૮નો પ્રેમભક્તિનો વસન્તોત્સવ, ૧૯૦૨નું આનન્દશંકરનું વસન્ત, ૧૯૧૯નું ભાઇ મોહનદાસનું નવજીવનઃ એ સહુનો લક્ષ્યાર્થ છે એક જ; ગુજરાતનું સંજીવન, ગુજરાતીઓનું પુનરુત્થાનઃ ગુજરાતદ્વારા ભારતનું, ને ભારતદ્વારા જગતનું નવચૈતન્ય ને નવવિધાન.

ગુજરાતનાં વસન્તોત્સવિયાં! પધારો એ મહોત્સવમાં, ગુર્જરદેશના પુનરુત્થાનના વસન્તોત્સવમાં.

પધારો, વસન્તને વધાવિયે.

આજે છે એ સંજીવનનું પર્વ.

પરબ્રહ્મ આજ પ્રકૃતિને અમૃતછાંટણાં છાંટે છે.

આવો, વસન્તોત્સવિયાં! આવો, ને ઉજવો એ ઉત્સવ.

પણ ભૂલમાં ભૂલશો માઃ વસન્તોત્સવની પાછી હોળી કરશો મા. વસન્તમાં આંબા ય મ્હોરે છે, ને—ને મહુડા યે મ્હોરે છે.

મહુડાના ભોગી મહુડાના ઉત્સવે માણશે. ત્હમે તો સહુએ યે આમ્રરસનાં રસિયાં છો ને?

ગાવ ફરીથી એક વેળાઃ

રાજ! દેવદેવી સોહાગ લેવા આવે;<br>
હાં રે મીઠી સ્નેહની બંસરી બજાવેઃ<br>
હો રાજ! કોઇ વસન્ત લ્યો, વસન્ત લ્યો.

સોહાગણનો આજ સૌભાગ્યોત્સવ છે, આજ સ્નેહબંસીનું મહા-

પરવ છે. જગતભરમાં આજ રસરાજની રસબંસી બાજી રહી છે.

એક ઈંગ્રેજ કવિએ ઉચ્ચાર્યું છે કે–

In the Spring a young man's Fancy
lightly turns to thoughts of Love.

આપણા કાવ્યશાસ્ત્રના શાસ્ત્રીઓએ ભાખ્યો છે આજનો કામોત્સવ. ને સાહિત્યની એ શબ્દાવલિએ ભલભલેરાને ભુલભૂલામણીમાં ભમાવ્યાં છે.

ત્યારે સંસ્કૃત સાહિત્યદૃષ્ટિએ કામ એટલે શું?

કામ એટલે Desire.

કામ એ મૂળે ભાવોર્મિ છે, દેહોર્મિ નથી. શકુન્તલામાં તો કાલિદાસે વારંવાર ઉચ્ચારેલો મનોહર શબ્દપ્રયોગ છે મનોરથ.

કામદેવ પ્રાયઃ માનસદેવ છે, પાર્થિવદેવ નથી.

મનોજ, મનસિજ, મન્મથ, મદન, કામ, અનંગઃ કામદેવનાં નાનાવિધ નામાભિધાન જ ભાખે છે કે કામ એ પ્રાયઃ મનોદશા છે, દેહદશા નથી. It is more often a psychological than a physiological phenomenon.

રસ ને ઉલ્લાસ માનસદેશવાસી—psychological છે. ઉલ્લાસ physiological માં અવતરે ત્હારે ઉલ્લાસ મટી વિહાર થાય છે.

ઉલ્લાસ આત્મિક સત્ય છે, વિહાર પાર્થિવ સત્ય છે.

આપણા સર્વધુરન્ધર પંડિતવર્યે, દિ. બ. કેશવલાલ ધ્રુવે મ્હને કહ્યું છે કે વેદના પ્રાચીન સાહિત્યમાં કામ તે પ્રધાનતઃ મનોભાવના હતી. યુગયુગ વહી જતાં એ ભાવનાને રજ ચ્હડી, ને પછી દેહભાવના પ્રધાન થઇ.

જેમ પ્રાચીન ઈંગ્રેજી સાહિત્યમાં cunning એટલે જ્ઞાન. અને જ્ઞાનીઓએ જ્ઞાનનો દુરુપયોગ કીધો એટલે એ શબ્દને ધૂળ ચ્હડી, ને અર્વાચીન ઈંગ્રેજી સાહિત્યમાં cunning એટલે લુચ્ચાઇ.

પણ કામ એટલે વ્યભિચાર તો નહીં જ ને?

પરકિયાના તો રસે નથી, ઉલ્લાસે નથી, વિલાસે નથી; પાપ છે.

પાણી જેમ ઢોળાવ શોધે છે, એમ જનસ્વભાવે અવનતિસુલભ છે. આપણે ત્યાં વસન્તોત્સવની હોળી થઇ. રોમના Saturnalia ના અનાચાર ઇતિહાસજાણીતા છે. ગ્રીસના Bacchanalia ની જાદવાસ્થળીજ રચાવી એક બાકી રહી ગઇ.

નિશ્ચે શેલડી ઉતરી ગયે કાસડો જ થાય.

ઓ રસઉત્સવિયાંઓ! કેટલાક છે રસના દેશ; કેટલાક છે રસના પરદેશ.

ઓ રસતરસ્યાં બાળ! રસની રીત ન ભૂલશો;
પ્રભુએ બાંધી પાળ રસસાગરની પુણ્યથી.

નદીમાં કાદવે છે, ને પાણી યે છે. વાલ્મીકિજી તો તમસાને નિર્કર્દમ આરે દિનચર્યા નિર્ગમતા.

ત્હમે આજ રંગથી છંટાવા આવ્યાં છો? કે કાદવથી?

ભેરીનાદથી વસન્તોત્સવિયાં! સહુને સંભળાવજો, આજ રસનો ઉત્સવ છે, સ્નેહનો ઉત્સવ છે.

અને 'પાપ તે પ્રેમ નથી.'

પાપ તે રસ નથી, પાપ તે સૌન્દર્ય નથી, પાપ તે કલા નથી.

વસન્તોત્સવ ફૂલદોલનો ઉત્સવ છે, મદિરાદોલનો ઉત્સવ નથી.

આજ અમૃતનો ઉત્સવ છે, વિષનો નથીઃ પુણ્યનો ઉત્સવ છે, પાપનો નથીઃ આંબાનો ઉત્સવ, છે, મહુડાનો નથી.

આજ આનન્દરૂપ રાસેશ્વરનો ઉત્સવ છે. અને એ આનન્દરૂપ અમૃતસ્વરૂપનું મહર્ષિઓએ શ્રુતિમાં વર્ણન કીધું છે ત્ય્હાં शुद्धम् अपापविद्धम् જ એ રસરૂપને—रसो वै सः ને વર્ણ્યો છે.

કામદેવ દેહભાવનો દેવ હો વા મનોભાવનો દેવ હો, પણ તે शुद्धम् अपापविद्धम् છે. ને એ शुद्धम् अपापविद्धम्નો જ આજનો છે રસોત્સવ.

શુદ્ધ નથી તે રસ નથી, રસાભાસ છે; શુદ્ધ નથી તે પ્રેમ નથી, પ્રેમાભાસ છે.

મહુડાની મંજરી નથી કામદેવના ધનુષ્યનું બાણ. કામદેવનું બાણ

તો છે આંબામંજરી.

સૌન્દર્યની, સૌન્દર્યવેલના આત્મા રસની, સૌન્દર્યવેલના પલ્લવપુષ્પરૂપ લલિત કલાઓની ફિલસુફીનું–સૌન્દર્યચર્ચાનું, રસચર્ચાનું, કાવ્યચર્ચાનું જગત્માન્ય પરમ સૂત્ર તો કેન્ટનું છે કે The Beautiful is the symbol of the Moral.

કેન્ટ અને ઉપનિષદ્કાર સાચ્ચા છે: The True, the Moral, the Beautiful સદા સહોદર ને સવર્ણાં છે.

ને એમના રંગ છે બ્રહ્મવર્ણા.

સ્વતન્ત્રતાને નામે કોઇ પૂછે કે આ સ્વતન્ત્રતાના યુગમાં યે આમ સીમાઓ ?

મ્હારો ઉત્તર તો કાળજૂનો છે; સ્વતન્ત્રતા તે અતન્ત્રતા નથી.

બ્રેક–સંયમકળ વિનાની મોટર દીઠી છે?

સૌન્દર્યમૂર્તિ રસરસિયેણ શકુન્તલાને રસર્ષિ કાલિદાસે જ તપસ્વિની ભાખી છે.

એ તપસ્વિની રસરસિયેણનો કુમાર થયો સકલ ભારતવર્ષનો ચક્રવર્તી; ને આર્યાવર્તને દીધું નિજ ભરતકુલનું નામ, ભરતખંડ.

ને જેમ પ્રેરણાબળ– આતમબળ બળવન્તું, તેમ સંયમબલ પણ બલવન્તું જોઇશે. બાઇસિકલ કરતાં મોટરની, ને મોટર કરતાં રેલ્વે અંજીનની સંયમકળ બળવન્તી જ હોય.

બીક ન હોય ટાયડાંને. વાલી ઘોડાને તો બે–બે બીટ ને ચાર–ચાર અછોડા દીઠા છે જૂનાગઢની હયશાળામાં.

Freedom–હા, સર્વતોમુખી સ્વતન્ત્રતા. સ્વતન્ત્રતાના આપણા પરમ ઉપાસકોને જઇને પૂછજો; તરત ભાખશે સંયમશાળી સ્વતન્ત્રતા –Lawful Freedom.

સંયમવિહોણી સ્વતન્ત્રતા એટલે લગામ વિનાનો ઘોડો કે બ્રેક વગરની મોટર.

Law તેમ જ Freedom ના અત્યાચાર તો અનર્થકારી જ છે-વ્યક્તિને સંસારને રાજ્યને. સંયમશીલ Freedom તેમ જ સંયમશીલ Law ને Order પથ્ય ને કલ્યાણકારક છે જગતને.

સાચ્ચાં Law & Order ને હસી ક્‌હાડશો તો તે Party Discipline રૂપે પાછાં પુનર્જન્મે નહીં પધારે એની ખાતરી છે?

પરમ સત્ય તો એ છે કે પરમ સંયમશાળી જ છે પરમ સ્વતન્ત્ર.

આજના ગુજરાતમાં તો પરમ સંયમશાળી પુરુષો જ પરમ સ્વતન્ત્ર છે.

ગુજરાતના એ મહાતપસ્વીએ જ છે આપણી કુંજે તો પરમ પૂજ્ય સ્વાતન્ત્ર્યમૂર્તિ. શ્રી હરિ એમને આયુષ્ય બક્ષો!

આજે એ रसो वै सः નો, the True, the Moral, the Beautiful નો, એ સત્-ચિત્-આનન્દનો ઉત્સવ છે.

એ રસદેવના આજના પરવે રસેશ્વરની રસબંસરી, એ સ્નેહદેવની સ્નેહબંસરી વિશ્વઘાટે ગાજી રહી છેઃ સાંભળો.

જો! જો! ઘેરા ભવયમુનાતટ રમતા રે
 અનહદ રે વગાડે ગોવિન્દ વાંસળી;
સુણ, સ્‌હમજ, આચાર એ ગીતના ભેદો રે,
 પશુથી યે પામર શું આપણ માનવી?

ત્ય્હાં-એ રસયમુનાને બંસીઘાટે દેવ ને દેવીઓ, સંસારનાં ને અમરાપુરનાં ધન્ય નરનાર સોહાગ લેવા પધારે છે.

અડોલને યે ડોલાવે એવો છે આજનો ઉત્સવ. દલપતરામ જેવા શાન્તરસપ્રધાન સંસારદર્શનધ્યાનસ્થ યોગીન્દ્ર સમોવડાને યે ડોલાવી હોરીઓ ગવરાવી છે.

આવો, પ્રાણપતિ પિયુ પ્યારા!-હો પ્યારા!-આવો.
કોયલના સ્વર કાળજું કાપે, શુકસ્વર દુઃખ કરનારા;
વાજે દુકડ ડફ, ચંગ મૃદંગ ને ગાજે સરોદ સિતારાઃ
 ભીતર ઉપજે ભયભારા. આવો.

ઘેર આવો, વસન્ત વિલાસી!

લખી લખી કાગળ લખવાની લેખણ ઘણું લખતાં ગઇ ઘાસી;
આપનો ઉત્તર એકે ન આવ્યો, એ થકી થઇ છું ઉદાસીઃ
નકી બેઠી થઇને નિરાશીઃ ઘેર આવો.
કન્થ! કથન થકી કોલ કર્યો હતો એક દિન બેશી અગાસી,
પ્યારી! ત્હને નહીં પલક વિસારું, તે નથી જોતા તપાસી;
સ્વામી! કેમ મળશે સાબાશી? ઘેર આવો.

નણદી! કેમ નાથ ન આવ્યા?

દલપતરામનાં રામસીતાનાં ધોળ ને એ હોરીઓ ગુજરાતની સોહાગણને કાજે છે, સ્વામીમાં જ રસેશ્વર નીરખનારીઓને કાજે છે. એ રસેશ્વરને રસધાટે છે જગતની સોહાગણનો આજ રસોત્સવ.

આપણા રસરસિયા નર્મદના યે આશીર્વાદ જ છે એવી શુદ્ધ-શીલા રસરસિયણ સોહાગણોને કે

અમ્મર રહો, રે બ્હેન! અમ્મર રહો!
પરણ્યાના પ્રેમમાં અમ્મર રહો!

આપણા સન્તજનનું યે અજબ ધ્વનિભર્યું મનોહારી એક ભજન છેઃ

મ્હારી વાડીના ભમરા! વાડી વેડીશ મા!
વાડી વેડીશ મા,
કે ફૂલડાં તોડીશ મા.
મ્હારી વાડીના ભમરા!
મ્હારી વાડીમાં ચંપો ને મોગરો;
ફોર્યું લેજે,
એની કળીઓ મોડીશ મા;
મ્હારી વાડીના ભમરા!
મ્હારી વાડીમાં આંબાનાં વન છે;
રસને ઝીલજે,

એના રસને ઢોળીશ મા;
મ્હારી વાડીના ભમરા!
મ્હારી વાડીમાં બાવન ક્યારા, વ્હાલા!
પાણી પીજે
એની પાળ્યું રોળીશ માઃ
મ્હારી વાડીના ભમરા!
દાસી જીવણ સન્તો! ભીમને રે ચરણે
પ્રીત્યું કરે,
તો તો બ્હાંયડી છોડીશ માઃ
મ્હારી વાડીના ભમરા! વાડી વેડીશ મા.

સૌન્દર્યનાં ફૂલડાંનો રસ તે તો ફોરમ છે. ધન્ય જનની વાડીઓ એ ફોરમથી ફોરે છે.

સુગન્ધવિહોણાં ફૂલ ને ફળફૂલવિહોણા છોડવા—'અપુષ્પ વનસ્પતી,' વાંઝિયા જેવા ક્રોટનથી ફૂલ કે વાડીઓ નહીં મ્હેકી રહે. આભરણની ચમક જેવા એ છે; અન્તરના નહીં, અંગ ઉપરના જ શણગાર.

આજ કુસુમાકરનો ઉત્સવ છે, ગન્ધવતીના સુગન્ધનો આજ ઉત્સવ છે.

આવો ને ઉજવો પૂર્ણિમાની ચન્દ્રિકા સરિખડા નિર્મળા એ રસોત્સવને.

અને છતાં યે કો દેશરંગરંગીલાને સહજ જ પ્રશ્ન થાય કે આજ ભારતવાસીઓને ઉત્સવ કેવા? હોરી કંઇ પેરે ખેલવી? વસન્ત માણવી શી? સ્વદેશની ને સ્વદેશ જનની આવી દશાઋતુમાં વસન્તોત્સવ શા?

દેશરંગરંગીલો કવિ કુંજવિહારમાં પૂછે છેઃ

ખેલું કંઇ પેરે હિન્દે હાલ હોરી?

જગતની મહાપ્રજાઓના તીર્થઘાટે ભારત આજ કિયે પગથિયે છે?

ખેલું કંઇ પેરે હિન્દે હાલ હોરી?
ગાવું, બજાવવું, રંગમાં ભીંજાવવું,
ભરવી અબીલગુલાલની ઝોરી;

તતથેઇ થેઇથેઇકારે રસબસ
લેવી લાલ લલિત કંઇ મજ્જેરી;
ક્‌હાંથી? શોક સઘન ભર્યો રી;
ખેલું કેઇ પેરે હિન્દે હાલ હોરી?

અને છતાં યે કલ્પનાનો કે તરંગનો પરપોટો કે ગબારો એ ન હતા. ડૉ. હરિ હર્ષદ ધ્રુવ કંઇક કાળનિરીક્ષક હતા, દિશાપરીક્ષક હતા. આંખો મીંચી આરે ન્હોતા બેઠા. દુષ્યન્ત રાજની પેઠે આતમદાઝયાએ જગત દઝાડી વસન્તોત્સવની જગત્દુહાઇ ન્હોતી ફેરવી.

ખેલોજી—ખેલો હોરી.
આર્યઉદયવસન્ત ભયો રી!
ખેલો હોરી.
ગુણપરિમલ મ્હેકે, સુમનો સુઘડ લહેકે,
લલિત લતાએ લ્હેરાતાં;
કમલહૃદય વિકસે, હસે કવિકુલ—
ભ્રમર એ ગાને ઘેરાતાં:
હાવાં પ્રાતઃ પ્રૌઢો થયો રી!
ખેલો હોરી.
કેસરિયાં વનતરૂએ કીધાં,
આંખ રાતી શી સન્ધ્યા કરે રી!
તો આવો—લાવો, લાલાજી લહેરી!
ખેલો વસન્તની હોરી!
ખૂબીથી ખૂબ ખેલી રહો રી!
ખેલો હોરી.

હરિલાલની હોરીઓ લખાયે ચાળીશેક વર્ષો વીતી ગયાં. એ ચાળીશ વર્ષોના યુગાન્તરમાં જગતે સ્થિતિસ્થાપક ન્હોતું, ભારતે સ્થિતિસ્થાપક ન્હોતું, ગુજરાતે સ્થિતિસ્થાપક ન્હોતું.

પ્રશ્નોનો પ્રશ્ન આજે આપણે તો એક જ છે: દેશમાં આજ કંઇ

ઋતુ પ્રવર્તે છે? દેશમાં આજે શિશિર છે, કે વસન્ત?

અને એનો ઉત્તર એટલો દોહેલો છે?

જ્ય્હાં રવીન્દ્ર ટાગોર જેવો જગતમાણ્યો કવિ છે, જ્ય્હાં જગદીશ વસૂ જેવો વિશ્વવન્દાતો વિજ્ઞાનશાસ્ત્રી છે, જ્ય્હાં જદૂનાથ સરકાર ને ગૌરીશંકર ઓઝા જેવા ઇતિહાસસંશોધકો છે, જ્ય્હાં શ્રદ્ધાનન્દ જેવો ગુરુકુલનો ધર્મપિતા ભીષ્મવૈરાગ્યધારી સંન્યાસી છે,–હું ઇતિહાસ નથી ઉચ્ચારતો, વર્તમાન વર્ણવું છું: જ્ય્હાં પોપચાં જ ઉઘડેલાં નથી.

પુરાતન કાળમાં વસન્તોત્સવ ચૈત્રી પૂર્ણિમાએ ઉજવાતો. ઉત્તરાખંડવાસી આર્યસંઘ વિષુવૃત ભણી–ઉષ્ણકટિબન્ધ ભણી સંચરતો ગયો તેમ તેમ વ્હાણાં યે વ્હેલેરાં ઉગવા માંડ્યાં ને વસન્તે વ્હેલેરી પ્રગટવા માંડી. પછી ફાલ્ગુની પૂર્ણિમાએ વસન્તોત્સવ ઉજવાતો થયો. ને તે ય પછી માઘની શુક્લ પંચમીએ વસન્તપંચમી સ્થપાઇ.

આપણા ગુર્જર દેશનો જરા વિચાર કરીએ.

આપણે ત્ય્હાં ચૈત્રી પૂર્ણિમા હજી નહીં તપતી હોય, કે ફાલ્ગુની પૂર્ણિમા યે હજી નહીં ઝળકી હોય. હજી માથે શિવરાત્રીના શિશિરવાયુની ચિન્તા હશે. પણ શું વસન્તપંચમીનાં પ્હરોડે હજી નથી ઉગ્યાં ગુજરાતે?

ઉત્તરાયન તો ક્ય્હારના યે થઇ ગયા.

ગુજરાતના પાટનગરમાં ફારબસ સાહેબે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સ્થાપી ને દલપતરામને વઢવાણથી અમદાવાદ તેડાવ્યા; અમદાવાદમાં પહેલ્લું છાપું–બુધવારિયું નીકળ્યું; અમદાવાદમાં–સૂરતમાં–ભાવનગરમાં પુસ્તકશાળાઓ સ્થપાઇ; અમદાવાદમાં હરકુંવર શેઠાણીએ ને સૂરતમાં પ્રેમચન્દ રાયચન્દે કન્યાશાળાઓ ઉઘાડી; ભૂતનિબંધ જ્ઞાતિનિબન્ધ ને હુન્નરખાનની ચ્હડાઇ લખાયાં: ગુજરાતના ઇતિહાસ શોધાયા ને રાસમાળા રચાઇ; ઇડરમાં ફારબસ સાહેબે અને ત્હેમના કવિએ કવિઓનો મેળો ભર્યો ને છેક ૧૮૫૨ માં ગુજરાતની પહેલી સાહિત્ય-

પરિષદ બાપ્પા રાવળની જન્મનગરીમાં મળી: પૂરી અર્ધી સદીભર શાન્ત કાવ્યરસ ને ડહાપણ સંસારને સીંચવા દલપતરામ વઢવાણથી અમદાવાદ આવ્યા તે સાલથી–ઇ. સ. ૧૮૪૮ થી ગુર્જર દેશે ઉત્તરાયન થયા છે.

ત્ય્હારથી નવયુગના વસન્તવૈતાલિકનો પહેલો ટહુકો ગુર્જરકુંજે સંભળાયો.

ને ત્હો યે હજી શું વસન્તપંચમી યે નથી ઉગી?

છેલ્લી પોણી સદીનો ગુજરાતનો ઇતિહાસ શું વૃથા જ છે?

હજી પુરુષને છોડે છોડે ફાગણના ફાગનો મ્હોર નથી મ્હોર્યો; હજી સુન્દરીની વેલે વેલે ચૈતરચીતર્યો ચંપો નથી ઉઘડ્યો.

અને છતાં છેલ્લાં પોણોસો વર્ષ આપણાં વૃથા નથી ગયાં, વસન્તનાં જ વીત્યાં છે.

૧૮૬૮ માં પિતૃભક્તિનું હિન્દી કાવ્ય શ્રવણાખ્યાન દલપતરામે લખ્યું, ને બલરામપુરના મહારાજને પાઠવ્યું. એ રાજવીએ પૂછ્યું કે

કો કવિ દલપતરામ હે? કહા કરત હે કામ?

કવિએ ઉત્તર દીધો કે

દેશ ગુજરાત દુનિયામેં જૈસો દીસે બાગ—

ગુર્જર કવિ ગુજરાતને દુનિયાનો બાગ કહે છે તે કદાચ કેટલાક ગુજરાતીઓને ગળે નહીં ઉતરે—દેશભક્તિની અતિશયોક્તિ લાગશે. ઇંગ્રેજોનો આધાર આપું? ફારબસયુગના ઇંગ્રેજો ગુર્જરભોમને Park-like વિશેષણ બક્ષી ગયા છે.

દેશ ગુજરાત દુનિયામેં જૈસો દીસે બાગ,  
અહમદાબાદ વામેં ઉત્તમ આટલી હે.  
આસપાસ ઔર પ્રાન્ત સારે વો તો ક્યારે જૈસે,  
વામે પ્રજા ફૂલબારી જૈસી ફૂલી ફાલી હે.  
સુધારેકી વેલી વામેં વાવે જો સાહિબ લોક

(સુધારો એટલે Civilization. જૂવોઃ સુધારાથી થૈ આ જૂવો આગગાડી. દલપતકાવ્ય.)

સુધારેકી વેલી વામેં વાવે જો સાહિબ લોક
તાકુ કવિતારસસેં પોષી અરુ પાલી હે,
દાખે દલપતિરામ, સૂનો દિગ્‌વિજયસિંહ!
જાતિ વિપ્ર જાનો, મેરી જ્ઞાતિ તો શ્રી–માલી હે.

ગુજરાતના નવયુગના, ગુજરાતની નવવસન્તના એ આદ્ય રસમાળીના પુત્રને આપે આજ વસન્તોત્સવ ઉજવવા ન્હોતર્યો છે.

૧૮૪૮ પછીના દાયકાઓનાં સાહિત્યનાં પગથિયાં ક્ષણક્ષણ નિહાળિયે.

૧૮૪૮ પછી એક દાયકે–૧૮૫૭ માં હોપ વાંચનમાળા લખાઇ, ગુજરાત ‘બા ! ભૂ પા’ ભણતાં શીખ્યુંઃ ને નક્ષત્રોનાં ઝૂમખાં જેવી નર્મદની નર્મકવિતાની અંકમાલા પ્રગટવા માંડી. મુંબઇમાં બુદ્ધિવર્ધક સભા સ્થપાઇ.

તે પછી એક દાયકે–૧૮૬૭ માં ‘સુધારાનુ પુરાણ’ વેનચરિત્ર ને ફારબસવિરહ રચાયાં.

તે પછી એક દાયકે–૧૮૭૮ ના અરસામાં નર્મદનો ઓટનો સાગર ગરજ્યો, રાજ્યરંગ ને ધર્મવિચારે ગુજરાતને ચમકાવ્યું. એ અરસામાં મણિલાલનાં ને છગનલાલ પંડ્યાનાં સંસ્કૃત ભાષાન્તરોની સમૃદ્ધિ ગુજરાતને સાંપડી.

તે પછી એક દાયકે–૧૮૮૭ માં રસપૂર્ણિમાના સોળે કળાયેલ શશિયર સમોવડો સરસ્વતીચન્દ્ર ગુજરાતે જગતને દીધો.

તે પછી એક દાયકે– ૧૮૯૮ માં વસન્તોત્સવ લખાયો. ને ૧૮૯૮ થી ૧૯૦૦ ની સાલોમાં દલપતરામ, મણિલાલ, હરિલાલ, કલાપીએ સ્વર્ગનો સાહિત્યસંઘ કહાડી ઓગણીસમી સદી સમેટી લીધી.

તે પછી એક દાયકે–૧૯૦૯ માં ઇન્દુકુમાર છપાયો.

તે પછી એક દાયકે–૧૯૧૯માં ભાઇ મોહનદાસનું નવજીવન પ્રગટ થયું ને ગુજરાત વિદ્યાપીઠનો અખતરો થયો.

ને તે પછી આજ–૧૯૨૬ ના ફેબરવારી માસમાં મુંબઇ યુનિવ-

સિંટિએ ગુજરાતમાં શારદાપીઠ સ્થાપવાનો ઠરાવ કરવાનું ડહાપણ ને દૂરઅંદેશી દાખવ્યાં છે!

ને આ દાયકાઓની અન્તરિયાળ થયું તે તો વિશેષમાં.

આઠ દાયકાની એ પાયરી ઉત્તરોત્તર ચ્હડતી છે? કે ઉતરતી? મધ્યયુગના આપણા ગુર્જર યોગીશ્વર હેમચન્દ્રાચાર્યની અષ્ટાધ્યાયિની સમી ઓજસ્વી ને વર્ચસ્વી એ નથી?

આજ ગુર્જરી કુંજોમાં કોયલો ટહુકે છે, રસની ઝરમર વરસે છે. દેશમાં વસન્ત બેસી ચૂકી છે.

ઇતિહાસનું એક પાસુ ભાખે છે કે કર્ઝન ને ડાયર જેવાએ દેશમાં અન્યથા વેલો વાવી. પણ તેથી ભારતનો ઇતિહાસ બીજું પાસુ ભૂલી નહીં જાય—કે ભૂંસઇ નહીં જાય—કે જોન્સની મોક્ષમૂલરની ટોડની ફોર્બ્સની રીપનની હ્યુમની—એવા એવા સદ્‌ભાવશીલ મહાનુભાવોની વાવેલી 'સુધારાની વેલીઓ' વૃથા થઇ નથી.

વ્યવહારૂ વિશાળદૃષ્ટા, સંજોગોના વિધિયોગનો ઉકેલનાર ને એ યોગબલને આધીનવર્તી જ્યોતિષી સમો રાજમંત્રી મોન્ટેગ્યૂના યે સદ્‌યત્નો ફળ્યા હોત; જો વૈમનસ્યનાં અન્ય કારણોની સંગાથે—મુંબઇની 'સ્પેશિયલ કોંગ્રેસે' એ 'સુધારા' ને Inadequate ન ઉચ્ચરવાનો હઠાગ્રહ ન કીધો હોત, તો—કદાચ—રોલેટ બિલ્સ ન રજૂ થાત; ને તો—કદાચ—જલિયાનવાલા ન થવા પામત; ને તો—કદાચ—અસહકારનો દાવાનળે ન ફાટી નીકળત. પણ એ બધી 'તો કદાચ'ની પરંપરા છે.

એક તણખો વન બાળે છે: એક શબ્દે દેશને દઝાડ્યો.

પણ કોઇ કહેશે, એ ભાવીનો ભવિષ્યવેત્તા કોણ?

જગતઇતિહાસનો ઉત્તર એક જ છે; એ ભાવિનો ભવિષ્યવેત્તા જ થાય વોશિંગ્ટન કે વેલિંગ્ટન. ભૂલનો એને હક્ક નથી.

વિધાતાને કે પ્રજાવિધાતાને અખતરા ન હોય—એક જ અચૂક અખતરો હોય—વિજયનો.

અસ્તુ. ઇતિહાસ એમ જ ઘડાય છે. ઇતિહાસ એટલે જ હારજીતની

(સુધારો એટલે Civilization. જૂવો: સુધારાથી થૈ આ જૂવો આગગાડી. દલપતકાવ્ય.)

સુધારેકી વેલી વામેં વાવે જો સાહિબ લોક
તાકુ કવિતારસસેં પોષી અરુ પાલી હે,
દાખે દલપતિરામ, સૂનો દિગ્વિજયસિંહ!
જાતિ વિપ્ર જાનો, મેરી જ્ઞાતિ તો શ્રી–માલી હે.

ગુજરાતના નવયુગના, ગુજરાતની નવવસન્તના એ આદ્ય રસમાળીના પુત્રને આપે આજ વસન્તોત્સવ ઉજવવા ન્હોતર્યો છે.

૧૮૪૮ પછીના દાયકાઓનાં સાહિત્યનાં પગથિયાં ક્ષણુક્ષણુ નિહાળિયે.

૧૮૪૮ પછી એક દાયકે–૧૮૫૭ માં હોપ વાંચનમાળા લખાઇ, ગુજરાત 'બા! ભૂ પા' ભણુતાં શીખ્યું: ને નક્ષત્રોનાં ઝૂમખાં જેવી નર્મદની નર્મકવિતાની અંકમાલા પ્રગટવા માંડી. મુંબઇમાં બુદ્ધિવર્ધક સભા સ્થપાઇ.

તે પછી એક દાયકે–૧૮૬૭ માં 'સુધારાનું પુરાણુ' વેનચરિત્ર ને ફારબસવિરહ રચાયાં.

તે પછી એક દાયકે–૧૮૭૮ ના અરસામાં નર્મદનો ઓટનો સાગર ગરજ્યો, રાજ્યરંગ ને ધર્મવિચારે ગુજરાતને ચમકાવ્યું. એ અરસામાં મણિલાલનાં ને છગનલાલ પંડયાનાં સંસ્કૃત ભાષાન્તરોની સમૃદ્ધિ ગુજરાતને સાંપડી.

તે પછી એક દાયકે–૧૮૮૭ માં રસપૂર્ણિમાના સોળે કળાયેલ શશિયર સમોવડો સરસ્વતીચન્દ્ર ગુજરાતે જગતને દીધો.

તે પછી એક દાયકે– ૧૮૯૮ માં વસન્તોત્સવ લખાયો. ને ૧૮૯૮ થી ૧૯૦૦ ની સાલોમાં દલપતરામ, મણિલાલ, હરિલાલ, કલાપીએ સ્વર્ગનો સાહિત્યસંઘ કહાડી ઓગણીસમી સદી સમેટી લીધી.

તે પછી એક દાયકે–૧૯૦૯ માં ઇન્દુકુમાર છપાયો.

તે પછી એક દાયકે–૧૯૧૯માં ભાઇ મોહનદાસનું નવજીવન પ્રગટ થયું ને ગુજરાત વિદ્યાપીઠનો અખતરો થયો.

ને તે પછી આજ–૧૯૨૬ ના ફેબરવારી માસમાં મુંબઇ યુનિવ-

સિંટિએ ગુજરાતમાં શારદાપીઠ સ્થાપવાનો ઠરાવ કરવાનું ડહાપણ ને દૂરઅંદેશી દાખવ્યાં છે!

ને આ દાયકાઓની અન્તરિયાળ થયું તે તો વિશેષમાં.

આઠ દાયકાની એ પાયરી ઉત્તરોત્તર ચ્હડતી છે? કે ઉતરતી? મધ્યયુગના આપણા ગુર્જર યોગીશ્વર હેમચન્દ્રાચાર્યની અષ્ટાધ્યાયિની સમી ઓજસ્વી ને વર્ચસ્વી એ નથી?

આજ ગુર્જરી કુંજોમાં કોયલો ટહુકે છે, રસની ઝરમર વરસે છે. દેશમાં વસન્ત બેસી ચૂકી છે.

ઇતિહાસનું એક પાસુ ભાખે છે કે કર્ઝન ને ડાયર જેવાએ દેશમાં અન્યથા વેલો વાવી. પણ તેથી ભારતનો ઇતિહાસ બીજું પાસુ ભૂલી નહીં જાય—કે ભૂંસઇ નહીં જાય—કે જોન્સની મોક્ષમૂલરની ટોડની ફોર્બ્સની રીપનની હ્યુમની—એવા એવા સદ્‌ભાવશીલ મહાનુભાવોની વાવેલી 'સુધારાની વેલીઓ' વૃથા થઇ નથી.

વ્યવહારૂ વિશાળદૃષ્ટા, સંજોગોના વિધિયોગનો ઉકેલનાર ને એ યોગબલને આધીનવર્તી જ્યોતિષી સમો રાજમંત્રી મોન્ટેગ્યૂના યે સદ્‌યત્નો ફળ્યા હોત; જો વૈમનસ્યનાં અન્ય કારણોની સંગાથે—મુંબઇની 'સ્પેશિયલ કોંગ્રેસે' એ 'સુધારા' ને Inadequate ન ઉચ્ચરવાનો હઠાગ્રહ ન કીધો હોત, તો—કદાચ—રોલેટ બિલ્સ ન રજૂ થાત; ને તો—કદાચ—જલિયાન-વાલા ન થવા પામત; ને તો—કદાચ—અસહકારનો દાવાનળે ન ફાટી નીકળત. પણ એ બધી 'તો કદાચ'ની પરંપરા છે.

એક તણખો વન બાળે છે: એક શબ્દે દેશને દઝાડ્યો.

પણ કોઇ કહેશે, એ ભાવીનો ભવિષ્યવેત્તા કોણ?

જગત્‌ઇતિહાસનો ઉત્તર એક જ છે; એ ભાવિનો ભવિષ્યવેત્તા જ થાય વોશિંગ્ટન કે વેલિંગ્ટન. ભૂલનો એને હક્ક નથી.

વિધાતાને કે પ્રજાવિધાતાને અખતરા ન હોય—એક જ અચૂક અખતરો હોય—વિજયનો.

અસ્તુ. ઇતિહાસ એમ જ ઘડાય છે. ઇતિહાસ એટલે જ હારજીતની

કથા. ઇતિહાસ એટલે અસ્તોદયની મહાવાર્તા.

અને સામટે સરવાળે આપણાં છેલ્લાં પોણોસો વર્ષ હારનાં નથી ગયાં, જીતનાં ગયાં છે; ઓટનાં નથી ગયાં, ભરતીનાં ગયાં છે.

ભૂતકાળ સાચ્ચા વાંચવા અઘરા છે. ભવિષ્ય સાચાં ભાખવાં એથી યે અઘરાં છે. અને ઘડાતા ઉતિહાસ સાચ્ચા પરખવા ને સાચ્ચા ભાખવા એ એથી ઓછા કપરા નથી. કોઇક એને Extremism કહીને ભાંડશે, કોઇક એને Loyalty કહી ભાંડશે. ઘડાતા ઇતિહાસ પારખનાર વિશાળ હૈયાના હશે, સ્વચ્છદષ્ટા હશે, સત્યવક્તા હવે, તો તે યુગસ્મૃતિકાર નીવડશે.

દલપતરામે તો પોતે ઘડતા'તા તે ત્હારનો ઘડાતો ઇતિહાસ જ ગાયો છે કે,

રાણી વિક્ટોરિયાના રાજ્યમાં
વિદ્યારૂપી રે રૂડો રસાળ
સાહેલી રે! આંબો મ્હોરિયો.

એ પ્હેલ્લમ્હોર્યા આંબાને યે કેટલાંક ફળ તો આજ ઉતર્યાં છે જ.

કાળના ત્રિકાળદર્શી આયનામાં જોતાં આવડતું હોય તે સહુ જૂવો: ૧૮૮૦ નું વડોદરા ને આજનું વડોદરા: ૧૮૭૭ નું દિલ્હી ને આજનું દિલ્હી; ૧૮૭૦ ની વારાણસી ને આજની વારાણસી; ૧૮૫૮-નાં મુંબઇ કલકત્તા ને આજનાં તો પ્રત્યક્ષ જ છે. ૧૮૪૮ નું અમદાવાદ ને આજનું અમદાવાદ.

આઘે નહીં, મુંબઇથી માંડી ગુજરાત ઉપર જ વિહંગદષ્ટિ નાંખી વળિયે.

મુંબઇના કોટ ને વાલકેશ્વર ને નેપિયન સી રોડ; પેડર રોડ, સેન્ડ-હર્સ્ટ રોડ, પ્રિન્સેસ સ્ટ્રીટ ને પરાંઓ; કોલાબા ને ફરતી સાગરસીમ: પ્રાચીન વડોદરા ને રેલ્વે સ્ટેશનો ને કાંપની વચ્ચેનું શરદખીલ્યા કમળ સમી હવેલીઓથી ભરેલું ચારપાંચેક ચોરસ માઇલનું વિશાળ જનતાનું સરોવર; સૂરતના ઝવેરીઓની ગોપીપરાની ઝવેરીવાડ: ખંભાતસિદ્ધ-પુરની વ્હોરવાડો: નગરનગરના પારસીવાડા: રાજકોટનું સિવિલ સ્ટેશન:

ભાવનગરનું દીવાનપરૂં : સાબરમતી પારની ને શાહીબાગની અમદાવાદની સજીવન થયેલી કુંજો: ગોંડલની દુર્ગ બ્હારની વાડીઓ ને ખેડૂતના દૂધ-ઝરતા લીલા નેહ : જામનગરની પેરિસસુન્દર નગરરચના : મોરબીવાંકા-નેરનો શિખરધાર સોહન્ત મચ્છુઆરો: ધ્રાંગધ્રાના બે માઇલ પ્રફુલ્લેલા નવક્યારાઓ : ઉમરગામ ઝાંબોરડી દમ્મણ ઉદવાડા તીથલ ડુમ્મસનાં ખીલી ઉઠેલા સાગરતીર : મહુવા વેરાવળ પોરબન્દર દ્વારિકાની સાગર-સોહવતી વાડીઓ ને મહેલાતો : ઠામઠામ મ્હોરેલી ગુર્જરી કુંજો નિકુંજો ને ફુલધામ નિહાળોઃ એમાં વસતી જનતાનાં વસ્ત્રપરિધાનની નવરંગ સ્વચ્છતા સુઘડતા કલા રસિકતા નિરખો : ને કહો :

હતી તે કરતાં ગુર્જર જનતા પગથિયું યે ઉંચે નથી ચ્હડી ?

એ ખરૂં છે કે કૂવા ઉંડે ગયા છે, તળાવ સૂકાયાં છે, કેટલેક સ્થળે લક્ષ્મી ઓરડેથી ઓટલે આવી છે, કેટલાકની એ સ્વચ્છતા હૈયાંઉંડી નથી, વસ્ત્રછીછરી જ છે, એ મહેલાતોમાંની કંઇકમાં, ગો. મા. ત્રિ. ના વર્ણવ્યા, જમાલપ્રવેશો ભજવાતા હશે.

પ્હેલા પૂરમાં કાદવ ન જ હોય એવું દીઠું છે ક્ય્હાં યે ?

એ ખરૂં છે કે ક્ષણેક અત્ય્હારે તો વ્હેપાર વિવર્ણા છે, હારેલી સોનાની છાવણી જેવી દેશદેશા છે.

એ ખરૂં છે કે પામ્યાંનાં મૂલ મ્હોમાગ્યાં દેવાં પડ્યાં છે.

ને મૂલ દીધાં વિના તો પામવા શું કોઇ યે પામ્યું છે ક્શું યે જગતમાં ?

કાળનાં વાદળાંની ફૂદડી ફરતી તેજછાયાના મન્ત્રદષ્ટાએ તો પારખવાનું એ છે કે એ વાદળી અગ્નિ વરસે છે કે અમૃત ? એ અજવાળાં છે કે અન્ધકાર ? એ પૂર ખારાં જલનાં છે કે મીઠાં જલનાં ?

ખારાં સરોવર મીઠાં નહીં કરાય : મીઠાં જળનાં વર્ષામેલાં સરોવર કાલે શરદમાં નીતરીને નિર્મળાં થશે.

ગુર્જરી કુંજોની નવવસન્તની એ રસિકતા, નવરંગતા, કોડ, કલા, જ્ઞાન, સુન્દરતા, સ્વચ્છતા, ઉજળામણઃ એમાં ગુર્જરવસન્તિકા નથી ? એમાં આત્મનપુષ્પોના પરિમલ પમરે છે, કે નથી પમરતા ?

આજે વસ્ત્રોની સ્વચ્છતા વાંછે છે તે કાલે આત્માની સ્વચ્છતા યે વાંછશે.

સ્વચ્છતાની ભાવના વિકસી છે, તો તે દિશાભૂલ તો નથી ને?

ગુજરાતના તેજછાયાના ચિત્રે અન્ધકાર કરતાં ઉજાસ વધારે છે. નવગુજરાતનું તેજસૂચિત્ર નિરાશાજનક નથી, ઉરઊહેલ્લાવનારૂં જ છે.

ફિરોઝશાહ કે ગાયકવાડ કે દાદાભાઇ, પ્રસસંગ મળ્યા હોત તો શું ઓછા ઉતરત જગતની રાજમન્ત્રણાઓમાં? રણછોડભાઇ રહેંટિયા-વાળા કે જમસેદજી તાતાની વ્યાપારભાવના જગતવ્યાપારીઓથી શું ઓછી દેશહિતસ્વિની હતી? ગગા ઓઝા, મણિભાઇ જશભાઇ, રમેશ દત્તઃ એ રાજતન્ત્રીઓ નિજ નિજના કાર્યદેશે શું ઓછા કારસ્થાની હતા? દલપતનર્મદનાં દેશભાવીનાં દર્શન, રોગની પારખ ને ઔષધના ઉપચાર, કોઇ પણ દેશના યુગદ્દષ્ટાને શોભે એવાં ન હતાં? ગોવર્ધન-રામ જેવા સાક્ષર રસેશ્વરને કાજ પૃથ્વીની કઇ પ્રજા ગર્વ ન ધરે? સરતાનસિંહ જેવા બાણાવળીએ અર્જુનના મત્સ્યવેધ કવિનાં કાવ્યસ્વમાં નથી એ સિદ્ધ કીધું. પરભોમમાં પરદેશી અખાડામાં ઉતરી પરપ્રજાના પ્રજાખેલમાં રાજકુમાર રણજીત, કવિતામાં કહે છે તેમ, દિગ્વિજય કરી રાજ્ય જીતી ઘેર આવ્યા. સ્વામી વિવેકાનન્દના કલાવતાર વીરચંદ રાઘવજી ને પંડિત લાલન અમેરિકામાં યે આર્યસંસ્કારનાં બીજ છાંટી આવ્યા. ૧૯ મી સદીનો ઉર્ધ્વરેત બ્રહ્મર્ષિ સ્વામી દયાનન્દ સરસ્વતી ગુજરાતે ભારતને દીધો. ભાઇ મોહનદાસ જેવો ગુજરાતનો મુસદ્દી દેશ-ભરમાં આજ રાજખેલ ખેલે છે.

હિન્દુનો, પારસીનો, ખોજાનો, વ્હોરાનો; રાજાનો, રંકનો, રાજ-મન્ત્રીનો; નટનો, સ્થાપત્યનો, કવિજનનો, રસનો, કલાનો, જ્ઞાનનો; વ્યાપારનો, સંન્યાસનોઃ ગુજરાતમાં વિકાસ છે, ઉર્ધ્વરમણ છે.

અને એ પોણોસો વર્ષનું ગુજરાતનું નારીજીવન?

એ મૈયાઓ ન હોત તો એ ગુજરાત ક્યહાંથી જન્મત? ગુજરાતણે ધવરાવ્યું જમાડ્યું ઉછેર્યું ન હોત તો એ ગુજરાત ક્યહાંથી ઉછરત?

ગુર્જર સુન્દરી તો ગુર્જર પુરુષાતનની માતા છે.

પારસી, ઇસ્લામી, હિન્દુઃ સૌન્દર્યની એ રસવેલનું યે પ્રફુલ્લન ગુજરાતની નારીપ્રતિષ્ઠાને શોભાવનારૂં જ છે.

હિન્દુ જનતામાંઃ અમદાવાદનાં સખાવતે બ્હાદુર હરકુંવર શેઠાણી, કચ્છનાં રાજમાતા નાનીબા સાહેબ, દુષ્કાળોમાં ગુજરાત–કાઠિયાવાડને ગામડે ને વગડે ઘૂમનાર ને મુંબઇ નગરીના સુન્દરીસંઘને ઘૂમાવનાર જમના બ્હેન સક્કઇ ને ત્હેમનાં સહિયર લેડી લક્ષ્મીબાઇ, વનિતાવિશ્રામોનાં વાત્સલ્યવન્તાં, ગુર્જર વિધવાઓની મ્હોટેરી બ્હેનો જેવાં, ન્હાની બ્હેન ગજ્જર ને સ્વ. બાજીગૌરી મુનશી, ભૂતપૂર્વ સત્યાગ્રહાશ્રમ–ઉદ્યોગગૃહમાંના આશ્રમમાતા કસ્તુરબા ગાંધી, નિજના રામ સાથે વનવાસ વેઠતાં દરિયામહેલ છાંડી મૂળામૂઠાને આરે પર્ણકુટીમાં વસતાં, વીસમી સદીમાં સતીધર્મ સ્થાપતાં માણેકબાઇ શેઠાણી, સરસ્વતી સરિખડી આપણી નૈષ્ઠિક બ્રહ્મચારિણી યશલક્ષ્મી, કલાપીની કવિતાવિખ્યાત રસરસીલીઓ રમા ને શોભનાઃ એવાં એવાં છે અનેક આપણી સુન્દરીવેલનાં સુન્દરતમ ફૂલડાં.

ઘરઘરમાં જઇને જૂવોઃ હતાં એથી સુઘડ નથી?

કુલકુલમાં જઇને નિરખોઃ ગુજરાતનાં કુલધામ વધારે રસરસિયાં, વધારે કોડમ્હોરેલાં નથી?

એ રસ, એ કવિતા, એ સૌન્દર્યભાવના, એ કોડ આવ્યાં ક્ય્હાંથી? ગુજરાતણના હૈયાના અક્ષયપાત્રમાંથીઃ કુટુંબવત્સલા ગુજરાતણના આત્માનાં અમૃતસરોવરોમાંથી.

ગુજરાતણ અજબ સુન્દરી છે.

પેરિસિયેણ (Parisienne) રસરસિયેણ તરીકે જગમહૂર છે. બર્લિનિયેણ ગૃહિણી તરીકે જગમશહૂર છે. ગુજરાતણને રસિયેણ અને ગૃહિણી તરીકે ઓળખે છે તે સહુ ઓળખે છે.

અને સકળ દેશમંડળમાં સર્વોત્તમ નારીરત્નો તો કુલમન્દિરિયે દર્શન દે છે. તેમ ગુજરાતની ગુણસુન્દરીઓ પણ ગુર્જરી ગૃહકુંજોમાં વિરાજે છે. ગુજરાતને ઘણેખરે કુલકુલે મ્હોરે છે એ ગુણની વેલ.

મ્હારે કુલમન્દિરિયે તો હરિની સત્કૃપા મૂર્તિમન્ત ઉતરેલી છે.—અને એ મ્હારા વેણને ઘણાખરા ગુજરાતીઓ ટહુકા પૂરશે જ.—ગ્રીષ્મમાં તપે નહિ, શિશિરમાં કરમાય નહીં: એવી દેવલતાની છાયા મ્હારે કુલમાંડવડે છવાઇ રહી છે. કવિતાની કલ્પનામાં ભૂલે નહીં; ઇતિહાસક્લિસુરીના ભાર નીચે કચરાય નહીં; ભક્તિમૂર્તિ, સંયમમૂર્તિ, આતિથ્યમૂર્તિ, ધર્મ-મૂર્તિ: પાંત્રીશ વર્ષથી અખંડ વસન્ત મ્હારે કુલધામે પમરે છે. ભરતીમાં ન છલકાય, ઓટમાં ન ઓસરે; નહીં શા આછે શણગારે શણગારેલી, છતાં કઇ કંઇ શણગારની શણગારરૂપ; મોડાની સાથે મોડે સૂધી જાગનારી, વ્હેલાની સાથે વ્હેલેરી ઉઠનારી; બાળને ધવરાવીને, મ્હોટેરાંને રાંધી જમાડીને ઉછેરતી; મુજ સમા માનસતરંગે ચ્હડી ભમતા હોડકાની કંઇક સૂકાની સરિખડી:

—आत्मवत् सर्व भूतेषु એ ન્યાયે જ માત્ર હું નથી ઉચ્ચરતો—ને નિજનું સૌભાગ્ય સૌને વાંછવું એ ય તે આશીર્વાદ જ છે ને?

કૂચ્હારેક તે મેલ ચ્હડયા ઉતારતી,
કૂચ્હારેક તો તે કુલ માટ રાંધતી;
કૂચ્હારેક પૂજી પ્રભુ આશિષો લહે:
નિત્યે ય ચિન્તા કુલક્ષેમની વહે.

દેહની છાયા સમી, પ્રાણની પાંખડી સમી, અમોલી ગુજરાતણની મ્હને તો હરિએ કૃપા કીધી છે—અને ઘણાયનાં અન્તર સાક્ષી પૂરશે ને ટહુકશે કે 'અમને ય તે.'

સૂર્ય પેઠે ઝબકી નથી, ચન્દ્ર પેઠે ક્ષય પામી નથી: અનસ્ત ધ્રુવ-તારલીની સહિયર સમી; નહિ કિરણોસ્ફુરન્તો હીરો કે નહિ તેજહોલવાયલા સમો શની; પણ હૃદયરંગીલું ઘેરૂં માણેક દેવે મ્હને તો બક્ષ્યું છે.

મ્હારે કુલમન્દિરિયે છે એવી કુલયોગિની.

ને ગુજરાતના કુલકુલમાં છે એવી કુલયોગિનીઓ. ગુજરાતની એવી કુલયોગિનીઓને અમારી તો અન્તરની વન્દના જ છે.

માહરા કુલમાં, બીજે, જ્યહાં હો ત્યહાં, ઓ તપસ્વિની!
નમો—નમો, મહાદેવી! ॐ નમો કુલયોગિની!

ગુજરાતણના ગૃહભાવ ગયા નથી. ઝૂમઝૂમતા રથ જેવી ગુજરાતણ એટલે સંસારિણી.

ગુર્જરો ગોપાલ હતા—ધેનુપાળ હતા. ધેનુઓથી ને ધેનુ સરિખડી અમૃતહૈયાળી કુટુંબવત્સલા ગુણિયલોથી ગુર્જરી કુંજો હજી યે ભરેલી જ છે.

ગુજરાત! જાળવજે ને જતન કરજે કામધેનુ સમી ત્હારા કુલમન્દિરની એ મહાદેવીઓનું. ત્હારા સ્મૃતિકારનો તો મન્ત્રોપદેશ જ છે ત્હને કે

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता.

એ મહાદેવીઓ ભાવી ગુજરાતની અંબાઓ છેઃ જનની, ધાત્રી, પોષક, પ્રેરક, પાંખ છે.

કુલની કુંજે કુંજે પૂર્ણિમાની નહીં ત્હો ય વસન્તપંચમીની એવી વસન્તની વસન્તિકાઓ આજે પમરી રહી છે.

ગુજરાતને કુલમન્દિરિયે વસન્તપંચમી પધારેલી જ છે.

જગવસન્ત જોઇ, દેશવસન્ત જોઇ, કુલવસન્ત જોઇ. પણ એ સહુ પ્રકૃતિની પુત્રીઓ, પ્રકૃતિના જેવી સાન્ત. સદાની અનન્ત છે એક આત્મવસન્ત.

દુઃખમાં દાઝે નહીં, સુખમાં ગાજે નહીં; શુક્લ પક્ષમાં વધે નહીં, કૃષ્ણ પક્ષમાં ઘટે નહીંઃ બારે માસ ને બધી યે રાશિઓમાં ને છ યે ઋતુઓમાં પ્રફુલ્લતો વિહરે તે સૂર્ય.

અનુભવીએ એકલું આનન્દમાં રહેવું રે.

પણ હું આજ ઉપનિષદ્‌ના બોધ આપવા નહીં બેસું. ભારતવાસીઓના લોહીમાં યુગયુગથી એ સદ્‌બોધ તો અવતરેલો જ છે.

ભલે પુષ્પ લેઇ પૂજો, આનન્દ છે રે લોલઃ
ભલે ધરણીપતિ ધ્રૂજો, આનન્દ છે રે લોલ.
ભલે શુકન થાવ સારા, આનન્દ છે રે લોલઃ
ઋષિરાજના હૃદેમાં આનન્દ છે રે લોલ.

એવા વસન્તની હૃદયકુંજે વસે છે એ અખંડ ને અનસ્ત વસન્ત. નવયુગના આપણા સંસારી સાધુ બે થયા અને બન્ને યે અમૃતના અવતારઃ. એક હતો, ને એક છેઃ એક સંસારી જોગી જેવો અમૃતલાલ પઢિયારઃ ને બીજો છે રંકરખેવાળ અમૃતલાલ ઠક્કર.

એ જ છે બ્રાહ્મી સ્થિતિ ને જીવન્મુક્તિઃ આત્માની અનસ્ત વસન્ત.

એને છેલ્લે છેલ્લે ગુજરાતીઓ! ગુર્જરજીવનની એક નિત્યવાર્તા વીસર્યાં છો તે સ્મરાવું ?

ઘરની ફૂલવેલના નિત્યસુરભી સમી, નિજ પત્ની કે પતિના રૂપગુણ સરિખડી, છે તો નિત્યવાર્તાઃ પણ વીસર્યાં છો. કહું ?

આપણો ગુજરાત સાગરઉછેર્યો દેશ છે. ગુર્જરસન્તાનો સાગર-ઘોષણા પીતાં ઉછરે છે.

લખપતથી માંડીને દમ્મણગંગા સૂધી નિરખો, ને વિચારો. દ્વીપ નથી એવા દુનિયાના કેટકેટલા દેશોને ગુર્જરભોમ જેટલો સાગર-કિનારો છે ?

ગ્રીસને હતો, રોમને હતો. ગ્રીસરોમનાં સન્તાન સાગરઘોષણા પી-પીને ઉછરેલાં છે.

ગ્રીસરોમનાંની પેઠે ગુર્જરસન્તાનો યે સાગરઘોષણા પી-પીને ઉછરે છે.

શ્રીકૃષ્ણ દ્વારિકાને કાંઠે બેઠા, પારસીઓ સંજાણને તીરે નાંગર્યા, ભૃગુ ઋષિએ ભૃગુકચ્છ સ્થાપ્યું, મુગલોએ સૂરતને ખિલાવ્યું; નાલાસો-પારાનું શુર્પારક બન્દર બારેક સદીઓ પછી પાછું કનેના જ મુંબઇ સ્વરૂપે પુનર્જન્મ પામ્યુંઃ કેપ ઓફ ગુડ હોપથી હોંગકોંગ ને ટોકિયો સૂધી સાગરને તીરે તીરે મ્હોરેલું મહાગુજરાતઃ એ સૌ નિહાળોઃ

એ સાહસ ને એ પરાક્રમ એક સદીનાં યે નથી કે કૃષિજીવન્તી મહાપ્રજાનાં યે નથીઃ

ગુજરાતને આંબાવાડિયે કોયલો બોલે છેઃ ગુજરાતની ગીરગુફાઓમાં સિંહઘોષણા હુંકારે છે; ગુજરાતને એક પડખે અવિરામ સાગર ગરજે છે.

અને સાગર એટલે તો ગીતાભાખ્યો

आपूर्यमाणं अचलप्रतिष्ठम्,

ભરાતો જતો, ત્હો ય અખંડમાઝા:

ગોવર્ધનરામ ને દયાનન્દ એવા સાગરગુજરાતીઓ થયા.

એ સાગરે ગોવર્ધનરામને રસવાર્તા કહી; એ સિંહોએ દયાનન્દને જયઘોષણા શીખવી.

નવગુજરાતનાં એ શિખરો.

અને એમની ફરતી ડુંગરમાળે ઓછી મોભી નથી. દલપત ને નર્મદ; રણછોડભાઇ કરીમભાઇ ને તાતા; ગગા ઓઝા ને મણિભાઇ જશભાઇ; દાદાભાઇ ફિરોઝશાહ ને સયાજીરાવ ગાયકવાડ; પ્રો. ગજ્જર ને પ્રેમચન્દ રાયચન્દ; અમૃત પઢિયાર ને અમૃત ઠક્કર; ફારબસ અને ટેલર:

નવવસન્તમાં મ્હોરેલી ગુજરાતની એ ડુંગરમાળ ઇતિહાસમાં સદા મઘમઘશે ને ગુર્જર દેશને મઘમઘાવશે.

એ સર્વે થયા સાગરગુજરાતીઓ.

જગત પાસે કે ઇતિહાસ પાસે પરીક્ષા આપવા ઉભતાં નવયુગના ગુજરાતે લેશે શરમાવાનું નથી.

ફાલ્ગુની પૂર્ણિમા નહીં તો માઘી પૂર્ણિમા ગુર્જરકુંજોમાં આજે ય પેખું છું હું.

મ્હારા વસન્તોત્સવના ખંડ કાવ્યનો ઉપસંહાર આમ છે:

(ગુજરાતની) લીલસલીલી ઘટાઓમાંથી,
(ગિરિપ્રદેશની) ઊંડી ઊંડી ગિરિકન્દરાઓમાંથી,
(રાજસ્થાનના) ઉઘાડા રણપગથાર ઉપરથી,
(મ્હૈસુરનીલગિરિના) અગરુચન્દનનાં વનમાંથી,
(ગંગાજમનાસિન્ધુબ્રહ્મપુત્રાના) મહાનદને પુણ્યપુરાણ આરેથી,
(કાશ્મીરની) રજતસરોવરની કુંજોમાંથી,

(હિમાદ્રિના) પ્રશસ્ત મેઘકાંગરી સમોવડા
ધવળ ગિરિશૃંગો ઉપરથી;
તે નવવસન્તગીતના
ઘેરા પ્રતિઘોષ થવા લાગ્યા.
(૧૯૦૫, વસન્તોત્સવ, છેલ્લાં બે પાનાંમાંથી.)

ગુજરાતનાં વસન્તોત્સવિયાંઓ! એ દર્શન છે ભારતવસન્તનું.

આજ પ્રજાગણે ય ચ્હડાવેલી કામઠી નીચી ઢાળી છે: સરકારે સન્માર્ગે વળી સુધરે છે. દરિયા પૂરવા મૂકી દેવા ધારે છે: બાલરક્ષા સપ્તાહ ઉજવે છે; ઇસ્પિતાલો ક્હાડી, મલમપટા કરી, રોગીઓને નિરોગી કરવા વાંછે છે: પ્રાંતિક શારદાપીઠો સ્થાપી અભણને ભણાવવાના કોડ કરે છે: ધરતીને ફલદ્રૂપ કરવાની, પૃથ્વીને પાંગરાવી પમરાવવાની—કૃષીસંજીવનની સદ્‌વાર્તા થાય છે. એવા જ છે પ્રજાજનને ફરીથી જીતવાના સાચા સન્માર્ગ.

કંઇક વર્ષો વળી એમ ચાલે તો તો જોન્સના મોક્ષ મૂલરના ટોડના ફારબસના રીપનના હ્યુમના દિવસો પાછા ઉગે ખરા. દલપતરામ ને ફારબસના જેવી દોસ્તીઓ—વ્યક્તિની ને પ્રજાગણની—તો ફરી વળી જામે.

સહુના એ સદ્‌ભાવો ને સદ્‌યત્નો ઉપર પ્રભુના આશીર્વાદ ઉતરો.

બાળાઓ જ્યહારે વસન્તપૂજન માંડે છે ત્યહાં, વસન્તોત્સવ કાવ્યમાં એક ખંડ છે:

ઉષાભર્યાં પયોધ શાં
આછાં અંચળ ઉડાવતી
(ભાવનાઓ શી) બાળાઓ ઘૂમવા લાગી.
ગ્રેટબ્રિટન જેવડા ન્હાનકડા
પ્હેલાં સરોવરિયાને વધાવ્યું.
સરોવરફરતા પ્રફુલ્લ ક્યારાઓ ઉપર

કુંકુમના છાંટા નાંખ્યા.
પરિમલનાં પૂર સત્કારી
સત્સેવાનાં પ્રતિપૂર વર્ષ્યાં.

(ફ્રાન્સનો) શૃંગારશ્રી શો કદમ્બમાંડવડો,
(જર્મનીની) ગંભીર સોહાગવતી વનકુંજ,
(સ્વિટ્‌ઝરલેન્ડની) હિમાલયની શૃંગસખી સમી
વૃક્ષવૃક્ષમાંની વાદળછાયા,
(ગ્રીસરોમના) વિલોલ વિભૂતિવન્તાં
માનવજૂના સુંદરતાના મંડપો;
સઉ ઉપર અબીલ છાંટતી,
ગુલાલની મુઠીઓ ઉડાડતી,
બાળાઓ ઉર વારતી.
(નવપ્રજાઓના) બાલ રોપ, વનના છોડ,
સુવાસિની પુષ્પલતાઓ,
તેજનયન શી ઉઘડતી કલિકાઓ;
મ્હેલ્લી જ વાર મ્હોરતો,
યૌવનને ઉંબરે પગ માંડતો
(અમેરિકાનો) મનોહારી ન્હાનકડો સહકાર;
ને ત્હેની પાછળ અનેરું પમરતું
(જાપાનનું) લઘુમુખ ચન્દન વૃક્ષઃ
વસન્તની વિશુદ્ધ લીલાને,
કુમારિકાઓ ફૂલડે અભિનન્દતી.

(૧૯૦૫, વસન્તોત્સવ; પા. ૫૭, ૫૮, ૫૯.)

એ દર્શન છે ભારતઝીલાતી જગવસન્તનું; જગત્‌વસન્તને દેવાતા નવભારતના સર્વતોમુખ સત્કારનું.

બ્રહ્માંડના અણુરેણુમાં વિહરતી
વરવસન્તને વન્દન વન્દી
દિશદિશ અજવાળતા સૂર્યદેવને
પૂજા અર્ઘ્ય સમર્પતી,
તેજ, ઉષ્મા, સૌન્દર્ય, સંજીવનમાં
કલ્લોલતી બાળાઓ,
ચંડોળના સમુદાય જેવી,
જનવનમાં ઘૂમતી.

એ દર્શન છે બ્રહ્માંડવસન્તના ભારતસત્કારનું.

નવયુગનો ભારતે પરમ લાભ તો એ જ માણ્યો છે કે ભારતની સીમાઓ ફરીથી વિશાળ થઇ; યુગયુગભીડયા ભારતના દરવાજા પાછા ઉઘડી ગયા, સાગરબાંધી પૃથ્વી ને આભવિશાળું અન્તરિક્ષ ભારતનાં વળી રમણભોમકા થયાં. નવયુગમાં પૃથ્વી સંકોચાઇ ને ભારત વિસ્તર્યો.

પ્રજાપ્રજાની, દિશદિશની, ઇતિહાસઇતિહાસની, સંસ્કૃતિસંસ્કૃતિની વસન્ત સત્કારતો ભારત જગતની નવવસન્તનો—વિશ્વની નવસંસ્કૃતિનો આજ સરજનહાર સરજાયો.

આજે એ યોગ છે, જ્યહારે
સંસ્કૃતિનાં સૈન્ય વ્યૂહો માંડતો,
પૂર્ણિમા ને અમાસ નેજા ખોડતાં;
યશકિરીટી ઇન્દ્ર પુષ્પ વધાવતા;
ગાન્ધર્વ જયનાં ગાન નિજ વેણુ ભરી વાતા જતા.

ભારતની ભોમકા જ કોઇ અજબ છે.

આર્ય ને અનાર્ય ભેટયા, બ્રાહ્મણ ને બૌદ્ધ ભેટયા, હિન્દુ ને ગ્રીક ભેટયા, હિન્દુ ને સિથિયન ભેટયા, ગુજરાતી ને પારસી ભેટયા, હિન્દુ ને ઇસ્લામ ભેટયા, હિન્દુ મુસલમાન ને ખ્રીસ્તી ભેટયા; ત્ય્હારે ત્ય્હારે કંઇ કંઇ ખાંડવવને દહાયાં નથી એવું ઇતિહાસજીરૂણું તો નહીં ઉચ્ચારૂં.

પણ ભારતે સદા એ ભસ્મનાં ગે ખાતર કરી ભસ્મમાંથી સંજીવન સાધ્યો છે.

ભરતકુલના જેટજેટલા કારી ઘાવ કો વિરલી જ મહાપ્રજાએ જગતમાં ખાધા, ને ખાધા છતાં સજીવન રહી.

કેવલાદ્વૈતી વિશિષ્ટાદ્વૈતી, શુદ્ધાદ્વૈતી, દ્વૈતાદ્વૈતીઃ વિધવિધનું ભારત આખરે તો Philosophically તેમ જ Historically સદા અદ્વૈતી જ છે. કુદરતમાં ને ઇતિહાસમાં એણે તો અદ્વૈત દીઠાં છે.

બે સમુદ્રોનો સંગમ થાય છે એવી ભારતમાં છે એક જ સામુદ્રધુનિ—મનારની. ભારતમાંથી સાધુસન્તને લેઇને જતાં કે લંકામાંથી સોનવેલ લઇ વળતાં વહાણ ત્હાં નથી ડૂબ્યાં એમ નહીં. છતાં ભરતકુલ તો એ આરે સદાસર્વદા મોતી જ વીણે છે.

જગતસમન્વયના પડઘા સંભળાય છે, દશે દિશાનાં કિરણો ગૂંથાઇ વિશ્વગોફ ગૂંથાય છેઃ ત્હાં

The East is East, & the West is West,
And the Twain shall never meet

ઉચ્ચરનારને ઘડાતો ઇતિહાસ False Prophet જ ભાખે છે.

આજે એ અદ્દભુત વિધિયોગ છે, જગતની ઇતિહાસપર્વણી ઉગે છેઃ દિશદિશના સંગમયોગના અરુણોદયની ઝાંખી આજ ઝંખાય છે.

પશ્ચિમ પૂર્વના રંગે રંગાય છે; ને પૂર્વ પશ્ચિમના રંગે રંગાય છેઃ ને એમ થાય છે ઉભયનાં ઉત્થાપન. ને

પૂર્વ પશ્ચિમ એ પાંખે ઉડે છે પૃથ્વિપંખિણી.

કોયલડી! મ્હારે બારણે હો બ્હેન! કાલ બોલી જજે!
કાલે મ્હારે ઘેર પ્રભુજીનાં વરદાન જો!
કાલે મ્હારે ઘેર વસન્ત દેવી મહેમાન જો!

આજ હજી વસન્તપૂર્ણિમા ઝીલવા જેટલાં અમારાં ભાગ્ય કદાચ નહીં ઉઘડ્યાં હોયઃ પ્રજાનાં પ્રાયશ્ચિત્ત પૂરાં નહીં થયાં હોય.

વસન્તપંચમી વીતી ગઇ છે. કાલે કોયલ! અમારે ટોડલે આવી

બેસજે ને પૂર્ણિમાનો ટહુકાર ટહૂકારજે.

ઉરનો, કુલનો, ગુજરાતનો, ભારતનો, જગતનો, બ્રહ્માંડભરનો બોલજે એ વસન્તટહુકાર: Evolution & Excelsior.

વિજ્ઞાનીઓનો, કવિઓનો, ફિલસુફોનો, રાજમન્ત્રીઓનો, ધર્મ-ધુરન્ધરોનો એ જ છે વસન્તમન્ત્ર.

મહાપ્રજાઓનો, મહાસંસ્કૃતિઓનો, મહાકાલનો એ જ છે સનાતન શબ્દ: ઉર્ધ્વગમન ને ઉર્ધ્વરમણ.

ગુજરાતનાં વસન્તોત્સવિયાંઓને મ્હારો યે એ જ છે આજ વસન્ત-સન્દેશ; Evolution & Excelsior.

કોયલ! આવ ને બોલ બ્હેનાં! 'વસન્ત.'
કોયલડી! ત્હારી મોરલીનાં વીંધ બ્હેન! ખોલી જજે!
વીંધે-વીંધે તે વહે વ્હાલમ કેરાં વહેણ જો!
વીંધે-વીંધે તે કહે વ્હાલમ કેરાં કૂહેણ જો!
કોયલડી! મ્હારે બારણે વસન્તમન્ત્ર બોલી જજે.

પ્રાચીન એ જ અર્વાચીન છે: સત્ય સદા સનાતન છે.

વેદકાલના મહર્ષિઓનો, એ જ આજ દેવકોકિલાનો વસન્તસન્દેશ છે, ને હું યે પડઘો પૂરૂં છું કે रसो वै सः, रसो वै सः

# દયારામજયન્તી



(સોમવાર, તા૦ ૨૦ મી સપટેમ્બર, ૧૯૨૬,—મોટા મંદિરમાં, મુંબઇ).

વૈષ્ણવ જન હો!

એ વાતને દોઢ સદી વીતી ગઇ.

ને એ દોઢ સદીમાં ગુજરાતે શા શા પલટા નથી ખાધા?

દયારામભાઇનો જન્મ ઇ. સ. ૧૭૭૬માં. આજે દોઢ સદી પૂરી થઇ છે.

એ દોઢસો વર્ષમાં ઇતિહાસે શા શા રંગ નથી બદલ્યા? ગુજરાતમાં, ભરતખંડમાં, જગતમાં? શી શી સંસ્કૃતિઓના બ્યૂહનથી મંડાણા? શી શી ભાવનાઓ નથી બદલાઇ? શા શા સંસ્કારવિપ્લવ નથી થયા?

પણ રસ સદા ય અખંડ ને અવ્યય છે.

સાચ્ચી રસોર્મિ દેશકાલાતીત છે. કાલિદાસ કે શેક્ષપિયર અમુક દેશના જ નથી; જગતભરના છે, સર્વ કાલના છે.

ઇતિહાસની ફૂદડી ફરતી તડકીછાંયડી રસર્ષિઓ ઉપર પડે, ત્હો યે તે ક્ષણિક જ.

ને એથી જ દયારામભાઇને આજ સંભારવા એકઠા મળ્યા છિયે. દયારામભાઇ યે ગુજરાતના રસરાજવી હતા.

સંપ્રદાયના કે ફિલસુફિના દુર્ગોનાં યે સીમાબન્ધન રસોર્મિને નથી. એવા આરામાં રસસરિતા પૂરાતી નથી, છલકાઇ જાય છે. વલ્લભસંપ્રદાયની દયારામભાઇની ગરબીઓ, મોર ને પોપટ ને કોયલોની પેઠે, પર સંપ્રદાયના નભોમંડળમાં યે ઉડી રહી છે.

નદી વહે તેમ મ્હોટી થાય: રસસરિતાનું યે એમ. દોઢ સદી વીત્યે દયારામભાઇને ત્ય્હારે વન્દતા એથી આજ અધિક અભિવન્દે છે.

( ૨ )

દયારામ એટલે ગુજરાતીઓ કરતાં ગુજરાતણોના કવિરાજ.

ગુજરાતીઓ એમને સંભારે છે ત્હેના કરતાં સો ગણું ગુજરાતણો એમને સંભારે છે.

કાઠિયાવાડ કે કચ્છની, અમદાવાદની, ડાકોરની, પેટલાદની, વડોદરાની, ભરૂચની, સૂરતની, મુંબઇની કોક જ રસરસિયેણ હશે–કોઇ યે રસરસિયેણ નહિ હોય જેની જીભે દયારામભાઇ નહિ વસ્યા હોય.

દયારામભાઇની કવિતાની મધુરપ તે જાણે ગુજરાતણની મધુરપઃ દયારામભાઇની કવિતાનાં ઉડવાં એ જાણે ગુજરાતણની મનોભાવનાઓનાં ઉડવાં.

કિયે ઠામે મોહિની ન જાણી,
મોહનજી!
કિયે ઠામે મોહિની ન જાણી!

ગુણવન્તી કોઇ યે ગુજરાતણ છે જે એનો ઉત્તર આપે?

લોચનમનનો રે કે ઝગડો લોચનમનનો;
રસિયા જનનો રે કે ઝગડો લોચનમનનો.

જગતભરમાં કોઇ પણ રસરસીલાં છે કે જે રસનો એ કોયડો ઉકલે?

દયારામ એટલેજ કવિતારસનો એક કોયડો.

( ૩ )

દયારામ એટલે રેવાતીરની વાંસળી.

ઇતિહાસના આભમાં નિહાળાય એટલું ઊંડું નિહાળજો.

ગુજરાતનાં પ્હેરોડ ઉગે છે ત્યહારથી તે આજ પર્યન્તના સકલ અવસર અવલોકી જાવ.

ગુર્જર ઇતિહાસમાં બીજા શ્રી કૃષ્ણચન્દ્ર દીઠા?

અર્જુન તો ભાખે છે કે ત્રિલોકમાં યે સમોવડ કો નથી, તો अधिकः कुतोऽन्यः?

ધર્મરાયે રાજસૂયયજ્ઞમાં શ્રી કૃષ્ણશિષ્ટાઇ સ્થાપી એ આજ સૂધી તોઅભંગ જ રહી છે.

પણ એ શ્રી કૃષ્ણચન્દ્રને યે ગુજરાતે તો અડધેરાક જ ઝીલ્યા છે.

શ્રી કૃષ્ણના બંસીનાદ ઝીલ્યા છે; શ્રી કૃષ્ણના પાંચજન્યનો મહાઘોષ નથી ઝીલ્યો.

વ્રજચન્દ્રને ઓળખ્યા છે, કુરૂક્ષેત્રના ભાગ્યવિધાતાને પૂરા નથી પારખ્યા.

ક્ષમા કરશો, વલ્લભસંપ્રદાયી નરનાર! શ્રીમદ્ આચાર્ય ભગવાને પણ ગોકુલેશજીને ઓળખાવ્યા છે, રસના રસેશ્વરને પ્રીછાવ્યા ને પૂજ્યા છે; ભારતના ભાગ્યવિધાતાને, સવ્યસાચીના સંગ્રામસારથીને શસ્ત્રસજ્જ અઢાર ક્ષોણી વચ્ચે ઉભેલા એક ને અદ્વિતીય નિઃશસ્ત્રી, પણ શસ્ત્ર-સંગ્રામના યે મહાવિધાતા પરમ રાજમંત્રીશ્વરને નથી પ્રીછાવ્યા.

કહું ? ગોકુળનિવાસીને ગોકુળવાસીનો પક્ષપાત કંઇક હોય જ ને?

ગુજરાતે એ રસયોગીને ઓળખ્યા ને ઝીલ્યા; એ રાજયોગીને પૂરતા નથી પ્રીછ્યા, પૂજ્યા કે સત્કાર્યા.

બીસ્માર્ક જેવા હજારોને ગજવે ઘાલી ઘૂમતો એ જગતમુત્સદ્દી હતો.

બીસ્માર્કે ૧૮૭૧ માં સરજ્યું તે ૧૯૧૮ માં પડી ભાગ્યું. પૂરાં પચ્ચાસ વર્ષે ન નભ્યું. ભાવિ તો ઉચ્ચરે એ ખરૂં. શ્રી કૃષ્ણજીએ ઘડયું એના પડછાયા આજ પાંચ-પાંચ હજાર વર્ષે યે ભૂંસાયા નથી.

એ ગુર્જરેશ્વર-દ્વારકાધીશ રસયોગી યે હતો, રાજયોગી યે હતો. એણે બંસી યે છેડી, ને ગીતા યે ગાઇ.

ઋષિજનો દ્વારિકામાં એને દર્શને આવતા; દુર્યોધન ને અર્જુન સમા મહાવીરો ધરતીને છેડે એની સહાયતા યાચવા જતા.

એની ભવ્યતા એનાં રસસૌન્દર્યથી યે અધિકી હતી.

એનાં સૌન્દર્ય ગુજરાતે ઓળખ્યાં છે, એની ભવ્યતા પૂરી પિછાની નથી.

જમનાતીરની એ રસબંસીના પડઘા રેવાતીરે પડ્યા, ને દયારામ-ભાઇએ ઝીલ્યા.

સમસ્ત ગુર્જરરાષ્ટ્રની પેઠે દયારામભાઇએ ય તે શ્રી કૃષ્ણચન્દ્રના બંસીનાદ ઝીલ્યા છે, શંખનાદ નથી ઝીલ્યા.

ગોપીકુલવલ્લભ બાલમુકુન્દને આરાધ્યા છે; कालोऽस्मि, लोकक्षयकृत्प्रवृद्धः એ વિરાટ સ્વરૂપને નથી નિહાળ્યા કે હૈયે પધરાવી પૂજ્યા.

ગુજરાતનાં નરનાર! ગુર્જર ઇતિહાસના પૂરણપુરૂષોત્તમ શ્રી કૃષ્ણચન્દ્રનાં દર્શન ત્હમે અડધેરાંક જ કીધાં છે.

રસમાં, ધર્મમાં કે બ્રહ્માંડદર્શનમાં: બંસીની કવિતાથી કે બંસીની ફિલસુફીથી વિરાટસ્વરૂપની કવિતા કે વિરાટસ્વરૂપની ફિલસુફી લેશે ઉતરે એવી નથી.

સૌન્દર્યથી ભવ્યતા શી ઓછી છે?

ગુજરાતે એ બંસીનાદ પ્રીછ્યા છે, દયારામભાઇએ એ અજબ બંસીસૂર ઝીલાય એટલા ઝીલ્યા છે.

( ૪ )

ને ભગવાને એ બંસીમાં શું ગાયું છે?

ભગવાને એ બંસીમાં કંઇ કંઇ ગાયું છે. બ્રહ્માંડ માત્રનો રસ ગાયો છે, रसो वै सः ની ઋચા ગાઇ છે.

પૂર્ણિમાનો ચન્દ્ર સોળે કળાએ પ્રકાશે છે, મહાસાગરમાં ભરતીનાં ઘમસાણ ઘૂમાવે છે, ત્ય્હારે મહાસાગરને ઉછાળતાં ઉછાળતાં ચન્દની જે ગાય છે તે ભગવાને બંસીમાં ગાયું છે.

આકાશભરતા મેઘાડંબરને પગથાર આંકેલા ઇન્દ્રધનુષ્યના રંગો જે ઉચ્ચારે છે એ ભગવાને બંસીમાં ગાયું છે.

ઉષા ઉગે છે કે સાયંકાળે આથમે છે: એ તેજઅન્ધકારના સાન્ધ્યસમયે ત્રિકાળ સન્ધ્યાના ગૂઢ ધર્મમન્ત્રોનો જે ઉદ્દ્ઘોષ મહાકાલ કરે છે તે બંસીમાં ભગવાને ગાયું છે.

નરઆત્માનાં ને નારીઆત્માનાં લોચન લોચનિયાંમાં ઢોળાય, ને

રસહૈયાંના સિતાર જે સંગીત ગાય, તે ચિરંજીવ સંગીત એ બંસીનાદમાં ભગવાને ગાયું છે.

બ્રહ્માંડસૃજનને પરમ ભવ્ય પ્રસંગે પુરૂષ ને પ્રકૃતિ જે રાસડો ગાય છે એ રાસડાના પડઘા ભગવાને એ બંસીનાદમાં ગજાવ્યા છે.

હૈયાને હૈયાનાં આકર્ષણ, આત્માને પરમાત્માનાં આકર્ષણ, બ્રહ્માંડના અણુ યે અણુને અન્યોન્યનાં આવતાં આકર્ષણ એ બંસીનાદમાં આજે યે બોલે છે.

નવધા ભક્તિથી પર, દશમી પ્રેમલક્ષણા ભક્તિનાં પરમ રહસ્ય એ બંસીનાદમાં પ્રભુએ ભક્તજનોને કાજ ભર્યાં છે.

એ પ્રેમલક્ષણા ભક્તિ એટલે શું?

એનું ભાષ્ય ભાખવા બીજું એક ભાષણ આદરવું પડે.

પ્રેમલક્ષણા ભક્તિની આજે તો એટલી જ પ્રીછ આપું છું કે, બ્રહ્માંડભરમાં વસ્તુ વસ્તુને, પરમાણુ પરમાણુને, કિરણે કિરણને, આત્માએ આત્માને, આત્માપરમાત્માને પરસ્પરનાં જે પરમ ગુરૂત્વાકર્ષણથી આકર્ષે છે એ બ્રહ્માંડવ્યાપી ભાવ તે પ્રેમલક્ષણા ભક્તિ.

( ૫ )

એક ઇતિહાસ પ્રશ્ન

છેલ્લે છેલ્લે એક ઇતિહાસનો પ્રશ્ન ભારતવાસીઓને પૂછી લઉં. જૂના ને નવા, પ્રાચીન ને અર્વાચીન, કૃષ્ણભક્ત કે કૃષ્ણવિરોધી સૌને ય તે.

શ્રી કૃષ્ણચંદ્ર ભારતના ઇતિહાસમાં ન થયા હોત તો?

તો ગોકુલ, વૃન્દાવન, મથુરાં, દ્વારિકાનાં તીર્થ ન હોત, સુરદાસજી ન હોત, વલ્લભાચાર્યજી ન હોત.

બંગ દેશમાં ગૌરાંગ ન હોત, જયદેવ ન હોત, ગીતગોવિંદ ન હોત, 'હરિ બોલ'ના જયધ્વનિ ન હોત.

મહારાષ્ટ્રમાં 'જય વિઠ્ઠલ'ની ઘોષણા ન હોત. મેવાડમાં શ્રી નાથદ્વારા ન હોત. ને ગુજરાતમાં?

સમસ્ત ગુર્જરરાષ્ટ્રની પેઠે દયારામભાઇએ ય તે શ્રી કૃષ્ણચન્દ્રના બંસીનાદ ઝીલ્યા છે, શંખનાદ નથી ઝીલ્યા.

ગોપીકુલવલ્લભ બાલમુકુન્દને આરાધ્યા છે; कालोऽस्मि, लोकक्षयकृतप्रवृद्धः એ વિરાટ સ્વરૂપને નથી નિહાળ્યા કે હૈયે પધરાવી પૂજ્યા.

ગુજરાતનાં નરનાર! ગુર્જર ઇતિહાસના પૂરણપુરૂષોત્તમ શ્રી કૃષ્ણચન્દ્રનાં દર્શન ત્હમે અડધેરાંક જ કીધાં છે.

રસમાં, ધર્મમાં કે બ્રહ્માંડદર્શનમાં: બંસીની કવિતાથી કે બંસીની ફિલસુફીથી વિરાટસ્વરૂપની કવિતા કે વિરાટસ્વરૂપની ફિલસુફી લેશે ઉતરે એવી નથી.

સૌન્દર્યથી ભવ્યતા શી ઓછી છે?

ગુજરાતે એ બંસીનાદ પ્રીછ્યા છે, દયારામભાઇએ એ અજબ બંસીસૂર ઝીલાય એટલા ઝીલ્યા છે.

## ( ૪ )

ને ભગવાને એ બંસીમાં શું ગાયું છે?

ભગવાને એ બંસીમાં કંઇ કંઇ ગાયું છે. બ્રહ્માંડ માત્રનો રસ ગાયો છે, रसो वै सः ની ઋચા ગાઇ છે.

પૂર્ણિમાનો ચન્દ્ર સોળે કળાએ પ્રકાશે છે, મહાસાગરમાં ભરતીનાં ઘમસાણ ઘૂમાવે છે, ત્હારે મહાસાગરને ઉછાળતાં ઉછાળતાં ચન્દ્રની જે ગાય છે તે ભગવાને બંસીમાં ગાયું છે.

આકાશભરતા મેઘાડંબરને પગથાર આંકેલા ઇન્દ્રધનુષ્યના રંગો જે ઉચ્ચારે છે એ ભગવાને બંસીમાં ગાયું છે.

ઉષા ઉગે છે કે સાયંકાળે આથમે છે: એ તેજઅન્ધકારના સાન્ધ્યસમયે ત્રિકાળ સન્ધ્યાના ગૂઢ ધર્મમન્ત્રોનો જે ઉદ્‌ઘોષ મહાકાલ કરે છે તે બંસીમાં ભગવાને ગાયું છે.

નરઆત્માનાં ને નારીઆત્માનાં લોચન લોચનિયાંમાં ઢોળાય, ને

રસહૈયાંના સિતાર જે સંગીત ગાય, તે ચિરંજીવ સંગીત એ બંસીનાદમાં ભગવાને ગાયું છે.

બ્રહ્માંડસૃજનને પરમ ભવ્ય પ્રસંગે પુરૂષ ને પ્રકૃતિ જે રાસડો ગાય છે એ રાસડાના પડઘા ભગવાને એ બંસીનાદમાં ગજાવ્યા છે.

હૈયાને હૈયાનાં આકર્ષણ, આત્માને પરમાત્માનાં આકર્ષણ, બ્રહ્માંડના અણુ યે અણુને અન્યોન્યનાં આવતાં આકર્ષણ એ બંસીનાદમાં આજે યે બોલે છે.

નવધા ભક્તિથી પર, દશમી પ્રેમલક્ષણા ભક્તિનાં પરમ રહસ્ય એ બંસીનાદમાં પ્રભુએ ભક્તજનોને કાજ ભર્યાં છે.

એ પ્રેમલક્ષણા ભક્તિ એટલે શું?

એનું ભાષ્ય ભાખવા બીજું એક ભાષણ આદરવું પડે.

પ્રેમલક્ષણા ભક્તિની આજે તો એટલી જ પ્રીછ આપું છું કે, બ્રહ્માંડભરમાં વસ્તુ વસ્તુને, પરમાણુ પરમાણુને, કિરણે કિરણને, આત્માએ આત્માને, આત્માપરમાત્માને પરસ્પરનાં જે પરમ ગુરૂત્વાકર્ષણથી આકર્ષે છે એ બ્રહ્માંડવ્યાપી ભાવ તે પ્રેમલક્ષણા ભક્તિ.

( ૫ )

એક ઇતિહાસ પ્રશ્ન

છેલ્લે છેલ્લે એક ઇતિહાસનો પ્રશ્ન ભારતવાસીઓને પૂછી લઉં. જૂના ને નવા, પ્રાચીન ને અર્વાચીન, કૃષ્ણભક્ત કે કૃષ્ણવિરોધી સૌને ય તે.

શ્રી કૃષ્ણચંદ્ર ભારતના ઇતિહાસમાં ન થયા હોત તો?

તો ગોકુલ, વૃન્દાવન, મથુરાં, દ્વારિકાનાં તીર્થ ન હોત, સુરદાસજી ન હોત, વલ્લભાચાર્યજી ન હોત.

બંગ દેશમાં ગૌરાંગ ન હોત, જયદેવ ન હોત, ગીતગોવિંદ ન હોત, 'હરિ બોલ'ના જયધ્વનિ ન હોત.

મહારાષ્ટ્રમાં 'જય વિઠ્ઠલ'ની ઘોષણા ન હોત. મેવાડમાં શ્રી નાથદ્વારા ન હોત. ને ગુજરાતમાં?

ગુજરાતમાં નરસિંહ ન હોત, મીરાં ન હોત, દયારામ ન હોત, અડધેરાક પ્રેમાનંદ ન હોત.

ટુંકામાંઃ વ્રજની વાંસલડી ન હોત, કુરૂક્ષેત્રમાંના પાંચજન્યના શંખનાદ સમી શ્રીમદ્દ ભગવદ્દગીતા ન હોત, ભારતવર્ષના ચોખૂટમાં અમૃતફૂવારા શી ફોરતી પ્રેમલક્ષણાભકિત ન હોત.

શ્રી કૃષ્ણસૂનો આપણો ઇતિહાસ એટલે કેટકેટલાં યે તીર્થોવિહોણું, કેટકેટલી યે કવિતાવિહોણું, કેટકેટલાં યે સંગીતવિહોણું, કેટકેટલાં યે ભકિતભાવવિહોણું ભારત.

કૃષ્ણભકિતના વિરોધીઓને પૂછું છું : કે એ સર્વવિહોણું ભારત ત્હમને વધુ ગૌરવવન્તુ ને ભવ્યતર લાગત ?

ઇતિહાસદૃષ્ટિએ Shree Krishna Cult અને Shree Krishna Culture મૂલવી જોયાં છે ?

શ્રીમદ્દ ભગવદ્દગીતાવિહોણી ભારતીય ફિલસુફી કે શ્રી કૃષ્ણબંસીસૂની ભારતીય કવિતા કેટકેટલી આછારંગી ને આછોતરી થશે ?

ભારતીય ઇતિહાસની દૃષ્ટિએ—જગતઇતિહાસની દૃષ્ટિએ Shree Krishna Cult ને Shree Krishna Cultureનાં એ મૂલ છે.

શ્રી કૃષ્ણચંદ્રનો એ ઇતિહાસમહિમા.

તો જે ભક્તિનીતરતા ભકતોને એ પૂર્ણાવતારનો ધર્મમહિમા હોય એમને તો અવધિ કે આરા જ ક્‌હાં ?

અન્ય સૌને યે કૃષ્ણમહિમા ઓછો નથી. વૈષ્ણવ જન હો ! ત્હમારે શ્રી કૃષ્ણમહિમા એથી યે સહસ્રગણો અધિકો છે.

ને દયારામભાઇએ ગુજરાતની સકલ મધુરપથી ચિરંજીવ ગીતોમાં એ પ્રેમમહિમા ગાયો છે.



# પારસી–ગુજરાતી



(યંગ મેન્સ પારસી એસોસિએશન, પારસી લેખકમંડળ, તથા શ્રી વીલે પારલે સાહિત્યસભા તરફથી તા૦ ૧૦ જાનેવારી ૧૯૨૬, રવિવારને દિને ફ્રામજી કાવસજી હૉલ, મુંબાઇમાં બોલાવવામાં આવેલી જાહેર-સભામાં આપવામાં આવેલું વ્યાખ્યાન.)

## (૧)

## એક ઇતિહાસભ્રમ

સજ્જનો અને સન્નારીઓ!

સમર્થ સાક્ષરોની ભૂલો તે ભાષાનાં Idioms. એમ કેટલીક ઇતિહાસની ભૂલો યે દીર્ઘજીવી નીવડે છે. "પારસી–ગુજરાતી" એ એવો એક શબ્દપ્રયોગ છે.

વર્ષો ઉપર એક દિવસે મ્હારો બાળક નિશાળેથી આવ્યો, ને કહ્યું: "ન્હાનાભાઇ! આપણે તો કાળા લોક." મ્હેં કહ્યું: "જા, જા, હવે." બાળક: "ના, ખરૂં કહું છું, માસ્તરે શીખવ્યું ને?" મ્હેં કહ્યું: "કાળા તો હબસીઓ. હું કાળો છું? તું કાળો છે? ત્હારાં ભાંડુ કોઇ કાળાં છે?" બાળક બોલ્યો: "માસ્તરે શીખવ્યું ને?"

૧૮૯૩માં દાદાભાઇ ઈંગ્રેજ પાર્લામેંટમાં બેઠા. લોર્ડ સોલ્સબરી બોલ્યા: "કાળો સભાસદ આવ્યો." કવિએ કવિતા લખી: "કરમી પુરૂષ કાળો પાર્લમેન્ટે પળાય."

દાદાભાઇને દીઠેલા એવા તો આ સભામાં આજ ઘણા હશે. મ્હેં યે દર્શન કીધાં'તાં. દાદાભાઇ કાળા હતા? કેટલા યે પોર્ચ્યુગીઝ ને સ્પેનીયાર્ડ ને ઇટાલીયન દાદાભાઇથી કાળા હશે. છતાં એક ભ્રમ—ન જ ભાગે એવો ભ્રમ લોર્ડ સોલ્સબરી જેવાઓનો: યૂરોપિયનો એટલે ગોરા, એશિયાટિકો એટલે કાળા.

ઇતિહાસની આવી ભૂલો ને આવા ભ્રમ ઠામઠામ ઘર કરી બેઠેલાં છે. 'પારસી–ગુજરાતી' એ બોલ એવો એક ઇતિહાસભ્રમ છે.

(૨)

## યશ ને અપયશની વ્હાંટણી

અહીં યંગ મેન્સ પારસી એસોસિએશન ને પારસી લેખકમંડળ છે. ત્રિમાસિક, વિદ્યાર્થીઆશ્રમ, ચર્ચા, ભાષણો કંઇક કંઇક સારૂં કરે છે. કોઇક કોઇક વાર એ ત્રિમાસિકમાં હું યે લખું છું. આજથી દોઢેક માસ ઉપર મંત્રીજીની લેખની માગણી આવી: "કવિતા મોકલો, લેખ આપો; નહીં તો છેવટે હમણાં બહુ ચર્ચાતા પ્રશ્ન 'પારસી–ગુજરાતી' ઉપર કાંઇક લખી મોકલો."

એવામાં વીલે પારલે સાહિત્યસભાના મંત્રી ગોકુળભાઇ ભટ્ટ અમદાવાદ મ્હારે ત્યાં આવ્યા. એમનો તો એકજ પ્રશ્ન હોય છે: "મુંબઇ ક્ય્હારે આવો છો?" ત્હેમને પત્ર આપ્યો, ને કહ્યું: "ત્હમે બે મળી તારીખ જણાવશો ત્ય્હારે." ૩ જી જાનેવારી મને જણાવી હતી. અહીં અનુકૂળ ન પડી. પછી આજની તારીખ.

આજના ભાષણનો યશ યંગ મેન્સ પારસી એસોસિએશન તથા પારસી લેખકમંડળને છે; ને ન રૂચે એવું કંઇ બોલાય તો ત્હેનો અપયશ તો મ્હારો છે જ.

(૩)

## પારસીઓ સાથેનો પરિચય

પારસી લેખકમંડળનો તો મ્હારે આ પહેલવહેલો પરિચય. હું જાણું છું કે દલપતરામના પુત્રને એ ન છાજે. દલપતરામ પારસી લેખકો સંગાથે ગાઢ પરિચયમાં હતા. દાદી તારાપોરવાળા ને સોરાબ પાલમકોટ અમારે ત્ય્હાં આવતા. મ્હેં ત્ય્હાં દર્શન કરેલાં. બંગાળી, કામા, દાદાભાઇ, કાબરાજી, મલબારી: દલપતરામને એ સૌનો નિકટ પરિચય.

આ મોડા પરિચયમાં મ્હારો વ્યકિતગત વાંક હશે. પણ મ્હોટે ભાગે તો હમણાંનું ભારતનું વાતાવરણ જ એવું અજબ છે. આજ તો

કોમકોમના ઓવારા જ નોખા છે. 'અમારે આરે તમારા છાંટા ન જોઇએ' એ જ છે કોમકોમના આરાઆરાનો આજ તો ઉચ્ચાર.

આજ આપણે મળ્યા છીએ એ ભાવથી ભારતની સર્વ કોમો હિંદુ, મુસલમાન, પારસી, યાહુદી, ખ્રીસ્તી, સદાસર્વદા હળતીમળતી રહે તો તો કલ્યાણજ થાય.

### દલપતરામ

પારસીઓને દલપતરામ ગમતા. દલપતરામની કવિતામાંથી કાંઇક વાંચીને આજે યે મંગળાચરણ કરીશ.

આજે તો ગુજરાતમાં ને ગાયકવાડીમાં કેટલાંક ગામમાં પુસ્તક-શાળાઓ છે, ઘણે ગામે શાળાઓ છે. જ્યહારે કાંઇ ન હતું ને બીજ વાવવાનાં હતાં, ત્યહારે વાવણિયાને શા શા શ્રમ પડયા હશે, એ ઇતિહાસ આજ ભૂલાયા છે. એ ઓછો–અધૂરો ઉતરેલો પાક ખાઇ ઉછરેલાંને ને ઉછરતાંને વાવેતરનો શ્રમ સ્મરણે કયાંથી હોય? નવયુગનું સ્હવાર ત્યહારે પડતું હતું, આપણા સંસારના અનેકદેશી પાયા ત્યહારે મંડાતા હતા.

સૌ સજ્જનના સમિપમાં કહું ગુર્જરીવિલાપ:
તેનો મર્મ વિચારીને ઉરમાં ધરજો આપ.
શાખા સોસૈટી તણી સ્થિર સ્થાપવા વિશાળ
કરટીસે[1] ઇચ્છા કરી, જ્યાં મોટો મહિપાળ.
સન અઢાર ઉન[2] સાઠમાં નિજ કવિને તે કામ
માન દઇને મોકલ્યો ભાવનગર નૃપધામ.
વિજયક્ષમા વર્ણન કર્યું, જ્યાં રાજા જસવંત;
રાજસભા રંજન કરી જઇ કવિએ અત્યંત.
પુસ્તકશાળા સ્થાપવા લીધું નૃપનું વેણ;
કોલ દિધો કવિને કરે નેહ જણાવી નેણ.
સન અઢારસેં ત્રેસઠે વળી વિચારી વાતઃ

---

[1] ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના સેક્રેટરી. [2] ઓગણસાઠમાં.

સ્થિર શાખા જઇ સ્થાપવી વડોદરે સાક્ષાત.
કરટીસે કવિને કહ્યું: હૈયે રાખી હામ
વિચરો તમે વડોદરે, કરો જઇ શુભ કામ.
શેઠાણી હરકોર ને નગરશેઠને જેમ
કવિતા રસથી રીઝવી કામ કરાવ્યાં તેમ.
ભાવનગરનાં ભૂપને રિઝાવીને રસ રીત
પુસ્તકશાળા સ્થાપવા લીધું વચન નિચિંત.
તેમ જ ગાયકવાડના કરનો લાવો કોલ;
સમજાવો વિદ્યા તણો ઉત્તમ લાભ અતોલ.
રૂડો ત્યાં રેસિડેંટ છે સાહેબ કર્નલ બાર;
મેમ્બર સોસૈટી તણો છે શાણો સરદાર.
તે પણ તમને આપશે સહાયતા શુભ રીત;
એથી ધાર્યું આપણું થાશે કામ ખચીત.
સુણિને કવિજન સાંચર્યો કરવા ઉત્તમ કામ;
ઉતારો જઇને કર્યો શામળ બેચર ધામ.
જઇને કર્નલ બારનો પ્રથમ કર્યો મેળાપ;
વાત કરી તે સાંભળી ઉચર્યો સાહેબ આપ.
ભાસે છે મુજ મન વિશે કામ થવું મુશ્કેલ:
છે રાજાના સોબતી ઝાઝા જન અભણેલ.
તે જાણે છે જો થશે રૈયત ભણિ હુંશિયાર,
રાજકાજમાં તો ઘણી તે લેશે તકરાર.
સલાહ તેવા જનતણી માને છે મહિપાળ;
તે માટે નથી થાપતા નવીન રીત નિશાળ.
કહ્યું અમે કંઇ કંઇ સમે, કથન ધર્યું નહિ કાન;
તોપણ તમે કરી જુઓ શ્રમ નિજ શક્તિ સમાન.
આપીશ હું અનુમત ભલું, વળી આપું છું પત્ર;

આપો જઈ પ્રધાનને, તમે મળીને તત્ર.
પ્રધાન પાસે પત્ર લઇ જઇ કીધો મેળાપ;
ગુણિજન ગોવિંદરાવ તે, અટક રોઢિયા આપ.

જો કર્ણ ભીષ્મ સરખા ભડ ભૂપ ભેળા
કીધા કરોડ રથિ ભારત કેરી વેળા;
શોભા સમસ્ત ન મળે પણ તે સમાન,
ગોવિંદરાવ ગુણસાગર જ્યાં પ્રધાન.

પછી કવિ પોતે ગયો ભાઉ સિંધિયા પાસ;
કરી પ્રસંશા તેહની કવિતા કરી પ્રકાશ.
કારભારીઓએ કહ્યું: કાલ આવજો આપ;
મહારાજના મહેલમાં થશે ભૂપ મેળાપ.
રાજસભામાં કવિ ગયો, એ અવસર તે સ્થાન
નાટારંભ થતો હતો, કરે ગાયકો ગાન.

કલ્યાણી કમળાક્ષિ દેવિ કમળા કલ્યાણ તે તો કરે;
ભંડારી ભવદેવનો ભવનમાં ભંડાર ભારે ભરે.
સિદ્ધિ બુદ્ધિ સમૃદ્ધિ વૃદ્ધિ સુખ સૌ સોંપે સદા શ્યામજી;
ખંડેરાવ અખંડ ખૂબ ખુશીમાં રાખે રૂડા રામજી.

સાહેબ એક અરજ સુણો, આપો શુભ ઇન્સાફ;
રીસ ન ધરશો હૃદયમાં, કહું માગીને માફ.
કોઇ કરે અન્યાય તો કહિયે જ્યાં શુભ રાય;
પણ કહિયે તે ક્યાં જઇ, રાય કરે અન્યાય?

છબીલિ છે ને પતિ છેક છાંડી, ગણે જ લોકો ગુણહીણગાંડી;
ઢળેલ એવા અસલી જ ઢાળા, વિચાર રાજા વટપૂરવાળા!
ગાદીપતિ ગુર્જરનાથ આપ, પામ્યા પુરો ગુર્જરનો પ્રતાપ;
બની બિચારી દુખી એ જ બાળા, વિચાર રાજા વટપૂરવાળા!

જે નારિનું સર્વસ લભ્ય લીધું, તે પ્યારિનું પોપણ જો ન કીધું;
તો કેમ તેઓ કહિયે કૃપાળા, વિચાર રાજા વટપૂરવાળા!

સુણીને ભૂપે પૂછિયું ધરી પ્રેમ ભરપૂર;
કોણ તમે છો? ને વળી શી ઇચ્છા છે ઉર?

× × ×

ગીરા ગુજરાતી તણા પીયરની ગાદી પામી
મુખ્ય તો મરાઠી માની, દેખી દુખી દિલ છું;
અરજી તો આપી, દીઠી મરજી તથાપિ નહી,
આવ્યો આપ આગળ ઉચારવા અપીલ છું;
માંડતાં મુકર્દમાને ચાર જણા ચૂંથશે તો
શું થશે તે શોચનાથી સાહેબ! શિથિલ છું;
દાખે દલપતરામ ખુદાવંદ ખંડેરાવ!
રૂડી ગુજરાતી વાણી રાણીનો વકીલ છું.
ચૌટામાં લુંટાણી મહારાણી ગુજરાતી વાણી,
લુંટી અંલકાર કૂટી કીધી ગુનેગાર શી:
પગેરૂં ચાલાવ્યું તે તો ચાલતાં મુંબઇમાં પેઠું,
પછી ત્યાં તપાસતાં તો પકડાયા પારશી!

મુંબઇમાંના કેટલાક પક્ષવાદીઓને આશ્ચર્ય લાગશે કે આજે ૨૦ મી સદીનો પા સૈકો વીતી ગયા પછીયે વળી દલપતરામ!

હા, ગુજરાતના ભાષાપ્રશ્નો, આર્થિક પ્રશ્નો, રાજકીય પ્રશ્નો, સંસારી પ્રશ્નો, સંસ્કૃતિ–Civilizationના પ્રશ્નોનો ઉકેલ નહિ થાય ત્ય્હાં સૂધી દલપતરામ અમર–Eternal છે. આ યુગમાં પહેલ્લા છે ને છેલ્લા રહેશે.

એટલું ખરૂં છે કે મિલ્ટનને પૂરો માણવા Puritanism સ્હમજવી પડશે; તેમ દલપતરામને યે પૂરા તો Puritans માણી શકશે. દલપતરામ એટલે ગુજરાતી સાક્ષરત્વનાં ડહાપણ અને સદાચરણ. એ

ભાવનાઓની કિમ્મત હોય તે દલપતરામને ઓળખેજ છે.

કાલે ભાષણ હોય ત્હારે આજે દલપતકાવ્ય લાવી વાંચે, ને એ અભ્યાસને આધારે વિવેચના કરે: એ આજનાં નવામાં નવા અભ્યાસ ને વિવેચનશૈલી. છીછરાં હૈયાં ને આછકલા આત્માના નવવિવેચકોનાં છબછબિયાં પાણીમાં મ્હાલવાં, ને છાંટાની છોળો ઉછાળવી: ને માનવાં એને મણમણનાં સાગરમન્થન.

જગતઇતિહાસનો અભ્યાસક ફ્રેડરિક હેરીસન જગતના આદ્યસૃષ્ટાઓ વિષે કહે છે તેમ આપણા ગુજરાતના યે નવયુગના આદ્યસૃષ્ટાઓ They had to create, we have only expanded.

આજ તો કુંપળો વડલાના મૂળને હસે છે કે ત્હારામાં રસ નથી.

## ( ૪ )

## પ્રથમ આરોપ

આમ ૧૮૬૩માં પારસી–ગુજરાતીનો આરોપ પહેલવહેલો 'શાણી મહારાણી ગુજરાતી વાણીના વકીલ' દલપતરામે મૂક્યો: ગાયકવાડ સરકારના દરબારમાં, ખંડેરાવ મહારાજની સમક્ષ.

આજે એ આરોપના પુનઃ ઉચ્ચારણમાં નથી કોઇની Originality કે નથી લેશે શ્રમશોધ.

તે પછી તો 'પારસી–ગુજરાતી'ની ચર્ચા ઘણી વેળા ચાલી. 'ગુજરાતી' અને 'રાસ્ત ગુફ્તાર'નાં Political creeds પરસ્પરવિરોધી ન હોત, કે "હિંદ ને બ્રિટાનિયા" જેવા સત્યાન્વેષણના ઉભયપક્ષી ગ્રંથને રાજ્યદ્રોહી કહેવાની ભૂલ ન થઇ હોત, ( ૧૯ મી સદીના છેલ્લા દાયકામાં તો સર ચીમનલાલ સેતલવાડ Extremist કહેવાતા; ને ૨૦ મી સદીના પહેલા દાયકામાં સર ફિરોઝશાહ તો ભયંકર નર છે, એ જ્ઞાન સીડનહામ સાહેબ વિલિંગ્ડન સાહેબને વારસામાં આપી ગયા હતા. ); તેમ જ ઈંગ્રેજી રાજગીતના કાબરાજીના Fairly good ભાષાન્તરના ગુણોને બદલે ઝીણી ખામીઓનાં ચાંદાં ન ખોળાયાં હોત,

અને 'મ્હારી મજેહ'ના ભાષાપડનાં—છન્દપડના ચૂંથણાંને બદલે ભીતરની રસપરીક્ષા પ્રધાનપણે થઇ હોત: તો પારસી–ગુજરાતીની ચર્ચાઓમાં આટઆટલી કટુતા ન આવત.

છેલ્લે શ્રી. કૃષ્ણલાલ ઝવેરીએ થી હોમ્યું, અને 'જામે' છેડાયું. અને પછી પારસી યુવકમંડળે મને ન્હોતરૂં મોકલ્યું.

કોણ જાણે કેવો આજે હુંયે છબ્બરડો વાળી જઇશ.

સાક્ષરી ચર્ચા જ્યહારે વકીલી ચર્ચા જેવી થશે ત્યહારે સંસ્કૃત સૂત્ર સાચું પડશે કે वादे वादे जायते तत्त्वबोधः ।

## એક ભૂલ

સન્નારીઓ અને સજ્જનો! મ્હારી દૃષ્ટિમાં પહેલવહેલી તો છેલ્લાં ચાલીશેક વર્ષની આપણી સાક્ષરી ભૂલ તરી આવે છે. બોલાતી નહિ, પણ આચરાતી ભૂલ.

એ ભૂલ એ કે ગુજરાતી ભાષા એ જાણે એકલા હિંદુઓની જ હોય ને. જેમ The Indian National Social Reform Conference એટલે માત્ર હિંદુ સંસારસુધારાની જ સભા!

ગુજરાતી સાહિત્ય જૈનોનું યે જાણે નહીં: તો પછી ખોજા, વ્હોરા, ખ્રીસ્તી, પારસીનું ક્યહાંથી જ હોય?

એ ભ્રમ જ્યહાં જ્યહાં હોય ત્યહાં ત્યહાંથી ધોવાવો ઘટે છે.

દલપત કે નર્મદને મન એમ ન હતું, એમના પછીના જમાનાની એ આચરણભૂલ છે.

દલપતરામઃ ખોજા, વ્હોરા, પારસી, ખ્રીસ્તી, નવાબો, સાહેબોઃ એમની કવિતા સત્કારતા, આદરથી વાંચતા.

નર્મદનું તો પ્રખ્યાત કાવ્ય છે શંખનાદ સમુંઃ "કોની કોની છે ગુજરાત?" જેમની માતૃભાષા ગુજરાતી, એમની છે ગુજરાત.

( ૫ )

## ગુજરાતનો ઇતિહાસ

ગુજરાતનો થોડોક ઇતિહાસ વિચારીશું?

૭૧૬ ની સાલમાં પારસીઓ દક્ષિણ ગુજરાતને કાંઠે ઉતર્યા, સંજાણમાં જાદી રાજાના રાજ્યમાં. તે પછી ૭૪૬ માં વનરાજદેવે અણહિલપુર પાટણ વસાવ્યું. તે પછી ઇ. સ. ૧૧૭૬ માં શ્રીમાલ નગર ભાગ્યું, ને શ્રીમાલીઓ ઉત્તર ગુજરાતમાં ઉતર્યા; સિદ્ધરાજ જયસિંહના રાજ્યમાં પરાશરના અરણ્યમાંથી પાટણમાં.

તે પહેલાં, બસ્સોક વર્ષ ઉપર એક હજારની સાલની આસપાસ મહારાજ મૂળરાજ સોલંકીએ ઉદીચ્ચોને–ટોળકિયા ઉદીચ્ચોને ઉત્તર દેશમાંથી પાટણમાં ન્હોતર્યા.

શ્રીમાળીઓના ગુજરાતમાં ઉતર્યા પછી સવાસોએક વરસે ૧૩ મા સૈકાની છેક આખરે ઇસ્લામે ગુજરાત જીત્યું, ને પાટણમાં ક્ષત્રિય વાવટો ઉતારી ઇસ્લામી નીશાન ફરકાવ્યાં. ત્યહારથી ઇસ્લામે ગુજરાતમાં વસવાટ માંડ્યો.

તે પછી સોએ વર્ષે ઇ. સ. ૧૪૧૨ માં ગુજરાતના અહમ્મદશાહ બાદશાહે અમદાવાદ વસાવ્યું, ને સ્હાડી છસ્સો વર્ષ ગુજરાતનું રાજધાનીપદ ભોગવી પાટણ સદાનું ગુજરાતનું પાટનગર મટી ગયું.

અમદાવાદ જૈનપુરી કહેવાય છે, એમ ઇસ્લામનગરી યે કહી શકાય. ત્રણસો વર્ષની ગુજરાતની ઇસ્લામી રાજધાની. એક હજાર મસજીદોના બે હજાર તોડાઓ જાણે આભને ટેકવતા, ને એક હજાર તોડાઓ ઉપરથી નિમાઝની બાંગ આસ્માનને ગજવતી.

હવે બે જ સાલો કહી આપને પજાવીશ.

૧૪૭૧ માં મહમદ બેગડાએ જૂનાગઢ લીધું, ને નાગબાઇના ને નરસિંહના શાપ રા' માંડળિકને નડ્યાઃ અને કહેવાય છે કે ૧૪૭૦ માં નરસિંહ મહેતાને ભગવાને હાર આપ્યો.

મીરાંબાઇ પ્રતાપ રાણાનાં કાકી હતાં, ઉદા રાણાનાં વિધવા

ભાભી હતાં એ હવે મેવાડનો ઇતિહાસ ને મેવાડના શામળદાસજી કવિ સ્પષ્ટ કહે છે. અકબર બાદશાહે ઉદા રાણાને હરાવીને ચિત્તોડ લીધું ૧૫૬૮ માં. મીરાંબાઇ, સુરદાસજી, તુલસીદાસજી, હરિદાસજી સહુ થયાં અકબરશાહના રાજ્યસમયમાં.

આ તારીખો તો સર્વવિદિત જેવી જ છે ને? સન્નારીઓ ને સજ્જનો! નરસિંહમીરાંની પૂર્વે ગુજરાતી કવિઓ નથી થયા એમ નહીં. પણ આદિકવિનું માન સંસ્કૃતમાં વાલ્મીકિજીને છે, ઈંગ્લંડમાં ચોસરને છે, તેમ ગુજરાતીમાં નરસિંહ મેહેતાને છે.

ગુજરાતી ભાષાના એ આદિ કવિની યે પૂર્વે પોણા બસ્સો વરસથી ઇસ્લામીઓ ગુજરાતીઓ છે; સવા સાતસો વરસથી, અણહિલ્લપુર પાટણની સ્થાપના પૂર્વે ત્રીશેક વર્ષથી, પારસીઓ ગુજરાતીઓ છે.

ઉદીચ્ચો કે શ્રીમાળી બ્રાહ્મણ, શ્રીમાળી વાણિયા, દશા કે વીશા શ્રીમાળી સોની, સકલ શ્રીમાળીઓ કરતાં—મ્હારા પૂર્વજો કરતાં પારસીઓ ઓછા ગુજરાતી નથી.

એમ ઇસ્લામીઓ ને પારસીઓ નરસિંહમીરાંની પહેલાંના ગુજરાતીઓ: એક તેરમા સૈકાથી ને બીજા આઠમા સૈકાથી ગુજરાતીઓ. ઇસ્લામીઓ અમદાવાદ પહેલાંના ગુજરાતીઓ, ને પારસીઓ તો અણહિલ્લપુર પાટણ પહેલાંના ગુજરાતીઓ.

યુનાઇટેડ સ્ટેટસના કેનેડાના અમેરિકનો અમેરિકન્સ થયા તે પહેલાં ૮૦૦ વરસથી પારસીઓ ગુજરાતીઓ છે. દક્ષિણ આફ્રિકાના આફ્રિકેન્ડર્સ થવા પૂર્વે ચારસોક વરસથી ઇસ્લામીઓ ગુજરાતીઓ છે.

અને ત્હો પણ—હજી યે ગુજરાતી ભાષા શું માત્ર હિંદુઓની જ છે?

દલપત—નર્મદના નિર્ણય સુધારનારો ગુજરાતી હજી તો જન્મ્યો જાણ્યો નથી. દલપતરામે પારસી—ગુજરાતીનો આરોપ મૂક્યો, પણ દલપતરામ હંમેશાં પારસીઓને પોતાના જ ગણતા.

દલપત—નર્મદનો નિર્ણય ભૂલાયો છે, પણ તે ગુજરાતે સ્વીકારવો

જ પડશે કે જૈનોનાં, પારસીનાં, ખ્રિસ્તીનાં તેમ જ હિંદુનાં છે ગુજરાત ને ગુજરાતી ભાષા.

ખ્રીસ્તી ડા. ટેલરે લખ્યું છે એવું ગુજરાતી વ્યાકરણ તો હિંદુ ગુજરાતીસાક્ષર કોઇક લખશે ત્ય્હારે લખ્યું કહીશું; અને ખ્રીસ્તી કિન્લાક ફારબસે ગુજરાતના ઇતિહાસ શોધ્યા છે એવા ઇતિહાસ નવયુગના કો મહાસાક્ષર શોધશે ને લખશે ત્ય્હારે કહીશું કે શોધ્યા ને લખ્યા. છેલ્લાં ૭૦ વર્ષથી તો રાસમાળા બીજી લખાઇ નથી હજી.

એક આશાનું કિરણ ઉગ્યું છે. ભાઇ મોહનદાસની શૈલી ને ત્હેમની ભાષા અને એ બન્નેયની લોકપ્રતિષ્ઠાઃ એ દલપતનર્મદની દિશા ભણી જ ગુજરાતી સાહિત્યનાં વળેલાં પગલાં દાખવે છે.

વળી તાજેતરમાં જ હૃદયયોગીએ– એક ઉછરતા હિંદુ સાક્ષરે– ગઝલમાં પારસી ગાથાનું ભાષાંતર કીધું છે.

દલપતનર્મદની પછીની અને ભાઇ મોહનદાસની પહેલાંની, એ વચગાળાની આચરણભૂલ ભાગવા યોગ્ય જ છે, ને ગુજરાતને સદ્ભાગ્યે તે ભાગવા માંડી છે.

## ૬
## ભૂલ જન્મી કયાંથી?

ત્ય્હારે એ ભ્રમની ભૂલ જન્મી ક્ય્હાંથી?

એમાં થોડાક છાપાંઓના પારસી અધિપતિઓનો વાંક છે, ને થોડોક કેટલાક ચોકૂખલિયા હિંદુ સાક્ષરોનો વાંક છે.

એક તરફ ભાષાભૂલોનો દુરાગ્રહ ને બીજી ભણી ભાષાની અતિ-શુદ્ધિનું સમત્વઃ એ બન્ને એ સ્થિતિને માટે જવાબદાર.

પારસીઓની ભૂલની વિચારણા આ પછીનો જ મુદ્દો છે. હિંદુ સાક્ષરોની ભૂલ શી રીતે થઇ? એ પહેલાં જોઇએ.

અખો કહે છે કે

'આભડશેટ અન્ત્યજને વરી, ને બ્રાહ્મણવૈષ્ણવ કીધા ધણી'.

બ્રાહ્મણવૈષ્ણવના પવિત્રતાના સાચા સિદ્ધાંન્તની અતિશયતામાંથી આભડછેટની સંસારી અનિષ્ટતા જન્મી; તેમ ભાષાશુદ્ધિની સાચી ભાવનાની અતિશયતામાંથી એ ભૂલ જન્મી. ભાષાનું રૂપાન્તર થઇ જાય તે અતિશુદ્ધિ; ને એવી અતિશુદ્ધિ અણઘટતી. દા. ત. वन्देमातरम्। એ તે કંઇ Vernacular નું ગીત? કે સંસ્કૃતનું ગીત? એને બંગાળી ગીત કહેવું Misnomer નથી?

આજે યે શુદ્ધિપ્રકરણમાંથી હિંદુ–ઇસ્લામનાં વૈમનસ્ય જન્મ્યાં ને વિસ્તર્યાં ને?

સંસ્કૃત શાણાઓએ તો ભાખ્યું છે કે અતિ સર્વસ્વ વર્જવું.

ભાષાની શુદ્ધિ–ઇષ્ટ, અતિશુદ્ધિ–અનિષ્ટ.

ભાષાની અતિશુદ્ધિ; વ્યાકરણ ને જોડણી ને તત્સમ ને તદ્ભવ; ચારણી કે ચાયણી? છન્દ, અછન્દ ને કુછન્દ–નાળિયેરના કાચલાં ને છોડાંની ચર્ચાઓમાં અતિશુદ્ધિના વિદ્વાનોનાં આયુષ્ય નથી વહી ગયાં? મંહીનો ગર્ભ પામ્યા વિનાનાં?

દેશના મહાપ્રશ્નો–ધર્મના, સંસારના, શિક્ષણના, ખેતીના, ઉદ્યોગના, અર્થશાસ્ત્રના, વૈદકના, રાજનીતિના; દેહના; આત્માના : દેશના કંઇ કંઇ મહાપ્રશ્નો ઉકેલ માગતા હજી તો ખડા છે સન્મુખ. નવરાશ હોય તો એમાં ઝંપલાવો–યથા શક્તિમતિ.

આપણા નવયુગના આ પ્રભાતે હિંદુપારસી સાહિત્ય નોખાં ન હતાં. હિંદુપારસીના સાહિત્યભેદને માટે એ અતિશુદ્ધિની અતિશયતા કેટલેક અંશે જવાબદાર છે.

ઘડીભર વિચારો : સંસ્કૃત અશુદ્ધ શબ્દોને સ્થાને શુદ્ધ શબ્દો પ્રચલિત કરવાની શૈલિનું અનુકરણ પારસીઓ અને ઇસ્લામીઓ કરે તો?

સંસ્કૃત ચોકૂખલિયાંને ન્યાયની ખાતર એટલું નોંધવું જ જોઇશે કે માત્ર ગુજરાતીમાં જ સંસ્કૃતનું પૂર આવ્યું'તું એમ નથી. બંગાળીમાં, હિંદીમાં, મરાઠીમાં–હિન્દમાં : સર્વત્ર, યુગયુગની પાળ તૂટે ને સરોવરનાં પાણી ઉલટે એમ, સંસ્કૃતનાં પૂરની મહાછોળ ઉછળી રહી હતી.

ગુજરાત એ મહાભરતીથી અળગું શી રીતે રહે?

પણ એ ભરતીથી દેશને લાભહાનિ ઉભય થયાં છે. ભાષાભંડાર સમૃદ્ધ થયા ને સાહિત્ય અદ્‌ભુત વિકાસ પામ્યાં; તેમ જ હિન્દીઉર્દુના ઝગડાની ઝાળે ભભૂકી ઉઠી, ને ગુજરાતમહારાષ્ટ્રમાં ઉર્દૂની ચળવળ જોમમાં આવી.

એમ એ મીઠાં જળનાં પૂર કાદવ ધોઇ યે ગયાં ને કાદવ પૂરી યે ગયાં.

( ૭ )

## પારસીઓએ વિચારવાના બેત્રણ પ્રશ્નો

અને આજ? આપણાં છાપાંઓમાં સ્હેલી છતાં જોમદાર, ને સંસ્કૃત –પ્રધાન નહીં છતાં મરોડદાર, ભાષા સન્માન પામી છે. ચોકૂખલિયાંઓની ગાદી ભાઇ મોહનદાસે છીનવી લીધી છે. સરસ્વતીચંદ્રની નહીં, સ્નેહમુદ્રાની સાક્ષરભોગ્ય ભાષાને સ્થાને પાછી દલપતકાવ્યની લોકભોગ્ય ભાષા વિરાજે છે. સૂર્ય એમ ફરે છે, પૃથ્વી એમ ફરે છે, પ્રગતિનો એ એક જગત્‌નિયમ છે.

× × × ×

અને હવે?

હવેને માટે–ભવિષ્યને કાજે પારસી બન્ધુઓએ વિચારવાના બેત્રણ પ્રશ્નો છે.

ગીર્વાણ વાણીનો અને ગીર્વાણની મહાપુત્રીઓનો એક પરમ નિયમ: ઉચ્ચારણ ત્હેવું આલેખન. ઈંગ્રેજીમાં H લખી અ ઉચ્ચારે, ને ક ઉચ્ચારી C લખે–એવું સંસ્કૃતમાં નથી. ગુજરાતીની અતિશુદ્ધિના આગ્રહીઓ એ નિયમ માને–મનાવે છે ને પાળે છે. સમસ્ત ગુજરાત ભલે શકવું બોલે ને લખે; મૂળ શુદ્ધ સંસ્કૃત રૂપ ભલે શકવું હોય; ત્હો પણ એક હું તો બોલું છું એમ જ લખીશ–સકવું–ઇતિ નરસિંહરાવ.

પારસીઓ પણ એ જ મહાનિયમ પાળે છે, ને બોલે છે એવું લખે છે. પારસીઓ પણ એ સાક્ષરી ભૂલને જ અનુસરે છે ને?

પણ એ વસ્તુસ્થિતિની પાછળ બે પડદાઓ ભેદી ભીતરમાં વિલો-

બ્રાહ્મણવૈષ્ણવના પવિત્રતાના સાચા સિદ્ધાન્તની અતિશયતામાંથી આભડછેટની સંસારી અનિષ્ટતા જન્મી; તેમ ભાષાશુદ્ધિની સાચી ભાવનાની અતિશયતામાંથી એ ભૂલ જન્મી. ભાષાનું રૂપાન્તર થઇ જાય તે અતિશુદ્ધિ: ને એવી અતિશુદ્ધિ અણુઘટતી. દા. ત. वन्देमातरम्। એ તે કેઇVernacular નું ગીત? કે સંસ્કૃતનું ગીત? એને બંગાળી ગીત કહેવું Misnomer નથી?

આજે યે શુદ્ધિપ્રકરણમાંથી હિંદુ–ઇસ્લામનાં વૈમનસ્ય જન્મ્યાં ને વિસ્તર્યાં ને?

સંસ્કૃત શાણાઓએ તો ભાખ્યું છે કે અતિ સર્વસ્વ વર્જવું.

ભાષાની શુદ્ધિ–ઇષ્ટ, અતિશુદ્ધિ–અનિષ્ટ.

ભાષાની અતિશુદ્ધિ; વ્યાકરણ ને જોડણી ને તત્સમ ને તદ્ભવ; ચારણી કે ચાયણી? છન્દ, અછન્દ ને કુછન્દ–નાળિયેરના કાચલાં ને છોડાંની ચર્ચાઓમાં અતિશુદ્ધિના વિદ્વાનોનાં આયુષ્ય નથી વહી ગયાં? મંહીનો ગર્ભ પામ્યા વિનાનાં?

દેશના મહાપ્રશ્નો–ધર્મના, સંસારના, શિક્ષણના, ખેતીના, ઉદ્યોગના, અર્થશાસ્ત્રના, વૈદકના, રાજનીતિના; દેહના; આત્માના: દેશના કંઇ કંઇ મહાપ્રશ્નો ઉકેલ માગતા હજી તો ખડા છે સન્મુખ. નવરાશ હોય તો એમાં ઝંપલાવો–યથા શક્તિમતિ.

આપણા નવયુગના આ પ્રભાતે હિંદુપારસી સાહિત્ય નોખાં ન હતાં. હિંદુપારસીના સાહિત્યભેદને માટે એ અતિશુદ્ધિની અતિશયતા કેટલેક અંશે જવાબદાર છે.

ઘડીભર વિચારો: સંસ્કૃત અશુદ્ધ શબ્દોને સ્થાને શુદ્ધ શબ્દો પ્રચલિત કરવાની શૈલિનું અનુકરણ પારસીઓ અને ઇસ્લામીઓ કરે તો?

સંસ્કૃત ચોકૂખલિયાંને ન્યાયની ખાતર એટલું નોંધવું જ જોઇશે કે માત્ર ગુજરાતીમાં જ સંસ્કૃતનું પૂર આવ્યું'તું એમ નથી. બંગાળીમાં, હિંદીમાં, મરાઠીમાં–હિન્દમાં: સર્વત્ર, યુગયુગની પાળ તૂટે ને સરોવરનાં પાણી ઉલટે એમ, સંસ્કૃતનાં પૂરની મહાછોળ ઉછળી રહી હતી.

ગુજરાત એ મહાભરતીથી અળગું શી રીતે રહે?

પણ એ ભરતીથી દેશને લાભહાનિ ઉભય થયાં છે. ભાષાભંડાર સમૃદ્ધ થયા ને સાહિત્ય અદ્‌ભુત વિકાસ પામ્યાં; તેમ જ હિન્દીઉર્દુના ઝગડાની ઝાળે ભભૂકી ઉઠી, ને ગુજરાતમહારાષ્ટ્રમાં ઉર્દૂની ચળવળે જોમમાં આવી.

એમ એ મીઠાં જળનાં પૂર કાદવ ધોઇ યે ગયાં ને કાદવ પૂરી યે ગયાં.

## ( ૭ )

## પારસીઓએ વિચારવાના બેત્રણ પ્રશ્નો

અને આજ? આપણાં છાપાંઓમાં સ્હેલી છતાં જોમદાર, ને સંસ્કૃત–પ્રધાન નહીં છતાં મરોડદાર, ભાષા સન્માન પામી છે. ચોફ્ખલિયાંઓની ગાદી ભાઇ મોહનદાસે છીનવી લીધી છે. સરસ્વતીચંદ્રની નહીં, સ્નેહમુદ્રાની સાક્ષરભોગ્ય ભાષાને સ્થાને પાછી દલપતકાવ્યની લોકભોગ્ય ભાષા વિરાજે છે. સૂર્ય એમ ફરે છે, પૃથ્વી એમ ફરે છે, પ્રગતિનો એ એક જગત્‌નિયમ છે.

× × × ×

અને હવે?

હવેને માટે–ભવિષ્યને કાજે પારસી બન્ધુઓએ વિચારવાના બેત્રણ પ્રશ્નો છે.

ગીર્વાણ વાણીનો અને ગીર્વાણની મહાપુત્રીઓનો એક પરમ નિયમ: ઉચ્ચારણ ત્હેવું આલેખન. ઈંગ્રેજીમાં H લખી અ ઉચ્ચારે, ને ક ઉચ્ચારી C લખે–એવું સંસ્કૃતમાં નથી. ગુજરાતીની અતિશુદ્ધિના આગ્રહીઓ એ નિયમ માને–મનાવે છે ને પાળે છે. સમસ્ત ગુજરાત ભલે શકવું બોલે ને લખે; મૂળ શુદ્ધ સંસ્કૃત રૂપ ભલે શકવું હોય; ત્હો પણ એક હું તો બોલું છું એમ જ લખીશ–સકવું–ઇતિ નરસિંહરાવ.

પારસીઓ પણ એ જ મહાનિયમ પાળે છે, ને બોલે છે એવું લખે છે. પારસીઓ પણ એ સાક્ષરી ભૂલને જ અનુસરે છે ને?

પણ એ વસ્તુસ્થિતિની પાછળ બે પડદાઓ ભેદી ભીતરમાં વિલો-

કવાનું બાકી રહે છે.

એકઃ પારસીઓ જ એવું બોલે છે? કે હિન્દુઓ ય તે?

બીજું: બોલવું એવું લખવું–એ સૂત્રને સીમાઓ છે કે નથી?

બન્ને ય પ્રશ્નો જરા વિચારિયે.

જાવ, ફરો, નિહાળો, ને પછી ઉચ્ચારો. કેટકેટલા ગુજરાતી હિન્દુ મહાસાક્ષરોએ ગુજરાતના એ ભાગની યાત્રા કરી છે? ઉદવાડાના આતશ બહેરામનાં મંદિરનાં બ્હારથી યે દર્શન કીધાં છે? સંજાણ શહેરમાંની પારસીઓની ગંગોત્રી નિરખી છે?

ત્ય્હાં જાવ ને સાંભળો: પારસીઓ જ આમ બોલે છે, કે સહુ એમ બોલે છે?

હિંદુઓમાં સંસ્કૃત શબ્દોની પેઠે ફારસી શબ્દોની ભરતી તો પાછળની છે.

વલસાડથી દમણ સૂધી–નાલાસોપારા ને વૈતરણી નદી સૂધી ફરો ને સાંભળો ને કહો: પારસીઓ જ એવી બોલી બોલે છે, કે સારો સાગર-કાંઠો એવી બોલી બોલે છે?

પારસીઓ વહાણવટી હતા, સાગર ખેડતા. અમદાવાદના યે ખલાસીઓ એ વલસાડની કે ભીમપોરની કે કાવીની કે ખંભાતની –સાગરકાંઠાની બોલી નથી બોલતા?

એક બીજા વધારે પરિચિત દૃષ્ટાન્તથી મ્હારૂં કહેવાનું વધારે સ્પષ્ટ થશે: વાત્રકના દક્ષિણકાંઠાથી તે મહીસાગરના ઉત્તરકાંઠા સૂધીમાં જાવ, વિચરો ને પછી કહો કે ચડોતરી બોલી માત્ર પાટીદારો જ બોલે છે, કે ત્ય્હાંના નાગર, વાણિયા, ઘાંચી, મુસલમાન, ખ્રીસ્તી–સહુ બોલે છે?

આ નવયુગનાં છેલ્લાં પોણોસો વર્ષમાં ગુજરાતના પરમ સાક્ષર તો ગોવર્ધનરામભાઇ. અમદાવાદમાં એક જાહેર વ્યાખ્યાનમાં એ ગોવર્ધન-ભાઇને 'ગોંમસાં' બોલતા સાંભળ્યા છે: 'અમારા નડિયાદ ગોંમમાં પણ.'

ત્ય્હારે એ તે પાટીદાર કોમની કોમી બોલી? કે ચડોતર પ્રાંતની પ્રાંત બોલી?

ગુજરાતની દેશભાષા, તો એ નથી જ.

હાલારી લઢણુ ને તૈં યે, ઝાલાવાડીમાં ચ્યાં ને ચીચી, સૂરતી હવાકાનું હવા હેર હાક, ને એ કાઇપોઃ બોલીઓના યે પ્રાન્તભેદો છે કે કોમીભેદો?

પારસી–ગુજરાતી કહેવાતી બોલી યે કોમી ભેદ નથી; વલસાડ ને વૈતરણી વચ્ચેનો સાગરકાંઠાનો પ્રાંતભેદ છે.

It is not a communalism. It is a provincialism. It is not a Class defect: it is a Geographical defect.

પારસી–ગુજરાતી એ શબ્દ Misnomer છે, ભ્રમભૂલ છે.

ઉદવાડા સમીપ બગવાડાના ડુંગર ઉપર પેશ્વાઇ થાણું ને કિલ્લો હતાં. ત્હાંથી બેએક ગાઉ છેટે પરિયા ગામ છે. પરિયાના બ્રાહ્મણોને તો એવું બોલતાં સાંભળ્યા છેઃ 'સંજી!–ઓ સંજી!'–સંજી છોડી ન હતી, એ એક ચાલાક છોકરો–નોકર હતો. કદાચ સંજયનું અપભ્રંશે હોય એ શબ્દઃ વજ્રાંગનું બજરંગ ને વરજાંગ થયાં છે તેમ.

'સંજી! વલહાડ આવેલો કે? ઠરાવ પઇડો?' આપણે જાણ્યું કે કેસ ચાલતો હતો ત્હેનો ફેંસલો અપાયો. મ્હને એ ભાઇએ સમજાવ્યું કે મુદ્દત પડી. ઠરાવ એટલે મુદ્દત, એ અર્થ ત્હાં શીખ્યો.

એક વેળા વાંસદે વાંસદા મહારાજનો હું મહેમાન હતો. એ તો રામકથાપ્રખ્યાત દંડકારણ્યનો ભાગઃ એટલે વન જોવાના કોડ થયા, ને વાંસદેથી આઠેક માઇલ દૂર ડુંગરમાળનાં વનોમાં વનઅધિકારી–Forest Officer સંગાથે મ્હને મહારાજે મોકલ્યો. ડુંગરો ઉપર પુરાણા કિલ્લાઓનાં ખંડેરો છે. સંજાણથી નીકળી આતશ બહેરામ ઉદવાડે સ્થાયી થયા તે વચગાળામાં ક્યહાં ક્યહાં વિચરેલા તે શોધવા પારસી શોધકમંડળ તાજું એ કિલ્લાઓ નિહાળી ગયેલું. ગાઢ વન, નદીનો આરો, ડુંગરમાળનો અર્ધવર્તુલ ઘેરઃ ત્હાં વનમાં અમે પડ્યા હતા. રાત્રીએ વનવાસીઓનો નાચ મહારાજના મહેમાનને દાખવાયો, ગીત સંભળાવાયાં. એમનાં ગીત કે પરસ્પરની વાતનો દશાંશ અમે ભાગ્યે સ્હમજતા. મ્હને થયું મરાઠી બોલું. મ્હારી ભાગીતૂટી મરાઠીઃ પણ એવી

મરાઠી મ્હારી ગુજરાતી કરતાં વનવતનીઓ વધારે સ્હમજ્યા હતા.

અને એ તો વનની વાત, સાગરકાંઠાની નહીં.

સંજીની ભાષા છેક એવી ન્હોતી. પણ આપણા સંસ્કાર પામેલી કંઇક એવી.

શેગવી, પારડી, ઉદવાડા, બગવાડા, પરિયા, વાપી, દમણ, સંજાણ, ઉમરગામ, ઝાંબોરડી, ગોલવડ, દહાંણું, ચીંચણ, તારાપોર, પાલગઢ, વસઇ; ત્યહાંની એ બોલી. એનું નામ દક્ષિણ કંઠાળ ગુજરાતી બોલી, પારસી–ગુજરાતી નહીં.

વલ્સાડી કહો, ઉદવાડિયા કહો, બગવાડિયા કહો; એ પારસી ગુજરાતી તો નથી જ.

ચડોતરી ભાષાને પાટીદારિયા ભાષા કહેવા જેટલું ને જેવું જ એ ખોટું છે.

ત્હો ય–છતાં ય કોઇક પાટીદારિયા ગુજરાતી કહે છે, ને પારસી ગુજરાતી યે કહેવાઇ.

ને ત્યહારે એ પારસી–ગુજરાતી કેમ કહેવાઇ? એ ભૂલ ક્યહાંથી ને કેમ થઇ? આજે મારા યે ભાષણનું એ નામ કેમ?

કારણ એક જઃ 'બોલવું એવું લખવુ' એ મહાસૂત્રને યે સીમાઓ છે, એ પરમ સત્ય પારસીસંઘ ભૂલી ગયો તેથી.

જે જે એ સીમાઓ નથી સ્હમજ્યા એમણે એ સ્હમજવી જ પડશે.

ટેનીસન કવિએ Northern Farmer નામનું કાવ્ય લખ્યું છે. બર્ન્સની પેઠે એમણે બધાં યે કાવ્યો એવી જ બોલીમાં લખ્યાં હોત તો?

ચડોતરના સર્જનો–મ્હારા સદ્‌ભાવી મિત્ર "ગુજરાતી"ના ઉપ-તન્ત્રીજી શ્રી. અંબાલાલ જાનીજી સુદ્ધાં–ભાષણોમાં ચડોતરી ભૂલો કરે છેઃ ગોવર્ધનભાઇ યે કરતા. પણ સાહિત્યના અર્વાચીન યુગમાં ગોવર્ધન-ભાઇએ કે શ્રી. મગનભાઇ ચતુરભાઇ પટેલે અને પ્રાચીન યુગમાં પ્રીતમ કે રત્નાએ ચડોતરી બોલીની ભૂલો કરી છે?

નર્મદે કે નવલરામે સૂરતી Provincialism—પ્રાંતિકતા સાહિત્યમાં નથી ઉતારીઃ સિવાય કે પાત્રભેદના નિરૂપણને અર્થે. દા. ત. ભટના ભોપાળામાં.

દલપતરામે ઝાલાવાડી પ્રાંતિકતાને ગુજરાતની ગાદીએ નથી સ્થાપી.

સોરઠી પ્રાંતભેદ લલિતજીનાં ગીતોમાં નથી. ને હાલારી પ્રાંતભેદ રા. હિંમતલાલ અંજારિયા આ મુંબઇ નગરીની શાળાઓમાં નથીજ શીખવતા એમ મ્હને તો પૂરી પ્રતીતિ છે.

પારસીઓએ એ ભૂલ કીધી કે સંજાણની Provincialism ને—એ પ્રાંતિકતાને ગુજરાતની ગાદીએ સ્થાપી.

એ પ્રાન્તિકતાની સ્થાપના ને પ્રતિષ્ઠા સમસ્ત ગુજરાત દેશની સરસ્વતીની ગાદીએ પારસીઓને હાથે થઇ, માટે એ પ્રાંતિકતા 'પારસી ગુજરાતી'નું ઉપનામ પામી.

કોઇ પણ દેશમાં પ્રાંતિકતા દેશગાદી પચાવી પડી છે કે ગુજરાતમાં એ બળવો—ઇતિહાસની સ્હામેનો એ બળવો સફળ ઉતરે?

ગુજરાતી ભાષામાં Least Provincialism હાલારમાં, રાજકોટમાં છે. નર્મદ ભાવનગરનું કહેતા.

Provincialism ની એક સીમા એ છે કે તે બોલી છે ને બોલાય, પણ દેશસાહિત્યમાં ન લખાય.

વેલ્સના લોઇડ જ્યોર્જ વેલ્સની બોલી બોલે, સ્કોટલાંડના હાઇલેન્ડર્સ ને લો લેન્ડસ પોતપોતાની બોલીઓ બોલે, કોર્નવોલના પિક્ટવંશીઓ પોતાની બોલી બોલે, ડેઇનલેના ડેઇન પોતરાઓ એમની બોલી બોલેઃ તો બ્રિટિશ પાર્લામેન્ટમાં King's English નેબદલે કઇ કઇ બોલીઓ બોલાય?

The Tower of Bable પાછો રચાતો જ ભાસે.

સહુ ભાષાઓમાં King's English જેવું Standard કંઇક છે કે નથી?

આપણે ત્હાં તો કહેવત છે બાર ગાઉએ બોલી બદલાય. ને સહુ દેશોમાં કદાચ એમ જ હશે.

તે બધી બોલીઓ ગુજરાતી સાહિત્યમાં ઉભરાય ને હડસેલાહડસેલી કરી મૂકે તો શી અવદશા આપણી થાય?

ગુજરાતીઓ ભેળા થાય છે, ને અમદાવાદી, ચરોતરી, સૂરતી, જામનગરી, જૂનાગઢી, ભાવનગરી, કચ્છી: વિધવિધની પાઘડીઓનું પ્રદર્શન ભરાય છે; ને પરદેશીને ભાસે કે પરદેશીઓ ટોળે મળ્યા છે– જાણે એક ગુજરાતના વતની જ નહિ.

એવું પાઘડીઓના સમોવડું ગુજરાતની બોલીઓનું પ્રદર્શન ભરવું છે?

Provincialism શુદ્ધ ન હોય: Provincialism ને શુદ્ધ કહેવામાં વદતો વ્યાઘાત છે–Logical Fallacy છે.

સન્નારીઓ અને સજ્જનો! A dialect is not a language.

Secondly: A dialect may be spoken, but not written in literature.

Thirdly: In civilized circles a dialect may not even be spoken.

ચરોતરના સાક્ષરો બોલવામાં યે ચરોતરી ભૂલ કરે તો શરમાય છે: પારસી સાક્ષરોને પણ એ જ શિષ્ટાચાર ન શોભે?

–અને હજી–આટઆટલાં વર્ષ પછી યે પારસી વિદ્વજ્જનોને ભૂલ ન સ્હમજાય તો એક સ્હેલો ઉપાય છે. અખતરો કરશો કોઇ? એક કો ચરોતરી ભાઇએ મુંબઇમાં દૈનિક છાપું કાઢવું, અને અથઇતિ આખું યે છાપું ચરોતરી–શુદ્ધ ચરોતરી ભાષામાં લખવું–છાપવું. જૂવો પછી મઝા–શુદ્ધ ગુજરાતીની શોધની.

પારસી ભાઇઓ! એક પ્રાંતબોલીને–અને તે પ્રાંતબોલી કંઇ તમ પોતાની એકલાની જ માલીકીની નથી–દેશભાષાને સિંહાસને સ્થાપવાનો આગ્રહ ત્હમને ઘટતો નથી.

ત્હમે સફળ નહીં થાવ: જગતનો ઇતિહાસ ત્હમારી વિરૂદ્ધ ખડો છે.

ત્હમારી સત્યાગ્રહની સદ્દશક્તિને કલ્યાણનાં કામ ઘણાં છે બીજાં કરવાનાં.

## ( ૮ )
## ભાષાની ચઢતી

અને ખરી રીતે તો ગુજરાતી સાહિત્યને એમાં ભયનું યે કાંઇ કારણ નથી.

ભલેને છાપાંઓમાં ગમે ત્હેવી ભાષા લખાય. કોઇ પણ દેશમાં છાપાંની બોલી સાહિત્યભાષા નથી.

૧૮૫૦ થી પારસીઓનાં છાપાંઓનાં સાહસ ને પારસી તન્ત્રીઓ: ગુજરાતી સાહિત્યમાં કેટલી એ ભાષા પેઠી?

પારસી સંઘમાંના યે ઉત્તમ સાહિત્યકારો, મલબારીએ–ખબરદારે એ ભાષા લખી નથી.

અને કચ્છ કાજે કચ્છી ભાષામાં લખે ત્હેમાં અન્ય કોને વાંધો યે શો હોય?

અને શું છાપાંઓની યે ભાષા નથી સુધરી? ૧૮૬૦ માં મુંબઇ સમાચારની ભાષા હતી તેજ ૧૯૨૫ માં છે? નજ હોય.

દલપતનર્મદની ભાષા તે ગોવર્ધનરામની હતી? નજ હોય. દાદી ને મલબારી કરતાં ખબરદાર આગળજ છે.

યથાશક્તિ સહુ યે પગથિયાં ચ્હડતાંજ જાય છે.

## ( ૯ )
## ગુજરાતી ભાષાનું ઘડાતું અખંડ સ્વરૂપ

અને ઉપરાન્તઃ એકજ વાંચનમાળાને લીધે, એકજ શિક્ષણપ્રણાલિકાને લીધે, સારા ગુજરાત દેશમાં, વલસાડમાં કે વાંસદામાં, દહાણુમાં કે દમણમાં, સૂરતમાં કે જામનગરમાં, ભરૂચમાં કે ભાવનગરમાં, રાજકોટમાં કે અમદાવાદમાં, દ્વારિકામાં કે દીવમાં, જૂનાગઢમાં કે વડોદરામાં: સકલ ગુર્જર દેશમાં ભણેલાંની ભાષા એક થતી જાય છે.

ગુજરાતી ભાષાનું એક અખંડ સ્વરૂપ સર્વત્ર ઘડાતું જાય છે

એ મહાભરતીમાં બોલીઓની ખાડીઓ બૂડતી જાય છે, ને એક જ જળ-જળ બંબાકાર સમો ભાષાનો પટવિસ્તાર વિસ્તરતો જાય છે.

મ્હારી તો એમાં શ્રદ્ધા છે. ગુજરાતનો ઘડાતો ઇતિહાસ ઉચ્ચારે છે કે બોલીઓ બૂડતી જાય છે: સમસ્ત ગુર્જર દેશે ગુર્જર ભાષા સમાનવર્ણી—એકરંગી થતી જાય છે. ભય લેશે નથી લાગતો.

ગુજરાતી ભાષા ગુજરાતીઓની છે ને યાવત્ચન્દ્ર દિવાકરૌ ગુજરાતીઓની રહેશે.

( ૧૦ )

## બે સરવાણીઓ

સન્નારીઓ ને સજ્જનો! અમેરિકાનો વંશવિસ્તાર, લક્ષ્મીનો મ્હોર, સંસ્કૃતિના રંગો, સાહિત્યનાં અમર પુષ્પો: એ ભંડારના નવે નિધિઓ બે સરવાણીઓમાંથી ભરાયા છે.

એક: સોનાના શોધનારની સરવાણી.

બીજી: ધર્મવીરની સરવાણી.

પિઝારોના આત્મવંશજો રોકફેલર, કાર્નેગી, ફોર્ડ, ટ્રસ્ટો, કોટિધ્વજ ધનાઢ્યો.

મેફ્લાવર જહાજમાંના Puritans—ધર્મવીરોના આત્મવંશજો વોશિંગ્ટન, લિંકન, એમર્સન, પારકર, થોરો, હોથોર્ન, વોલ્ટ વ્હિટમેન.

એમ પારસી સંઘની યે સંસ્કારિતા ને સંસ્કૃતિ, લક્ષ્મી ને દાનવીરતા, સુશિક્ષિતતા ને સૌજન્ય, સાગરતીરનાં ભણતર ને યુવાનોનાં ઉછળતા ટોળ મજાક હાસ્ય: એ બે સરવાણીઓમાંથી.

એક: એમની ધર્મવીરતાની સરવાણી.

બીજી: મુંબઇ આવી નવી સંસ્કૃતિ ઝીલવાની એમની જયવન્તી ભાવનાની સરવાણી.

પારસીઓ તો ભારતને આરે ઉતર્યા, તે પહેલાંથી જ સત્યાગ્રહીઓ છે.

પારસીસંઘના પૂર્વજો ધર્મવીર હતા, એમણે ઇરાન છોડ્યો સત્યાગ્રહને કારણે.

દેશ નિજ તજી ધર્મને કાજ, સાગરે ઝૂકાવ્યું સફરી જહાજ.

આજનો પારસીસંઘ એ પ્રાચીન ધર્મવીર પૂર્વજોનો વંશજ. એ પુણ્યવન્તાનાં મહાપુણ્યે ત્હમારો આજનો આંબો મ્હોરેલો છે.

નાતજાતના ભેદ વિનાની ત્હમારી લાખોની દાનવીરતાથી ત્હમે એ મ્હોરને લીલા ને સજીવન રાખો છો, તાજેતરનું દૃષ્ટાન્ત, વ્હાડિયા ખાનદાનની ૧૬ લાખની સખાવત મુંબઇની ઇસ્પતાલોને કાજે.

ત્હમારા મહાદાનેશ્વરોની દાનેશ્વરિતા Communal–કામી ભાવના દુરાગ્રહવિહોણી છેઃ દા. ત. બાટલીવાળાની ઇસ્પિતાલ. તો ભાષા વિષયે, જે ત્હમારી Community–કામનું સુવાંગ ધન નથી એ પ્રાંતબોલી પ્રત્યે, Communal દુરાગ્રહ આપ રાખશો?

અને બીજી સરવાણીઃ સંજાણથી, નવસારીથી આવી મુંબઇ વસાવ્યુંઃ વ્યાપારમાં, શિક્ષણમાં, રાજનીતિમાં, નવસંસ્કૃતિ ઝીલવામાં મોખરે ચાલ્યાં; ને મોખરે ચાલનારની પેઠે નવસંસ્કૃતિને વધારે પડતી યે ઝીલી.

પારસી જેટલી કોઇ કોમ આજે ભારતમાં સુશિક્ષિત નથી. દેશને આ નવયુગમાં તાતા દીધા, દાદાભાઇ દીધા, ફિરોઝશાહ સમા પુત્રરત્ન દીધા.

## ( ૧૧ )
## કેટલાક પ્રશ્નોની વિચારણા

અને હવે?

હવે ગળી ગળીને પાણી પીજો, અણગળ ન પીતા.

મ્હારી કુટુંબકથામાંના ટુચકા કહું?

ડાહ્યાભાઇને ઘેર અગ્નિહોત્ર હતો, અખંડ અગ્નિ જલતો. દલપતરામને ઘેર અગ્નિહોત્ર ન હતો, ત્હો યે વૈશ્વદેવ થતા દીઠા છે. અમે યે એમ અગ્નિપૂજક હતા. આજ મ્હારે ઘેર એમાંનું એકકે નથી; અગ્નિહોત્રે નથી, વૈશ્વદેવે નથી.

ડાહ્યાભાઇ વેદ જાણતા, ને ડાહ્યો વેદિયો કહેવાતા. દલપતરામ કેટલાક વેદમન્ત્રો તો શીખ્યા હતા. ગાયત્રી સિવાય એકકે વેદમન્ત્ર મ્હને આવડતો નથી.

મ્હારે યે વિચારવાનું છે કે છેલ્લી શતવર્ષીમાં, ૧૮૨૫ થી ૧૯૨૫ સૂધીમાં, ડાહ્યા વેદિયાના વંશજો શું શું આત્મધન કમાયા? ને શા શા આત્મભંડાર ખોયા?

હું તો બ્હારનો છું: પારસીસંઘને હું શી રીતે ચેતવણી આપવાનો હતો? પણ ત્હમારા સંસારપ્રશ્નો, આ ભાષાપ્રશ્નો કરતાં યે મહાગંભીર નથી થઇ પડ્યા?

પારસીસંઘ! ત્હમે યે છેલ્લી સદીનો હિસાબ તારવશો?

મોજાં પ્હેર્યાં હોય તો પારસીસંઘમાં યે પૂછાતું કે 'માંદા છો?' આજે મોજાં ન પ્હેર્યાં હોય તો વિવેકશૂન્યતા ને અસંસ્કારિતા મનાય!

એ અવિવેકની ને અસંસ્કારિતાની ભાવનાઓ સાચ્ચી છે?

અખંડ મોજાં આપણા ગરમ દેશની આવશ્યકતા નથી, યૂરોપનું એ વૃથા અનુકરણ છે.

ત્હમારા સંસારપ્રશ્નોની વિચારણા ત્હમને જ સોંપુ છું. એટલું જ ભાખું છું કે મહાગંભીર છે.

મહાઉપયોગી, પણ આ તો આડકથામાં ઉતર્યાં આપણે. વિષયના મહત્વે આટલો વિષયાન્તર કરાવ્યો.

હિન્દને આરે ઉતર્યા પછી કદી યે પારસીસંઘનું જ્હાજ આટલું જોખમમાં હોવાનું આપનો ઇતિહાસ ઉચ્ચરતો નથી.

## ( ૧૨ )

## કિસ્સ-યે-સંજાણના મહાકાવ્યની માગણી

અસ્તુ.

એક વાત સાંભળી છે: ખરી હોય તો દિલગીર છું.

કેટલાંક પારસી કુટુંબોમાં બાળકોને ગુજરાતી ભાષા ભણાવતા જ

નથીઃ ઈંગ્રેજથીજ મંડાણ?

ગુજરાતના ઘઉં નહીં ખાઇએ, ગુજરાતનું પાણી નહીં પીએ, ગુજરાતની હવા ફેફસાંમાં નહીં ભરીએ; ત્હારે ગુજરાતી ભાષા વિના યે આપણ ગુજરાતીઓને ચાલશે.

શાહનામું ત્હમારે ત્હાં ઘેરઘેર વંચાતું કરો. શાહનામાના સમશ્લોકી સુંદર ભાષાન્તરથી ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરો.

દીવો દીવાને પ્રકટાવે એમ ઇતિહાસ ઇતિહાસને ઘડશે.

આર્ય છોઃ બુદ્ધિ છેઃ અવલોકન છેઃ સાહસ છેઃ વીરત્વ છેઃ રૂપ છેઃ હાસ્ય છેઃ લક્ષ્મી છેઃ દાનવીરતા છેઃ વ્યવહારૂ ગુણો છેઃ સંસ્કારિતાની એષણા છે.

ભાવના વિના નહીં ચાલે, ધાર્મિકતા વિના નહીં ચાલે.

ત્હમારા ધર્મવીર પૂર્વજોની ઐતિહાસિક ધાર્મિકતાનાં જતન કરજો.

ગુજરાતે ત્હમને સત્કાર્યાઃ ગુજરાતને ત્હમે ઠીક ઠીક વળતર વાળ્યું છે. ઇસ્લામી ભરતી સ્હામે હિંદુઓને પડખે ઉભી ત્હમે ઝૂઝ્યા. મહેરજી રાણા આપ્યા, બાટલીવાળા આપ્યા, દાદાભાઇ આપ્યા, જમશેદજી તાતા આપ્યા, ફિરોજશાહ આપ્યા, ખબરદાર આપ્યા.

આજે છેલ્લું છેલ્લું એક માગી લઉં છુંઃ આપશો?

કિસ્સ–એ–સંજાણનાં ઐતિહાસિક સ્વપ્નાંઃ એનાં ઇતિહાસ, વીરત્વ, ભાવના, કવિતા, સાહસ, પરાક્રમ, અગ્નિચર્યા, સંસ્કૃતિ, ધર્મપરાયણતા–સૌ વિસરાતાં જાય છેઃ શું પારસીસંઘમાંથી કે શું ગુજરાતમાંથી.

એકજ માગું છુંઃ પારસીસંઘમાંનો કોઇ આ નવયુગનો ફિરદૌસી કિસ્સ–એ–સંજાણનું કોટિકિરણી સમું કિરણો ઝળહળતું મહાકાવ્ય–Epic ગુજરાતને આપો.

# પ્રજાસૃષ્ટા સાહિત્ય ને સાહિત્યકારો



(પંચમહાલ–રેવાકાંઠા સાહિત્યસભાની સ્થાપનાના પ્રસંગે ગોધરામાં રવિવાર, તા૦ ૨૪ મી મે ૧૯૨૫ ના દિને આપેલું મંગલ ભાષણ.)

પંચમહાલના સાહિત્યરસિકો!

જે જે ભાવ ને ભાવનાઓ ત્હમારા અન્તરમાં આજે ઉછળે છે ત્હેમનો સાક્ષાત્કાર કરશો તો આજની તિથિ પંચમહાલના હતિહાસમાં પૂણ્યતિથિ ગણાશે.

આજથી પંચમહાલ સાહિત્યપરિચર્યાનાં અગ્નિહોત્ર માંડે છે. ને એ અગ્નિહોત્રનાં વ્રત સ્વીકારે છે.

ઉમદા છે, ઇષ્ટ છે, પાળશો તો પુણ્યકારી છે.

પંચમહાલ–રેવાકાંઠા સાહિત્યસભાની આજે સ્થાપના થયાનું જાહેર કરવાની મ્હને ફરમાશ થઇ છે. એને મ્હારા આશીર્વાદ છે.

પહેલો આશ્ચર્યપ્રશ્ન તો સ્હેજે એ જ થાય કે આજે આપે **મ્હને** કેમ ન્હોતર્યો? ને હું કેમ આવ્યો?

હું કોઇ સાહિત્યસભાનો સભ્ય નથી. હું સાહિત્યપરિષદિયો સાક્ષર નથી. સાહિત્યપરિષદ સાથેનો મ્હારો સંબંધ–કે અસંબંધ ગુજરાતવિદિત છે. આજ ત્હમે મ્હને કેમ ન્હોતર્યો? ને હું કેમ આવ્યો?

મ્હારી સાહિત્યસેવા ભણી આપનો ભાવ હશે તે મ્હને ન્હોતર્યો હશે. ત્હમારા અન્તરની કથાનો અન્યથા હું અન્તર્યામી નથી. ત્હમે જ કહી શકો.

હું તો આવ્યો છું એક તો–પંચમહાલના ભાવથી આકર્ષાઇને; બીજું તો–એક સદ્દગત પરમ મિત્રનું બન્ધુકૃત્ય કરવાને.

સર્વસારગ્રાહી પરમહંસ રામકૃષ્ણની છબિ ત્હમારા જીલ્લાપુસ્તકાલયમાં ખુલ્લી મૂકવા ગયા ભાદ્રપદમાં પણ ત્હમે મ્હને ન્હોતર્યો હતો.

મ્હારા જીવનવિધાતા ગુરુદેવ આ પ્રાન્તના હતા; એમનું ગુરુઋણ કાંઇક એમના પ્રાન્તને વાળી શકું તો વાળવા ફરીથી આજ હું તો આવ્યો છું.

પણ તેથી યે વિશેષ આજના સમારંભનો અર્થ છે.

સદ્‌ગત રણજિતરામ મ્હારા એક પરમ મિત્ર હતા. ગુજરાતમાં સાહિત્યસભાઓ, જયન્તીઓ, સાહિત્યપરિષદ, કેળવણીપરિષદ, કેળવણીમંડળ; એ સૌના તે જનક હતા. વીસમી સદીના પ્હેરોડના ગુજરાતના એ એક અગ્રણી વિચારક નેતા ને કર્મવીર હતા. સાહિત્યપ્રદેશમાં વ્યવહારૂ યોજનાઓ એમણે ઘડીને પાર ઉતારી એટલી ૨૦મી સદીના ગુજરાતમાં કોઇએ ઘડીને પાર ઉતારી નથી.

મહાસાગરનાં રત્નો ખૂટી ગયાં હશે એટલે યૌવનઝળહળતા એ રત્નને સાગર હરી ગયો, ગુર્જરી માતને એટલી રંક કીધી.

રણજિતરામે–પ્રધાનતઃ– પાંચ શબ્દો ગુજરાતમાં પ્રચલિત કીધા; સાહિત્યસભા, સાહિત્યપરિષદ, જયન્તી, કેળવણીપરિષદ, કેળવણી મંડળ.

ગુજરાતમાં ઉજવાતી પ્રત્યેક સાક્ષરજયન્તી એક રીતે રણજિતરામની સ્મરણજયન્તી છે; પ્રત્યેક સાહિત્યસભા રણજિતરામનો યશસ્થંભ છે; સાહિત્યપરિષદની પ્રત્યેક બેઠક રણજિતરામનો કીર્તિયજ્ઞ છે.

વીસમી સદીના ગુજરાતે નવયુગના કોઇ નવયુવાનને કાજે એવા કીર્તિલેખ લખ્યા નથી, એવાં યશમન્દિર સ્થાપ્યાં નથી.

હું તો એ ભાવથી આજ આવ્યો છું; રણજિતરામનો એક યશઃસ્થંભ સ્થાપવાને કાજ. સદ્‌ગત મિત્ર પ્રત્યેનું મ્હારૂં બન્ધુકૃત્ય કરવાના ધર્મપ્રેર્યો હું તો આવ્યો છું.

રણજિતરામ કોણ હતા? એમ પૂછો છો? પૂછો: પણ ત્હમારી એ પૃચ્છામાં સખ્તમાં સખ્ત ટીકા ગુજરાતી સાહિત્યપરિષદ ને ગુજરાતની સાહિત્યસભાઓ વિરૂદ્ધ ત્હમે ઉચ્ચરો છો તે ભૂલતા ભાસો છો. વીસ–વીસ વર્ષો થયાં ગુજરાતી સાહિત્યપરિષદે કે ગુજરાતની સાહિત્ય-

સભાઓએ પોતાના પિતાની એટલી ઓળખ ગુજરાતને હજી નથી આપી એમ ત્હમારો પ્રશ્ન ઉચ્ચારે છે.

રણજિતરામ ગુજરાતના ગુણગૌરવી ગુજરાતી હતા. ૧૮ મા સૈકામાં ગુજરાતી ભાષા માટે પ્રેમાનન્દને જે ભાવ હતો તે ભાવ વીસમા સૈકામાં સમસ્ત ગુજરાતને માટે રણજિતરામને હતો.

સૂરતના વતની, અમદાવાદમાં ઉછરેલા, ઉમરેઠ, ભાવનગર, મુંબઇને નોકરી પ્રસંગે સેવેલા, સમસ્ત ગુજરાતના તે ગુજરાતી હતા. ભરતખંડમાંની પ્રાન્તીય સ્પર્ધામાં ગુજરાતને મોખરે જોવાને ઉગ્ર–આકુળ-વ્યાકુળ થતા તે ગુજરાતી હતા. ગુજરાત બીજું રહે ત્હેમાં યે તે અપમાન સમજતા. આ યુગમાં એમની એ અભિલાષાઓ ને સ્વપ્નાં કંઇક કાળ ફળ્યાં. પણ એ જમાવટ જોવાને તે ન રહ્યા.

રણજિતરામ એટલે ઘણાનું પૂછ્યા ઠેકાણું ને સંસ્કરણસ્થાનઃ ન્હાનાલાલ કવિનાં કાવ્યો ત્હારે મણિશંકર ભટ્ટને ને રણજિતરામને ત્હાં પાસ થવા જતાં, પછી પ્રજાને ધરાવાતાં.

શ્રી. હિંમતલાલ અંજારિયાને કાવ્યમાધુર્યમાંની કાવ્યપસંદગીમાં કે શ્રી. ખાનસાહેબને સાહિત્યરત્નની રચનામાં સહાયતા રણજિતરામને ત્હાંથી આવતી.

શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનને વિના વેતન પ્રોફેસર જોઇએ તો રણજિતરામ.

સ્વ. હાજી મહમ્મદ મુંઝવણમાં હોય ને સલાહ પૂછવી હોય, તો પૂછો રણજિતરામભાઇને.

શ્રી. ચંન્દ્રશંકર પંડ્યાને ગુજરાતની સંસારમૂંઝવણો–Political, Social, Educational, Literary ચર્ચવી, વિચારવી હોય તો રણજિતરામ.

બાવાજી–સ્વ. અમૃતલાલ પઢિયારને બે દિવસનાં શાન્તિ ને આરામ શોધવાં હોય તો રણજિતરામને ત્હાં.

શ્રી. કન્હૈયાલાલ મુનશીને ઇતિહાસની માહીતિઓ જોઇતી હોય

તો રણજિતરામને ત્હાંથી ઇતિહાસની એ સૂચનાઓ મળતી.

'ગુજરાતની અસ્મિતા' એ શબ્દપ્રયોગ શ્રી મુનશીજીનો; પણ એ ભાવ શ્રી. મુનશીજીએ રણજિતરામમાં સાક્ષાત મૂર્તિમન્ત નિરખેલો, ને ત્હાંથી લાધેલો.

રણજિતરામે ગુજરાત કેળવણીપરિષદ ભરી, ગુજરાત કેળવણી-મંડળ સ્થાપ્યું, એ મંડળનું નવું નામસંસ્કરણ થઇને વિદ્યાપીઠ સ્થપાઇ ને એને રાષ્ટ્રીય શાળાઓ સોંપી.

કાવ્યદોહન થયાં હતાં; પણ લોકગીતો ભજનસંગ્રહોનાં બીજ રણજિતરામે વાવ્યાં.

ગુજરાતી સાહિત્યપરિષદ, ગુજરાતી સાહિત્યસભાઓ, ગુજરાતના જયન્તીઉત્સવિયા, રણજિતરામની ગુણપૂજા નહીં કરે ત્હાં સુધી ઋણી રહેશે ને નગુણા કહેવાશે.

ભવિષ્યનું ઇર્ષ્યાવિરામેલું ગુજરાત રણજિતરામને વધારે સંભારશે.

સર્વદેશીય પ્રવૃત્તિનું સાહિત્યનું આટઆટલું રચનાત્મક કાર્ય દલપતરામ પછી કિયા સાહિત્યકારને ચોપડે જમે છે?

રણજિતરામનો એક વધુ સ્મરણસ્થંભ રોપવાના ભાવથી હું તો આજ બન્ધુકૃત્ય કાજે અહીં આવ્યો છું.

## ૨, પંચમહાલની વિભૂતિ

કેટલીક વાર એવું બને છે કે ઘરનાં જ પગથીયાં આપણે નથી ગણેલાં હોતાં. પંચમહાલની વિભૂતિને ત્હમે ઓળખી છે?

નિત્યપરિચયને કારણે પંચમહાલની વિભૂતિઓની કદાચ આપને વિસ્મૃતિ યે હોય.

કદાચ સાચાખોટા લોકવેણના પડઘા શ્રવણે ઝીલી અન્તરમાં સંચાયા હોય કે પંચમહાલ એટલે પછાત પ્રાન્ત.

હા, પંચમહાલ પછાત છે: સૂરત પેઠે યૂરોપવાસીઓએ અહીં પહેલી કોઠીઓ ન્હોતી નાંખી; અમદાવાદ પેઠે અહીં મીલો નથી મંડાઇ; વડોદરા પેઠે ગાયકવાડ મહારાજ જેવા રાજવીનું અહીં તખત નથી.

સભાઓએ પોતાના પિતાની એટલી ઓળખ ગુજરાતને હજી નથી આપી એમ ત્હમારો પ્રશ્ન ઉચ્ચારે છે.

રણજિતરામ ગુજરાતના ગુણગૌરવી ગુજરાતી હતા. ૧૮ મા સૈકામાં ગુજરાતી ભાષા માટે પ્રેમાનન્દને જે ભાવ હતો તે ભાવ વીસમા સૈકામાં સમસ્ત ગુજરાતને માટે રણજિતરામને હતો.

સૂરતના વતની, અમદાવાદમાં ઉછરેલા, ઉમરેઠ, ભાવનગર, મુંબઇને નોકરી પ્રસંગે સેવેલા, સમસ્ત ગુજરાતના તે ગુજરાતી હતા. ભરતખંડમાંની પ્રાન્તીય સ્પર્ધામાં ગુજરાતને મોખરે જોવાને ઉગ્ર–આકુળ-વ્યાકુળ થતા તે ગુજરાતી હતા. ગુજરાત બીજું રહે ત્હેમાં યે તે અપમાન સમજતા. આ યુગમાં એમની એ અભિલાષાઓ ને સ્વપ્નાં કંઇક કાળ ફળ્યાં. પણ એ જમાવટ જોવાને તે ન રહ્યા.

રણજિતરામ એટલે ઘણાનું પૂછ્યા ઠેકાણું ને સંસ્કરણસ્થાનઃ ન્હાનાલાલ કવિનાં કાવ્યો ત્યહારે મણિશંકર ભટ્ટને ને રણજિતરામને ત્યહાં પાસ થવા જતાં, પછી પ્રજાને ધરાવાતાં.

શ્રી. હિંમતલાલ અંજારિયાને કાવ્યમાધુર્યમાંની કાવ્યપસંદગીસાં કે શ્રી. ખાનસાહેબને સાહિત્યરત્નની રચનામાં સહાયતા રણજિતરામને ત્યહાંથી આવતી.

શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનને વિના વેતન પ્રોફેસર જોઇએ તો રણજિતરામ.

સ્વ. હાજી મહમ્મદ મુંઝવણમાં હોય ને સલાહ પૂછવી હોય, તો પૂછો રણજિતરામભાઇને.

શ્રી. ચન્દ્રશંકર પંડ્યાને ગુજરાતની સંસારમૂંઝવણો–Political, Social, Educational, Literary ચર્ચવી, વિચારવી હોય તો રણજિતરામ.

બાવાજી–સ્વ. અમૃતલાલ પઢિયારને એ દિવસનાં શાન્તિ ને આરામ શોધવાં હોય તો રણજિતરામને ત્યહાં.

શ્રી. કન્હૈયાલાલ મુનશીને ઇતિહાસની માહીતિઓ જોઇતી હોય

તો રણજિતરામને ત્હાંથી ઇતિહાસની એ સૂચનાઓ મળતી.

'ગુજરાતની અસ્મિતા' એ શબ્દપ્રયોગ શ્રી મુનશીજીનો; પણ એ ભાવ શ્રી. મુનશીજીએ રણજિતરામમાં સાક્ષાત મૂર્તિમન્ત નિરખેલો, ને ત્હાંથી લીધેલો.

રણજિતરામે ગુજરાત કેળવણીપરિષદ ભરી, ગુજરાત કેળવણી-મંડળ સ્થાપ્યું, એ મંડળનું નવું નામસંસ્કરણ થઇને વિદ્યાપીઠ સ્થપાઇ ને એને રાષ્ટ્રીય શાળાઓ સોંપી.

કાવ્યદોહન થયાં હતાં; પણ લોકગીતો ભજનસંગ્રહોનાં બીજ રણજિતરામે વાવ્યાં.

ગુજરાતી સાહિત્યપરિષદ, ગુજરાતી સાહિત્યસભાઓ, ગુજરાતના જયન્તીઉત્સવિયા, રણજિતરામની ગુણપૂજા નહીં કરે ત્હાં સૂધી ઋણી રહેશે ને નગુણા કહેવાશે.

ભવિષ્યનું ઇર્ષ્યાવિરામેલું ગુજરાત રણજિતરામને વધારે સંભારશે.

સર્વદેશીય પ્રવૃત્તિનું સાહિત્યનું આટઆટલું રચનાત્મક કાર્ય દલપતરામ પછી કિયા સાહિત્યકારને ચોપડે જમે છે?

રણજિતરામનો એક વધુ સ્મરણસ્થંભ રોપવાના ભાવથી હું તો આજ બન્ધુકૃત્ય કાજે અહીં આવ્યો છું.

## ૨, પંચમહાલની વિભૂતિ

કેટલીક વાર એવું બને છે કે ઘરનાં જ પગથીયાં આપણે નથી ગણેલાં હોતાં. પંચમહાલની વિભૂતિને ત્હમે ઓળખી છે?

નિત્યપરિચયને કારણે પંચમહાલની વિભૂતિઓની કદાચ આપને વિસ્મૃતિ યે હોય.

કદાચ સાચાખોટા લોકવેણના પડઘા શ્રવણે ઝીલી અન્તરમાં સંચાયા હોય કે પંચમહાલ એટલે પછાત પ્રાન્ત.

હા, પંચમહાલ પછાત છે: સૂરત પેઠે યૂરોપવાસીઓએ અહીં પહેલી કોઠીઓ ન્હોતી નાંખી; અમદાવાદ પેઠે અહીં મીલો નથી મંડાઇ; વડોદરા પેઠે ગાયકવાડ મહારાજ જેવા રાજવીનું અહીં તખત નથી.

અહીં રેલ્વે મોડી આવી, ને ત્હમારા વન મોડા વેડાવા માંડયાં; ત્હમારી શિવરાજપુરની લોહખાણોયે જર્મનોને હાથે મોડી લૂંટાવા લાગી.

પણ દિશાકાળના ઇતિહાસ મા ભૂલશો: ગુજરાતમાળવાના ધોરી માર્ગમાં પંચમહાલ બેઠો'તો ને બેઠો છે. પંચમહાલના સ્વાગત પામી બાદશાહો ગુજરાતમાં પ્રવેશતા. પંચમહાલ એટલે ગુજરાતનો બાદશાહતનો દરવાજો.

નર્મદા ને મહી-ન્દરી જેવી નદીઓનો રસાદ્ર પ્રદેશ; મેઘાડંબર સમાં ડોલન્તા વનપગથારની ત્હમારી વિભૂતિઓ; ને એ વનવિભૂતિઓમાં વંટોળ પેઠે ઘૂસતાં હાથીઓના મદઘેલાં ઝુંડો. ટૂવાના જલકુંડો, નજીકમાં લસુન્દરા. પૂર્વ ગુજરાતના માનદંડ સમા પાવાગઢની દુર્ગકથા, ચાંપાનેર ને શહેરા સમા પ્રાચીન શહેરોની જાહોજલાલી, કાલિકાની દેવકથા: સમીપમાં ડાકોરજીની નવદ્વારિકા, ગુજરાતની પૂર્વ દિશા રક્ષન્તા બારૈયા, છોટાઉદેપુર, સુંથરામપુર, સંજેલી, લુણાવાડાના રાજકુલોની ઇતિહાસકથા: પાડોશમાં જ માલપુર ને ભાથીજીનું આમલીઆરા.

પૃથ્વી ને કાળનો એ તમ વારસો જેવો-ત્હેવો નથી.

અને આજે યે પંચમહાલ પાછળ છે? ગુજરાત પોલિટિકલ કોનફ્રરન્સનો પ્હેલો સત્કાર ગુજરાતમાં તો આ જીલ્લાએ કીધો. આઠેક વર્ષ ઉપર પંચમહાલની ધરતી તો જાણે ડોલી રહી હતી. દેશનેતાઓને પગલે પગલે પંચમહાલમાં ઘડીક અજબ ભરતી ચ્હડી હતી. એ દિવસો સ્મરણે હોય તે પંચમહાલને પછાત પ્રાન્ત કહેશે?

ત્હમારા હાલોલના બિન્દુભાઇએ અમદાવાદમાં ઉછરી ગુજરાતના સ્ત્રીવર્ગના સંજીવનને માટે સુન્દરીસુબોધ માસિક વર્ષો સૂધી ચલાવ્યું. વીસમી સદીની પહેલી પન્દરવર્ષીમાં ગુજરાતના સ્ત્રીજીવનના સંજીવન-સમુદ્ધરણમાં સુન્દરીસુબોધ જેટલો ભાગ, એટલી સફળતાથી, અન્ય કોણે ભજવ્યો છે? શિવાય મુંબઇનાં જમના બ્હેન સક્કઇ?

ત્હમારે ત્ય્હાં સ્ત્રીલેખિકાઓ યે પાકી છે; જરબાનૂ કોઠાવાળા ને

ત્હેમનાં બ્હેન. રા. છગનલાલ રાવળ જેવા પ્રાચીનતાના શોખીને છે.

ત્હમારાં વનની પેઠે ત્હમારો ઉગતો ફાલે સમૃદ્ધિશાળી છે; રમણલાલ દેસાઇ, વામનરાવ મુકાદમ, ભીખાભાઇ, વળામે, પૂનમચંદ.

પરમારથનાં કામ પંચમહાલમાં થાય છે એવા ગુજરાતમાં થોડાક જીલ્લામાં થયાં હશે. ગોધરાની વૈષ્ણવ શાળા સમા ધર્મના વર્ગ ગુજરાતમાં કોઇક જ હશે. એકલે હાથે ભાઇ મણિલાલની આઠ શાળાઓ ગોખલે સોસાયટીના પરિશ્રમને સ્મરાવે છે. ભાઇ અમૃતલાલ ઠક્કરના ભીલાશ્રમ મહારાષ્ટ્રવીર વિઠ્ઠલરાવ શીંદેના અન્ત્યજાશ્રમોને સ્મરાવે છે.

અને કાશીરામ સેવકરામ દવેઃ ઈંગ્રેજી ભણેલા ઘણા ઘણા જોયા, સારા યે ઘણા દીઠાઃ કાશીરામભાઇની જોડી જોઇ નથી.

ધર્મ, નીતિ, ઇતિહાસ, ફિલસુફી, જ્ઞાનભક્તિની એ સાક્ષાત્ મૂર્તિ હતા.

કાશીરામ દવે એટલે પંચમહાલના કો સરોવરિયાનું પ્રફુલ્લેલું સહસ્રદલ કમલ.

પંચમહાલમાં વિભૂતિની કમીના નથી, માળીની ઓછપ છે. આજના સંસ્થાપકો પંચમહાલની સમૃદ્ધિના જો માળીઓ થશે, તો જંગલ ને વનની અદ્દભુત સૌન્દર્યવાટિકાઓ રચાશે.

જે ધરતીમાંથી કાશીરામ દવે પાક્યા છે તે ધરતી અજબ ફળદ્રુપતાવાળી જ હોય.

### ૩, પ્રજાસ્રષ્ટા સાહિત્ય ને પ્રજાસ્રષ્ટા સાહિત્યકારો

ત્હમે પૂછશો કે એ બધું સાહિત્યસભામાંથી શું પરિણમશે? એ ત્હમારા પ્રશ્નમાં આજના કેટલાક ગુજરાતી સાહિત્યના સંકોચિત અનુભવનો પડઘો છે, ઇતિહાસની વિશાળતાના અનુભવનો ઉદ્દગાર નથી.

સાહિત્ય એટલે જોડણી કે વ્યાકરણ કે કોષ માની ન બેસતા; એ સાહિત્ય નહીં, સાહિત્યનાં સાધન. સાહિત્ય એટલે તરંગશંકરોનાં તરંગગીત એમ ન સ્હમજતા. સાહિત્ય એટલે ઘૂરીનાં વમળો ખાતી જેવી ભાષાનાં ઘૂરકિયાં ન ગણતા. ઇતિહાસનાં ખૂન ઉપર મંડાયેલી

કલાવિકૃતિ; સન્તનાં, સતીનાં, મહારાણીનાં સદ્ચરિતોને કલૂષછાયાન્વિત ચીતરવાં; પાપાચરણીને પૃથ્વીવલ્લભ કહી પાપકર્મીને લોકવ્હાલો આલેખવો; ધર્મ ને નીતિ ને સત્યનાં નિકન્દન; અને જાણે ધર્મ નીતિ ઇતિહાસ સત્યને અખંડ રાખી કલામય સૌન્દર્યકૃતિઓનાં સામર્થ્ય ખૂટ્યાં હોય એમ સત્યની ધર્મની નીતિની ઇતિહાસની એવી વિકૃતિઓને સૌન્દર્ય રસ ને રસકલા કહેવાં; એવો ભૂલ ખવરાવતો અનર્થકારી અનિષ્ટ સાહિત્યનો અર્થ આજ થતો અનુભવતા હો ત્હો યે ત્હમે મા કરતા. એમાં નથી Inspiration કે નથી Originality: it may be talent & cleverness of અનુસરણ. ઈંગ્રેજ રસશાસ્ત્રી જેને 'moral mud of French realism' કહે છે એની એ તો કદ-રૂપી ગન્દી અનુકરણ છાંયડીઓ છે. પંક ને પંકજ નિકટનાં પણ નિરાળાં છે; તેમ એ સત્ય નીતિ ધર્મ ઇતિહાસનાં ખૂન સાહિત્ય કે કલા નથી, સાહિત્ય ને કલાની વિકૃત્તિઓ છે. એથી ભડકી સાચ્ચા સાહિત્યના મૂલ ઓછા મા આંકતાં.

ઈંગ્રેજ માતાપિતા કેટલુંક ફ્રેંચ સાહિત્ય સન્તાનોને વાંચવા ન્હોતાં દેતાં. રેનોલ્ડને ઈંગ્રેજ રસવેત્તાઓએ સાહિત્યના ઇતિહાસમાંયે ગણ્યો નથી.

હિંદુ ધર્મની, નીતિની, ઇતિહાસની, સતીની, સંતની,* મહારાણીની છેડતી કરો છો; બહાદૂર હો તો ઇસ્લામની એવી છેડતીનાં નખરાં-વેડા કરી જૂવો એટલે કલાના અખતરાના અનુભવ–આસ્વાદ થશે.

ભાષા એટલે પ્રજાજનના ભાવ ને વિચારની આપલેનું સાધન; ને શબ્દ એટલે Coin–ભાષાની મહોર: અને સાહિત્ય એટલે એ આપલેનાં સર્વોત્કૃષ્ટ જવાહીરોનો યુગયુગનો ભંડાર–Age-old Treasury of a nation's Soul-jewels; પ્રજાનાં આત્મનજવાહીરનો

---

* રા. બટુ ઉમરવાડિયાએ ને રા. કનૈયાલાલ મુનશીએ ઇસ્લામ વિશે, આ લખાયા પછી, લખ્યું. એકે છપાયેલા નાટકનો નાશ કર્યો, બીજાએ માફી પત્ર લખી આપ્યું. ૧૯૨૫માં કહેલું એમણે એમ એક વર્ષમાં ખરૂં પડયું.

યુગયુગપ્રાચીન મહાભંડાર.

અનેક કારણોને લીધે આપણે ત્હાં અત્યારે સાહિત્ય ને સાક્ષરો કહેવાય છે ત્હેમની ને પ્રજાજનની વચ્ચેનું અન્તર વધી ગયું છે એ ખરૂં છે.

આજના આપણા ઘણાખરા સાહિત્યકારો નિજનિજનાં ગીતડાં ગાય છે; પણ પૂર્વે એવા સાહિત્યકારો હતા કે જેઓ પ્રજાગીત ગાતા.

પ્રજાને સુખે સુખી, પ્રજાને દુઃખે દુઃખી થતા; પ્રજાકલ્યાણના માર્ગ વિચારતા, ને લોકહિત સૂઝતાં તે દાખવતા; જીવનભર પ્રજાહિતની આલોચનામાં વિહરતા. એવા સાહિત્યકારોને પ્રજાએ પણ સત્કાર્યા છે ને પોતાના માન્યા છે; આપણે ત્હાં તેમ જ દેશ દેશાન્તરમાં.

ફ્રાન્સમાં વોલ્ટેર રુસ્સો; વિક્ટર હ્યુગો; રશિયામાં ટોલ્સ્ટોય; જર્મનીમાં કેન્ટ ગોઇઠે લેસિંગ; ઇટાલીમાં મેઝિનિ; બંગાળામાં બંકિમ; આપણા ન્હાનકડા ગુર્જરદેશે દલપત, નર્મદ ને ગોવર્ધનઃ નિજ નિજ દેશમાં એમનું સાહિત્ય પ્રજાસૃષ્ટા સાહિત્ય હતું; ન્હાનામ્હોટા એ પ્રજાસૃષ્ટા સાહિત્યકારો હતા.

ગુજરાતના પ્રજાસંઘે પણ એમનાં ગીત હૈયામાં ઝીલ્યાં, વધાવ્યાં, સત્કાર્યાં.

એ સૌ માત્ર કવિ ફિલસુફ કે નવલકથાકાર ન હતા. દલપત, નર્મદ ને ગોવર્ધનરામ ગુજરાતના આ યુગના આદ્ય પ્રજાસૃષ્ટાઓ હતા. પ્રજાપ્રશ્નોને ચર્ચતા, પ્રજાભાવને કેળવતા, પ્રજાવિચારને ઘડતા, પ્રજા-પ્રવૃત્તિઓને પ્રેરતા–દોરતા. પ્રજાના નિરંતર કલ્યાણચિન્તકો હતા. ગઇ કાલનું બની ગયેલું નોંધી, નજીકના ઇતિહાસની કથનીને સ્વપ્નદષ્ટા નામ આપી કુતૂહલ જગાડવાની ચતુરાઇ એમની ન હતી. પ્રજાના કલ્યાણમાર્ગ એ શોધતા ને દાખવતા ને કહેતા કે એ પ્રજાકલ્યાણના હિતમાર્ગ છે; એ પન્થ સ્વીકાર્યે પ્રજા કલ્યાણતીર્થે પહોંચશે.

એ સ્વપ્નદષ્ટાઓ વર્તમાનનાં નિદાન કરી ભાવિની ઔષધીઓ

પ્રજાજનને આપતા, પ્રજારોગના ધનવન્તરીઓ હતા.

ગુજરાતનો નિષ્પક્ષપાતી ઇતિહાસનવેશ નવયુગના ગુજરાતનાં પ્રજાસૃજનના જ્હારે ઇતિહાસ લખવા બેસશે ત્હારે લાયબ્રેરી ને છાપું, મંડળી, સભા ને Association નાં ઇતિહાસ ને ભાવનાઓ—એ સૌને ઘડનાર, સદ્ધર્મપરાયણ ને સદાચરણશાળી, ઉદારચરિત, મહાનુભાવ એલેકઝાન્ડર કિન્લોક ફાર્બ્સને ને ત્હેમના કવિ દલપતરામને નવયુગના મંગલાચરણમાં જ સંભારશે.

હિન્દી કોન્ગ્રેસની સ્થાપનામાં, ને એ રીતે હિન્દી પ્રજા ઘડવામાં એચ. ઓ. હ્યુમનું સ્થાન છે, તે સ્થાન ગુજરાતને ઘડવામાં એ. કે. ફાર્બ્સનું છે.

આપણે જાણીએ છીએ કે ઈંગ્રેજો એમને કોક સંભારે છે; એમના સદ્‍ગુણોને કોક સત્કારે છે. હિન્દીઓના ને ઈંગ્રેજોના કલ્યાણસંબંધ ઘડનાર ટોડ, ફાર્બ્સ, રિપન, હ્યુમ, મોન્ટેગ્યૂ એવા મહાનુભાવ બ્રિટિશરોને બ્રિટિશરો યે થોડાક સંભારે છે. આજે—મહારાણીજી વિક્ટોરિયાની જન્મતિથિએ, હિન્દના ઢંઢેરાની જનેતાને જન્મદિવસે ફારબસ ને હ્યુમ જેવા મહાનુભાવોનાં પુણ્યશ્લોક નામ હિન્દીઓ તો નહીં જ ભૂલે.

હિન્દમાંના ઈંગ્રેજી રાજ્યના એ સ્થંભ હતા. એમણે બાંધ્યું છે, તોડયું નથી. એમણે પ્રજા ઘડીઃ એમણે હિન્દબ્રિટનના સંબંધની સાંકળો ધીંગી રચી.

ફારબસના ગુરુ દલપતરામ હતા; દલપતરામે ફારબસને ગુજરાતના ઇતિહાસ ને સંસાર ભણાવ્યાં. બીજી રીતે દલપતરામના ગુરુ ફારબસ હતા. ફારબસે દલપતરામને યૂરોપની સંસ્કૃતિના શુભ પાઠ શિખવ્યા.

હ્યુમના સત્સંગથી કોંગ્રેસસ્થાપકો હિન્દના પ્રજાસૃષ્ટા થયા; ફારબસના સત્સંગથી દલપતરામ ગુજરાતના પ્રજાસૃષ્ટા થયા.

દલપતરામ પછી આઠ દશેક વર્ષે નર્મદાશંકર ગુજરાતની રંગભૂમિ ઉપર આવ્યા. શાન્તરસથી હાસ્યરસથી સૌના અન્તરમાં ઉતરીને, વગર

ભડકાવ્યે ૧૮૪૮ થી દલપતરામ ગુજરાતનું પ્રજાસૃજન રચતા હતા, તે ૧૮૫૭ થી નર્મદે જોમથી હથોડા મારીને સાગરની ભરતીના ઘૂઘવાટ ભેર કરવા માંડ્યું.

અને તે પછી ત્રીશ વર્ષે, ૧૮૮૭ માં, સરસ્વતીચન્દ્રનો પહેલો ભાગ પ્રગટ થયો. કો ઇંગ્રેજી કે ફ્રેંચ કે જર્મન કે સંસ્કૃત ગ્રન્થનું એ અનુકરણ નથી; જીવનના અનુભવોનું નવભાષ્ય છે. રસ, ભાવ, કલ્પના, વિચારણા, વાંચન, જ્ઞાનભંડાર, પ્રજાકલ્યાણના એના મંત્રોથી સમસ્ત ગુજરાત છક થયું; જાણે કો સૂર્ય પ્રગટ્યો. કલ્પના સળગી ઉઠી. હૈયા અપૂર્વ રંગે ઉછળી રહ્યાં. અણઅનુભવી ભાવનાઓ જાગી રહી. એ ગ્રન્થ લેઇને જગતના સાહિત્યમાં ગુજરાતે પ્રવેશ કીધો.

એ ત્રણ ગુજરાતના પ્રજાસૃષ્ટા સાહિત્યકારો હતા, ને ત્હેમનાં સાહિત્ય પ્રજાસૃષ્ટા સાહિત્ય હતાં. દલપત, નર્મદ ને ગોવર્ધન; નવયુગના આરંભે એમણે ગુર્જર પ્રજાને જગાડી, સચેત કીધી.

પ્રજાઉછેર એમનાં સાહિત્યનો આદર્શ હતો; કલ્યાણગ્રામની સ્થાપના એમનાં સાહિત્યનું લક્ષ્ય હતું.

ગુજરાતીઓએ પણ એમનું ઋણ એવું વાળ્યું.

સમસ્ત ગુજરાતે છેલ્લા પોણોસો વર્ષમાં દલપત નર્મદ ગોવર્ધનને ઝીલ્યા ને સન્માન્યા છે એટલા અન્ય કોઇને સત્કાર્યા—સન્માન્યા નથી.

## ૪, સનાતન સાહિત્ય

સરકારી નોકરીની નિયામવલિઓની દિવાલોની અન્દર મ્હોટે ભાગે મ્હાલતા આપણા સાક્ષરો પ્રજાભાવ ન ઝીલી શકે, ન ગાઇ શકે એમાં આશ્ચર્ય નથી; સ્હમજાય એવું ને ક્ષન્તવ્ય તો એ છે જ; પણ પરિણામે સાહિત્ય અને પ્રજાની વચ્ચે છેટું વધી ગયું: એ ગુજરાતનું દુર્ભાગ્ય.

એ નિયમાવલિનાં બન્ધન ૧૮૫૦ માં ફારબસને યે નડ્યાં હતાં.

અસહકારી લેખકો વસ્તુના મધ્યબિન્દુ ભણી જવાને બદલે have mostly run away at tangent; ને પરિણામે દૂધ નહીં પણ

ઉભરો–પ્રધાનતઃ, પ્રજાને એમણે પીરસ્યો.

એમ પ્રજાસૃષ્ટા સાહિત્યકારો છેલ્લાં વર્ષોમાં ગુજરાતને ન મળ્યા. ને એથી દલપત, નર્મદ ને ગોવર્ધન એ આ નવયુગના આપણા પ્રજાસૃષ્ટા સાહિત્યકારો અજોડ રહ્યા.

આ યુગના ગુજરાતી સાહિત્યનાં મૂલ એમના ઉપરથી આંકજો. આપણા પ્રજાસૃષ્ટા સાહિત્યનાં આદર્શ એમના ઉપરથી ઓળખજો.

ઉપરાન્ત એ ગ્રન્થો ને એક જીવનપ્રવૃત્તિ ગુજરાતની પ્રજાસૃષ્ટા છે.

પણ એથી યે ઉંચેરી સાહિત્યની ને સાહિત્યકારોની કોટી છે. ગોઇથે, ટોલસ્ટોય, મેઝિનિ સર્વયુગના સનાતન પ્રજાસૃષ્ટાઓ ન હતા.

આજના ગ્રીસની પ્રેરણા ઇલિયડમાંથી નથી. મધ્યયુગમાં ક્ષત્રિયત્વની પ્રેરણા પૃથુરાજરાસામાંથી નિર્ઝરતીઃ આજના ક્ષત્રિયત્વને પૃથુરાજરાસો ઘડતો નથી.

એ સહુ એક યુગના પ્રજાસૃષ્ટાઓ.

વિરલાજ અનેક યુગના સનાતન પ્રજાઘડનારા સાહિત્યકારો હોય છે.

વ્યાસ ને વાલ્મીકિ એવા વિરલા હતા; મહાભારત ને રામાયણ એવું સાહિત્યઃ કાલિદાસને ને ભવભૂતિને પ્રેરણા પાનારૂં સાહિત્યઃ યુગયુગથી પ્રજાઘડનારૂં સાહિત્યઃ સનાતન સાહિત્ય.

ધાર્મિક ભાવ બાદ કરતાં યે કાવ્ય તરીકે, સાહિત્ય તરીકે ભાગવત ને બાઇબલ એવાં સનાતન સાહિત્ય, યુગયુગાન્તરથી પ્રજાઘડનારાં સાહિત્ય.

સોક્રેટિઝ, ઍરિસ્ટોટલ, પ્લેટોઃ ઉપનિષદો ને ગીતાએ જેમ હિંદની ફિલસુફીને ઘડી છે, નિરનિરાળાં દર્શનોની ગંગાઓનાં મૂળ ત્હાં છેઃ તેમ યૂરોપનાં ઘણાં દર્શનોનાં મૂળ સોક્રેટિઝ, ઍરિસ્ટોટલ, પ્લેટોમાં છે.

યૂરોપના ધર્મને ઘડનાર બાઇબલઃ યૂરોપની ફિલસુફીને ઘડનાર સુક્રાત એરિસ્તાતાલિસ ને અફલાતૂન.

ઇસ્લામનો ધર્મ ઘડતાર શ્રી કુરાને શરીફઃ ઇસ્લામની કવિતા ઘડ-

નાર સાઅદી હાફીઝ ને ઉમ્મર ખય્યામ.

પંચમહાલના સાહિત્યરસિકો! પંચમહાલ રેવાકાંઠાની સાહિત્યસભાની સ્થાપનાની આ શુભ તિથિએ ગુજરાતના, હિંદના, યૂરોપના, ઇસ્લામના એવાં પ્રજાસૃષ્ટા સાહિત્ય ને પ્રજાસૃષ્ટા સાહિત્યકારોને, એવાં સનાતન પ્રજા ઘડનાર સાહિત્ય ને સનાતન સાહિત્યકારોને ત્હમારી દૃષ્ટિ સન્મુખ આદર્શસ્થાને રાખવા મ્હારી ત્હમને આગ્રહભરી વિનતિ છે.

## ૫, આજની તિથિ

મહારાજ ગાયકવાડનો ને મહારાણી વિક્ટોરિયાનો જન્મદિવસ.

પંચમહાલ સાહિત્યસભાની સ્થાપનાનું આજનું મુહૂર્ત મ્હેં શોધ્યું નથી, આજની તિથિ મ્હને પૂછીને નિર્માઇ નથી. પણ આજનું મુહૂર્ત શોધનારે જાણ્યે કે અજાણ્યે ડહાપણભરી ચાતુરી તો વાપરી છે જ.

સદ્‌ગૃહસ્થો! આજે જેઠ સુદ બીજને દિવસ શ્રીમન્ ગાયકવાડ મહારાજનો વાઢ દિવસ છે.

ને આજે-૨૪ મી મેને રોજ છે મહારાણી વિક્ટોરિયાનો જન્મ દિવસ.

ગુજરાતના અગ્રણી રાજવી ને હિન્દના ભાવઆકર્ષેલાં મહારાણીની આજ જન્મતિથિ.

ઘણાં વર્ષો-અર્ધી સદી સૂધી ૨૪ મી મે આપણે ભાવથી ઉજવી છે. ને પછી? પછી હિંદી પ્રજાએ એ ઉજવવી કેમ મૂકી દીધી?

એ ગુન્હો હિંદનો નથીઃ કારણ જાણીતું છેઃ કેટલાક ઇંગ્રેજોએ એ તિથિનું માહાત્મ્ય બગાડી નાંખ્યું. ઢંઢેરાની જનેતાની જન્મતિથિનો એમણે Empire Day કીધો.

ખુદ ઇંગ્લાંડમાં આજ Empire શબ્દ અળખામણો થયો છે; Commonwealth શબ્દ હમણાં હમણાં ત્હાં લોકપ્રચારમાં છે.

Empire Day માં Race Superiority ની ગન્ધ, ત્હાં ને અંહી, આવી; ને તેથી મહારાણીજીનો જન્મદિવસ જે ભાવથી આપણે

ઉજવતા તે ભાવથી Empire Day આપણે ઉજવી શક્યા નહીં.

મુંબઇ સરકારના રાજમન્ત્રી ઓ. મિ. ડેહલ્વી સતારામાં કહે છે કે Co-operate where you can; oppose where you must.

હિંદને ઇંગ્રેજોની મૈત્રી જોઇએ છીએ, Race Superiority જોઇતી નથી. મૈત્રીમાં હિંદીઓ Co-operate કરશે; Race Superiority માં હિંદીઓ Oppose કરશેઃ રાજમન્ત્રી એની અનુજ્ઞા આપે છે.

Race Superiority નો યૂરોપમાં અખતરો જર્મનીએ અજમાવી જોયો; ને પરિણામ જગજાહેર છે.

કૈસરશાહી, કર્ઝનશાહી, ડાયરશાહીને હિન્દીઓ નહીં જ સત્કારેઃ એ સત્ય આપણા રાજમન્ત્રીઓ જલ્દી સ્હમજે તેમાં રાજાપ્રજાનું હિત છે. પરસ્પરના ગુણઆદરની, દલપતફારબસની હતી ત્હેવી, ગાયકવાડ મહારાજની ને ઇંગ્રેજ સરકારની પહેલાં હતી ત્હેવી, હિંદી-ઇંગ્રેજની મૈત્રી હિંદીઓને સદા સન્માનનીય છે; એ મહાભાવ રાજમન્ત્ર આપણા રાજમન્ત્રીઓ જલ્દી જાણે ત્હેમાં રાજાપ્રજાનું કલ્યાણ છે.

ત્ય્હારે જ, આજના આદિત્ય વારમાં સમાયેલી હિંદી ને ખ્રિસ્તી તિથિઓની પેઠે, ત્ય્હારે જ આજની એક તિથિમાં બે જન્મતિથિઓ સંપીને સમાઇ છે તેમ, બે પ્રજાઓ સંપીને હિંદમાં સમાશે.

બે વાતો કહી છે, ને ફરીથી કહું છુંઃ (૧) ૧૯૨૧ના ફેબ્રુઆરીમાં ગુજરાત વિદ્યાપીઠમાં; ઇંગ્રેજોના આપણી સાથેના વિધવિધના અસહકારને પરિણામે ભાઇ મોહનદાસનો અસહકાર જન્મ્યો. બન્નેયની એ ભૂલ. (૨) ૧૯૧૧ના ડિસેમ્બરમાંઃ પૂર્વપશ્ચિમ બે પાંખે ઉડે છે પૃથ્વિપંખિણી.

અન્ન ન ખાવું, થોડાક દિવસની એ કરી હોય, નિત્યની એ બાધા ન હોય. ભાઇ મોનહદાસે યે મૌન અઠવાડિએ એક-બે દિવસ પાળે નિત્યે ન પાળે.

હિંદને જ નહીં, સહુ પ્રજાઓને આપદ્ધર્મ તરીકે અસહકાર તો શું, પણ યુદ્ધ પણ યુગધર્મ થાય. પણ કોઇ યે પ્રજાનો યુદ્ધ કે અસહકાર નિત્યધર્મ ન હોય, સનાતન ધર્મ ન હોય.

આજે ભાઇ મોહનદાસે યે ભાખે છે કે પ્રકૃતિથી જીવનભરના પોતે સહકારી છે, આપદ્ધર્મ લેખેજ અસહકારી છે.

હિંદી, ઇંગ્રેજ, ફ્રેંચ, જર્મન; સહુ મહાપ્રજાઓનો સનાતન રાજધર્મ તો પરસ્પરનો સંપ, સહકાર ને સમન્વય જ હોય.

પ્રજાઓ કરતાં મનુષ્યજાતિ સદા મ્હોટી છે; એ મહાસત્ય સહુ પ્રજાઓએ શીખી સન્માનવાનું છે.

ભાઇ મોહનદાસનું હિંદસ્વરાજ્ય આજના Political યુગનો યુગાન્તરવાદી ગ્રન્થ. અસહકારનું એ બાઇબલ.

પણ 'ગુજરાતી' પ્રેસનું **હિન્દ ને બ્રિટાનિયા** હિંદબ્રિટનના નિત્યસંબંધની નિત્યગીતા. દલપતરામના ફારબસવિરહની પેઠે હિંદબ્રિટનના હિતેચ્છુ ઇંગ્રેજોએ તેમ જ હિંદીઓને સદા પાઠ કરવા સમો એ મહાગ્રન્થ.

ઇંગ્રેજ મટી ઇસ્લામી થએલા એક સદ્‌ગૃહસ્થે એ આદરેલો, ને 'ગુજરાતી' પ્રેસે ગુજરાતને એ સમર્પેલો. ઇંગ્રેજ ઇસ્લામ ને હિંદુના ભાવ એમ એમાં ભર્યા છે.

કાળની બલિહારી છે કે ત્હારે એ પુસ્તકમાં કેટલાકને Sedition ની ગન્ધ આવી. આશ્ચર્ય નથી. ત્હારે તો Moderates ને પણ કેટલાક સરકારના દુશ્મન માનતા, ને મિ. નરસિંહરાવ જેવા તો ત્હેમને છેક ૧૮૮૯ માં 'આંધળી દેશભક્તિ પ્રેર્યા' કહેતા.

આજે–Empire Day ના દિવસે નહીં, પણ ગાયકવાડ મહારાજના ને મહારાણીજી વિક્ટોરિયાના જન્મદિવસે, હિંદીઓને તેમ જ ઇંગ્રેજોને ગુજરાતી ભાષાનો એ મહાગ્રન્થ ફરીથી વાંચી વિચારવાની વિનતિ છે. આટઆટલે વર્ષે, આટઆટલું લ્હડી લીધા પછી, આજ એમાંનાં સત્યો ઉભય પ્રજાના, સત્યાગ્રહીને નહીં પણ, સત્યગ્રાહીઓને સ્પષ્ટ થશે.



ઉભય પ્રજાને સહકારનો એમાં પરમ પ્રબોધ છે.

Politicsમાં એ યુગસૃષ્ટા ગ્રન્થ હતો.

એમાંની બધી દલીલો ખરી હશે કે નહીં; પણ એમાં રહીપછી રહેલી ભાવના, એમાંની આપલે, એમાંની ઉભય પક્ષનું ન્યાયપલ્લું તોળવાની સદ્વૃત્તિ, એનો છેવટનો સહકારનો ઉભય પ્રજાને સદ્બોધેલો મહામન્ત્ર: એ સહુથી હિન્દી ને પરદેશી, પૌર્વાત્ય ને પાશ્ચિમાત્ય પ્રેરાવ: આજે મ્હારાં એ પ્રાર્થના ને આશીર્વાદ છે.

## ૬, ઉપસંહાર

સદ્ગૃહસ્થો! આપણી સાહિત્યસભાઓએ ને સાહિત્યપરિષદે પ્રજાસૃષ્ટા થવાનું હજી બાકી છે. આપણી આ આજજન્મી સાહિત્યસભા પ્રજાસૃજનને પન્થે જશે કે કેમ એનો ઉત્તર આપે આપવાનો છે.

સહુનાં સદ્ભાગ્યમાં એ હોતું નથી. થોડાક જ યુગસૃષ્ટા થાય છે, થોડાક જ પ્રજાસૃષ્ટા નીવડે છે: અને વિરલાજ સનાતન સાહિત્યકાર તો હોય.

છતાં આદર્શ તો સહુનાં ને સદાનાં એ જ ઘટે. અને સુંદરીસુબોધવાળા બિંદુભાઇ તથા જરબાનૂ કોઠાવાળા જ્યહાં છે ત્યહાં આદર્શ એથી ઉલટા સ્વીકારાવા સંભવ નથી.

દલપતરામની જીવનપ્રવૃત્તિ, નર્મદાશંકરની સાહિત્યસેવા, ગોવર્ધનભાઇનું 'ગોવર્ધનપુરાણ,' 'ગુજરાતી' પ્રેસનું હિંદ ને બ્રિટાનિયા, રણજિતરામની ટુંકી આયુષ્યતિથિઓ, ભાઇ મોહનદાસનું હિંદસ્વરાજ્ય: એ સહુ ગુજરાતીમાંની પ્રજાસૃષ્ટા સાહિત્યપ્રવૃત્તિઓ હતી.

એ શુભને માર્ગે સંચરજો: અશુભ ત્હમારાથી અળગાં રહેજો ને પન્થે શુભના વાયુ વાજો. પ્રજાસૃજનનો પન્થ લાંબો ને વિકટ છે, પણ આપણાં કલ્યાણતીર્થ ત્યહાં છે.

ગુજરાતી પ્રજા હજી ઘડાઇ રહી નથી: પ્રજાસૃષ્ટા સાક્ષરોને કાજે ગુજરાત હજી તલસે છે.

❦

# દેશભક્ત દાદાભાઈ



(શનિવાર તા૦ ૪ થી સપ્ટેંબર ૧૯૨૬ ને દિને મારવાડી વિદ્યાલયમાં દાદાભાઈજયંતીપ્રસંગે પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ)

**સજ્જનો અને સન્નારીઓ!**

આપનામાંનાં કેટલાકને થતું હશે, ને મ્હને ય આશ્ચર્ય થાય છે, કે મ્હને આચાર્યપદે આજ કેમ સ્થાપ્યો છે?

હું કંઇ Politician નથી: ને આજ તો છે એક અઠંગ Politician ની જયંતી.

ભારતીય ઇતિહાસની પિતૃતર્પણની આજની પુણ્યતિથિ ઉજવવાને અવસરે મુંબઇ નગરીનાં આઠદશેક મંડળગણે એક Non-Political ને પ્રમુખપદે ક્ય્હાંથી નિયોજ્યો?

પિતૃઋણ યત્ કિંચિતે વાળવાનો પ્રસંગ આપવાને માટે તો એ સર્વ મંડળગણનો આભારી છું જ.

## ૧: Party Politics;

સજ્જનો! હું Politician નથી, પણ Sociology ના અંગ લેખે Politics નો અભ્યાસી તો છું જ.

હું કો પક્ષવાદી યે નથી.

૧૯૨૧ ના નવેંબર—ડિસેંબરમાંના બંગાળામાંની રાજનીતિના Protest તરીકે અસહકાર મ્હેં કીધો હતો. ત્હો યે હું અસહકારી કદી નથી થયો: ચાર આના આપ્યા નથી, સહી કરી નથી, સભાસદ થયો નથી. અસહકાર સંપ્રદાયનો હું સંપ્રદાયી નથી થયો, કંઠી કદી નથી બાંધી.

હું Independent છું, પણ Independentsનોયે પક્ષવાદી નથી.

જૈન મહાત્મા આનંદઘનજીનો શબ્દ ઉછીનો લઇએ તો હું નિર્પખ છું.

આજની પુણ્યતિથિએ મ્હારા જેવાને આપે આચાર્યપદે ક્ય્હાંથી નીમ્યો?

Party Politics થી હું પર છું, ને છતાં સર્વે પક્ષવાદનો અભ્યાસક ને સમાલોચક છું: મ્હારૂં અભ્યાસફલ આજ ઉચારૂં છું.

રાજ્યપ્રકરણના પક્ષવાદનું મ્હારૂં અભ્યાસફલ એ છે કે શાંતિયુગમાં શાંતિમય કાર્યશૈલીના સર્વ પ્રજાપક્ષો પ્રજાનાં કલ્યાણક જ છે.

ઇંગ્લાંડના ઇતિહાસવેત્તા લોર્ડ મેકોલે મ્હારા સાક્ષી છેઃ–If rejecting all that is merely accidental, we look at essential characteristics of the Whig and Tory we may consider each of them as the representative of a great principle, essential to the welfare of nations. One is, in especial manner, the guardian of liberty, and the other of order. One is the moving power, and the other the steadying power of the State. One is the sail, without which society would make no progress; the other the ballast without which there would be small safety in a tempest.–Earl of Chatham.

ભાષ્ય વિસ્તારવા સમય નથીઃ અનુભવસૂત્ર ઉચ્ચારૂં છું. **સર્વ પ્રજાપક્ષો પ્રજાઉદ્ધારના કલ્યાણમંદિરનાં પગથિયાં છે.**

એમ માનું છું એટલું જ નહિઃ એમ આચર્યું છે. ચારેક વર્ષો ઉપર સર્વમતસંગ્રહ નામનું રાજકીય મંડળ અમદાવાદમાં સ્થપાયું હતુંઃ હું ત્હેનો પ્રમુખ હતો. મ્હોટા–મ્હોટાના યે એ દિશાના મનોરથો હજી ફળ્યા નથી. એ અમારા યે મનોરથ મનોરથ જ રહ્યા હતા.

એક વેળા અમદાવાદમાં એક સન્માનનીય મિત્ર (ન્યા. મૂ. સર લલ્લુભાઇ આશારામ શાહ)થી બોલી જવાયું. ત્હમારા જેવા Fire brand.

બોલતાં બોલી ગયા, પણ પછી તરત જ ખમચ્યા. ત્હેમની ન્યાય-

વૃત્તિ જાગી ગઇ, ને એણે એમને ઉચ્ચરતા અટકાવ્યા.

મ્હેં વિમાસ્યું કે જો હું Fire brand, તો તો બીજા કેટલા યે જ્વાળામુખીજ ને?

મ્હેં ઉત્તર વાળ્યોઃ ભલે હું Fire brand. આજે મુંબઇ જવું છે ને? એકલી જ ફર્સ્ટ ક્લાસના ડબ્બાની હારમાળા જોડી જોજોને! મુંબઇ લઇ જશે? હૈયામાં હોળીવાળું એકાદું ય એન્જીન હશે તો મુંબઇ જવાશે.

સજ્જનો! અન્જીન ને ગાર્ડ, અગ્નિકળ ને સંયમકળ, ફર્સ્ટ, સેકન્ડ, ઇન્ટર, થર્ડ, લગેજ વાનઃ એ સૌની વિવિધતા જ દેશજનતાની સંસારયાત્રા સફળ કરાવશે, રાજતીર્થે લઇ જઇને ઉતારશે.

વિવિધતા જગત્‌નિયમ છેઃ રાજપ્રકરણે એમાં અપવાદ નથી.

ઓછેવધતે અંશે ભારતના સર્વ રાજકીય પક્ષો—સરકારપક્ષ પણ—ભારતના કલ્યાણક જ છે.

સર્વ પક્ષના સમન્વયનો યુગ સમીપ આવતો જાય છે. ઉદારચિત્ત દાદાભાઇ સર્વ પક્ષના સમન્વયમાં શ્રદ્ધાળુ હતા. દાદાભાઇ જેવા **ભારતની નવરાજનીતિના પિતામહની** પુણ્યતિથિ ઉજવવાને અવસરે મ્હારા યે કંઇક એવા સર્વમતસંગ્રહના મનોરથોને લીધે કદાચ મ્હને આચાર્યપદે આજ નીમ્યો હોય.

પિતૃતર્પણનો પ્રસંગ દેવાને કાજે મુંબઇવાસી નરનારનાં એ મંડળસમુદાયનો આભારી તો છું જ.

## ૨, પ્રથમ દર્શન.

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો!

એ વાતને આજે એક પેઢી વીતી ગઇ. ને રાજકીય પલટાઓ ગણતાં તો અનેક પેઢીઓ વીતી ગઇ કહેવાય.

તેત્રીસ વર્ષે એક પેઢી ગણાય છેઃ અને એ બન્યું હતું આજથી બત્રીશ વર્ષો ઉપર.

એ એક વસંતનું મધ્યાહ્ન હતું. મુંબઇના કુમળા તડકાઓને પણ

સાગરના સમીરણ સુકુમાર કરતા હતા.

૧૮૯૪ના એપ્રિલ માસની એક મધ્યાહ્ને એલ્ફીન્સ્ટન કૉલેજના ગર્ભદ્વાર સન્મુખના ચોકમાં મુંબઈનો વિદ્યાર્થીસંઘ એકઠો મળ્યો હતો. પૂનેથી ડેક્કન કૉલેજના પ્રતિનિધિઓ ગ્યે પધાર્યા હતા.

આતુરતાથી અમે કાળા ઘોડા ભણી નીહાળી રહ્યા હતા; જાણે જમીનદોસ્ત થયેલો રમ્પાર્ટ રોનો દુર્ગ ફરીથી ખડો થવાનો ન હોય!

એવે બે ઘોડાનો લેન્ડો યુનિવ્હર્સિટિ સન્મુખ ઝંખાયો. સજ્જનો! દાદાભાઈ વેગવન્તા હતા, પણ Pre-motor days ના વેગવન્તા.

લેન્ડો કૉલેજ ચોકમાં આવ્યો. મહીં એકલા અને અદ્વિતીય, ઋષિરાય સમા, એ વિરાજમાન હતા.

વૃદ્ધાવસ્થાનું ગુણગાંભીર્ય, લાહોર કોંગ્રેસનું વિજયવર્ચસ્, ભારતનું યશગૌરવ મુખમુદ્રામાં ઝળહળતાં હતાં.

જાણે ભારતના પ્રજામહિમાની સાક્ષાત્ પ્રતિમા.

આજથી બત્રીશ વર્ષો ઉપર વસંતના એક મધ્યાહ્ને મ્હને એમનાં પ્રથમ દર્શન થયાં.

અમે માનપત્ર વાંચવા માગ્યું. સમય ન હતો. હાર તોરા ફૂલડે વધાવી, ધીરા લેન્ડોને યે ધીરો પાડી, એ વૃદ્ધ જનના ગુણગાંભીર્યની સવારી ચ્હડાવી, પાલવાની પગથી સૂધી વળાવી આવ્યા.

ભારતની અનેકધા લક્ષ્મી સાગરમાં નાંખીએ છીએ એમ સાગરને સોંપી આવ્યા.

અને પછી એલ્ફીન્સ્ટન રેસીડન્સીના ખંડ નં. ૬૨ માં જઈ દ્વાર વાસી મન મોકળું મૂકી સારી પેઠે આંસુ સાર્યાં.

એ આંસુ શા માટે હતાં?

આજે યે પૂરૂં સમજાતું નથી. પણ પેલું ગોપિકાનું ગીત તો સાંભરે છે જ:

કૃષ્ણ વળાવી હું વળી રે,
ઉભી જમનાતીર;

આંસુડે ભીંજાય મ્હારો કંચવો,
મ્હારાં ભીંજાય દક્ષિણી ચીર;
રે મધુવનના વાસી!

Politics ના અભ્યાસમાં એમ મારું Baptism થયું.

તે પછી બેએક વાર હિંદુ સ્ત્રીમંડળની દર્શનયાત્રા સંગાથે વેસાવાના નિવૃત્તિનિવાસે દર્શન કીધાં હતાં.

૧૮૯૪માં દાદાભાઈને છેલ્લી વિદાય અમ વિદ્યાર્થીસંઘની હતી. સજ્જનો અને સન્નારીઓ!

એક પેઢી પૂર્વે એક વસંતને મધ્યાહ્નને ભારતીય નવરાજ્યનીતિના એ પિતામહના પ્રથમ દર્શન થયાં હતાં.

પ્રથમ દર્શને જ ત્ય્હારે લાગ્યું હતું કે તે પારસી જ ન હતા, ઋષિ હતા.

## ૩, ભારતીય નવરાજ્યનીતિના પિતામહ

ઇ. સ. ૧૮૫૦–ને પછી નવયુગના ઉષઃકાલના રંગો ગુજરાત ઉપર ઢળતા હતા ત્ય્હારે મહાજનોનું એક નક્ષત્રઝૂમખું ગુર્જર નભોમંડળમાં ઝગમગતું હતું.

દુર્ગારામ મ્હેતાજી, દલપતરામ, નર્મદાશંકર, ડૉ. ભાઉ દાજી, કરસનદાસ મૂળજી, શાહપૂરજી બંગાળી, રણછોડલાલ રેંટિયાવાળા વિ. દેશકલ્યાણચિંતકો દિશદિશમાં દેશહિત સાધી રહ્યા હતા. એ મહાજન મંડળમાંના દાદાભાઈ.

ગુજરાતના નવયુગના ઉષઃકાલના એ ચિરંજીવીઓ હતા. દાદાભાઈ પણ એ યુગના એક ચિરંજીવી.

લોકસમાજ એમને દેશના દાદા કહેતો. ભારતના નવરાજ્યનીતિજ્ઞોના ખરેખર તે દાદા હતા.

એ દાદા એવા હતા કે ૧૯૦૬ માં કલકત્તાની મહાસભાને અવસરે Moderates ને Extremists ની વચ્ચે પહેલવહેલી ફૂટ પડું પડું થતી હતી; ત્ય્હારે દેશસમસ્તની દૃષ્ટિ એ દાદા ભણી વળી. દેશે દાદાને

ન્હોતર્યો, દાદો આવ્યો, એ વર્ષે તો ફૂટ પડતી અટકાવી, ને સ્વરાજ્યનો **મહામન્ત્ર પ્રજાતન્ત્રેથી ત્હેમણે ઉચ્ચાર્યો.**

પણ એ Constitutional Jurist ની દલીલો ને ઘૂંચો પ્રજાગણને ઘૂંચો શી ઘૂંચવાએલી જ ત્ય્હારે ભાસી ને આજ સૂધી એવી રહી.

વળી એ દાદા એવા હતા કે તે પછી કેટલાંક વર્ષો વીત્યે મુંબઇ સરકારને ભીડ પડી ત્ય્હારે એ સજ્જન ગવર્નરની યે દૃષ્ટિ વેસાવાના વાનપ્રસ્થાશ્રમ ઉપર પડી. વર્સોવે દાદા સાથે લોર્ડ વિલિંગ્ડને રાજમંત્રણા કીધી. દાદાએ ઉચ્ચાર્યું કે ઈંગ્રેજ પ્રજાની ન્યાયવૃત્તિમાં શ્રદ્ધા રાખો.

પછી મોડી–અતિ મોડી દાદાને LL. D.ની પદ્વી બક્ષી. મુંબઇમાં જંગી સર્ઘસ નીકળ્યું. દાદાના દર્શન સારૂં મુંબઇ શેરીઓમાં આવી ઉભું.

પણ ત્યારે તો મોડું–અતિ મોડું થઇ ગયું હતું. આભ ફાટ્યો હતો, ને દાદો યે તે સાંધી શક્યો નહીં. પ્રજાના ભાવ ઉભરાયા, પણ પ્રજાની બુદ્ધિએ ન જ માન્યું.

એમ રાજાપ્રજા ઉભયની દૃષ્ટિને આકર્ષતાં એ દાદાનાં ગુણગુરુત્વાકર્ષણ હતાં.

આજ તો દેશમાં દાદાગીરી કરનારા ઘણા છે, દાદા નથી કો.

આજે દેશનો દાદો હોત તો સાબરમતી પેક્ટની કથા કદાચ જૂદી હોત; દેશબંધુ દાસને ને નહેરૂજીને મહાસભાના બળવાખોર તરીકે અમદાવાદથી પાછા કદાચ વળવું ન પડત; સર શંકરન નેરના પ્રમુખપદે મુંબઇમાં મળેલી ભારતીય પ્રજાની સર્વપક્ષપરિષદ્‌નો ઇતિહાસ કદાચ ઓર હોત.

આજે કુસંપ છે, એથી કદાચ વધારે સંપ હોત.

આજે નથી એ પિતામહ કે જેને કૌરવો વંદતા તેથી પ્રતિપક્ષી પાંડવો વધારે પૂજતા.

આજે ત્હેની જન્મતિથિ છે, ભારતની નવરાજનીતિના પિતામહની.

પિતૃતર્પણ કરો, આજ એમનાં ગુણગૌરવ સંભારો, અને શાણા થાવ.

આડકથા જેવો છે છતાં મુંબઇને એક પ્રશ્ન પૂછી લઉં? મુંબઇમાં એ ઋષિજન દીઠા હતા: એકને સંભારતાં બીજા સ્હેજે સાંભરી આવે છે. મુંબઇ ગુણજ્ઞ છે; ઘણાને સંભારે છે. પણ પેલા ઇતિહાસ, રાજનીતિ, અર્થશાસ્ત્ર, ઉદ્યોગ, સંસારકલ્યાણ, ધર્મશુદ્ધિઃ ભારતની સર્વતોમુખ રાજપ્રવૃત્તિઓના અધ્વર્યુ, ફીરોજશાહ ને ગોખલેના ગુરૂ સમા, માધવ ગોવિંદ રાનડેને મુંબઇ આજ કેમ નથી સંભારતું? એમની વાર્ષિક સંસારસમાલોચનાઓ થતી ત્ય્હારે ભારતના ચોખૂણમાં જાણે ડંકો ગગડતો ને પડઘાની પરંપરા ગાજતી. એ સાંભળનારાઓ કોઇ યે શું આજ નથી મુંબઇમાં? સહુ ભૂલ્યા?

### ૪, માતૃજ્યોતના પૂજક

અને સન્નારીઓ!

ત્હમારી યે દાદાભાઇને ચિંતા હતી, હો.

દાદાભાઇ સમજતા કે પ્રજાને ઉછેરવી હોય તો પ્રજાને ઉછેરનારીઓને ઉછેરો.

દલપતરામ, નર્મદાશંકર, દાદાભાઇ સ્હમજતા કે गृहिणी गृहमुच्यते ।—નવકુલયોગિનીઓ નહિ સરજાય ત્યાં સૂધી નવકુલસંઘ નહિ સરજાય.

ઘરને ઘડનારીઓને ઘડવાનું દાદાભાઇ વિસર્યા નહોતા. દાદાભાઇ પ્રીછતા કે પ્રજાઓ ઉછરે છે માતાઓનાં દૂધ પીને.

માતાઓનાં દૂધ પીને દૂધમલ પ્રજા ઉછરે; માટે પ્રજાજનને પાવું હોય તે માતાઓને ખવરાવજો; દાદાભાઇની દીર્ઘદૃષ્ટિએ એ દીઠું હતું.

દાદાભાઇને એકલો દેશનો પિતૃપક્ષ જ વ્હાલો ન્હોતો. દાદાભાઇનાં વાત્સલ્ય દેશના માતૃપક્ષે પણ વરસતાં, દાદાભાઇ પ્રજાસંઘની માતૃજ્યોતના યે પૂજક હતા. અને તેથી શાહપૂરજી બંગાળીની સંગાથે મુંબઇ નગરીમાં કન્યાશાળા ઉઘાડવામાં અગ્રેસર હતા.

મુંબઇ નગરીની સન્નારીઓના આત્માને શણગારવાને દાદાભાઇએ પગરણ માંડયાં હતાં એ કથા અહિંની ગુણજ્ઞાતા સન્નારી વિસરી નથી.

વીસ–વીસ વર્ષોની વાતથી એ સન્નારીઓ જ દાદાની જયંતી ઉજવતી આવી છે ને જીવ્યા ત્હાં સુધી દર્શનયાત્રા પ્રતિવર્ષ પાળી છે. આજેયે એ બેહસ્તનશીન હર્ષનાં આંસુ પાડતો હશે કસ્તુરબા સમી હિંદની માતાઓને નીરખીને.

### ૫, પ્રજાભક્તિ અને રાજભક્તિ

અને એ રાજર્ષિની જન્મતિથિએ આજ Eternal–દેશકાલાતીત રાજ્યનીતિનું એક જ પરમ નીતિસૂત્ર વિચારીએ. સર્વ કાલનો, સર્વ દેશનો, સર્વ પ્રજાસંઘનો; city states, nation states. empires, republics, commonwealths: સર્વનો સર્વસામાન્ય રાજમન્ત્ર એક જ નિહાળી જોઇએ. રાજાપ્રજાના પરસ્પર ભાવનો ત્રિકાલાતીત સિદ્ધાંત કીયો છે?

સેજકજીના ભાઇ પાળિયાદના રાય દેપાળ દેની વાર્તા–ભાવનગરના ગોહિલોના વડવા.

નમતે પહોરે એક ખેડૂત ખેડતો હતો. એએક વાગ્યાનો તડકો. ભાત જમીને ધોરી જૂત્યા હતા.

ત્હાં એક ધોરી બેસી ગયો—સખ્ત તાપના કારણે.

ખેડૂત વિમાસણમાં પડયોઃ એક ધોરીએ હળ કેમ હાલે? એવે માર્ગે જાતા'તો એક માનવી. હાકલ દઇને તેડયો. ગળિયા બળદને ઉઠાડવા માંડયો, ન ઉઠયો. ખેડૂતે પૂછ્યું, દાઢી રહીશ?

એણે કહ્યું, હોવે! ને તરત ગરીબને જોતરે જૂતાયો–એક જોતરે ધોરી અને બીજે જોતરે એ, એમ ખેડ માંડી.

એ પોતાની જમીન ખેડતો હતો? કે ખેડૂતની?

સંધ્યાકાળે ધોરી ઉઠયો, ને તે છૂટયો, અને માર્ગે પડ્યો.

મેહ વર્ષ્યા, મોલ ઉગ્યા, લાણીવેળા થઇ. દંતકથા એવી છે કે લાણીટાણું આવ્યું ત્હારે આખાયે ખેતરમાં દાણો ઉગ્યો અને એણે ખેડેલા ભાગમાં સાચાં મોતી પાક્યાં. ખેડૂત આભો થયો, કારણની

શોધ કરી. હકીકત જડી ને દૂહો લલકાર્યો.

જાણ્યો હોત જળધાર નવરંગ મોતી નીપજે,
તો વવરાવત વડવાર દી આખો, દેપાળ દે!

એ કથામાં છે રાજાપ્રજાના પરસ્પર ભાવનો દેશકાલાતીત મહાસિદ્ધાંત.

ખેડૂતણના રોટલા સંભાળતો ઈંગ્લાંડનો આલ્ફ્રેડ હો, કે ઉજ્જયિનીનો પરદુઃખભંજક શકપ્રવર્તક વિક્રમદેવ હો, કે ધોરી થઇ જોતરે જૂતતો ગોહિલ દેપાળ દે હો, સીનસીનનેટસ હો, વોશિંગ્ટન હો, કે લીનીન હો—સૌ એક જ મહાસત્ય ઉચ્ચારે છે કે રાજભક્તિ ફોરવવી હોય તો પ્રજાભક્તિના મેહ વરસાવો.

ન્હાના ઠાકોર કે રાજા કે મહારાજા કે રાજરાજેન્દ્ર કે લોકનેતા કે સરમુખતિયાર કે પ્રજાસત્તાકના પ્રમુખઃ યૂરોપ, અમેરિકા, એશિયા, ભારતવર્ષ કે ગુજરાતઃ ઇતિહાસ ને કવિકુલગુરુ કાલિદાસ એક જ સૂત્ર સુણાવે છે કે–

भानुः सकृद्युक्ततुरंग एव
रात्रिंदिवं गन्धवहः प्रयाति
शेषः सदैवाहितभूमिभारः
षष्ठांशवृत्तेरपि धर्म एषः

ઘોડા રવિના જ અખંડ જોડયા;
અને અહોરાત્ર જ વાયુ વાય;
સદા ઉપાડે ભૂતિભાર શેષઃ
ષષ્ટાંશભાગી નૃપધર્મ એ છે.

શકુન્તલાનું સંભારણું, અંક પમો

૧૯૧૧ ના ડિસેમ્બરમાં દિલ્હી દરબાર ને એ વેળાનું રાજરાજેન્દ્રને નામનું મ્હારૂં કાવ્ય. એમાં એક શ્લોક છે.

ઉંચેથી જેટલે આવે
પાણી પ્રજાભક્તિતણાં નૃપાલનાં,

ફુવારા એટલા ઉંચા

ઉડે પ્રજાની નૃપ! રાજભક્તિના.

દેશકાલાતીત એક પરમ રાજમંત્ર એ છે કે રાજભક્તિના ફુવારા ફેરવવા હોય તો પ્રજાભક્તિના મેઘ વરસાવો. જેટલે ઉંચેથી રાજાનાં પ્રજાભક્તિનાં પાણી પડશે એટલા ઉંચા પ્રજાના રાજભક્તિના ફુવારા ઉડશે.

**૬, દાદાભાઇના જીવનસરવાળારૂપ પરમ પ્રસંગ કીયો?**

ત્‍હારે દાદાભાઇના જીવનનો સરવાળો શો? એમના લાંબા આયુષ્યનો પરમ પ્રસંગ કીયો?

કોઇ કહેશે દાદાભાઇ એટલે રાજપ્રકરણના હિંદના દાદા-પિતામહ.

કોઇ કહેશે દાદાભાઇ એટલે Drain Theory.

કોઇ કહેશે દાદાભાઇ એટલે વડોદરાના દીવાન.

કોઇ કહેશે દાદાભાઇ એટલે મહાસભાના ત્રણ વારના પ્રમુખ.

કોઇ કહેશે દાદાભાઇ એટલે ૧૯૦૬ માં સ્વરાજ્યમંત્રના ઉદ્‍ગાતા.

કોઇ કહેશે દાદાભાઇ એટલે વર્સોવાના વાનપ્રસ્થી.

ખરૂં-એ બધું યે ખરૂં. અને એથી યે દાદાભાઇ અધિકા.

સજ્જનો અને સન્નારીઓ!

ભારતીય પ્રજાજીવનનું, ભારતીય ઇતિહાસનું પરમ સિદ્ધિફલ કીયું?

સ્વરાજ્યપ્રાપ્તિ યે સાધન છે, ભારતીય ઇતિહાસની પરમ સિદ્ધિ નથી.

ભારતીય પ્રજાજીવનની પરમ સિદ્ધિ એ છે કે પૃથ્વીના પ્રજાસંઘમાં ભારતવર્ષના ગુણગૌરવની પુનઃપ્રતિષ્ઠા કરવી.

ભારતીય ઇતિહાસની અન્તિમ સિદ્ધિ એ છે કે ભારતને હાથે જગતનો ઉદ્ધાર.

એ દૃષ્ટિએ નિહાળતાં

રવીન્દ્ર ટાગોર એટલે વર્તમાન રસજગત્‌માં ભારતીય કાવ્યકલાની પ્રતિષ્ઠા સ્થાપનાર કાલિદાસભવભૂતિના વંશજ.

જગદીશ બોસ એટલે વર્તમાન વિજ્ઞાનવિશ્વમાં ભારતીય દર્શન-

શાસ્ત્રની પ્રતિષ્ઠા સ્થાપનાર કપિલકણાદપતંજલિના ગોત્રજ.

વિવેકાનંદ એટલે વર્તમાન વિશ્વધર્મ–પરિષદમાં ભારતીય સંન્યાસ અને ધર્મભાવનાની પ્રતિષ્ઠા સ્થાપનાર જગત જીતવા નીકળેલા બૌદ્ધ ભિખ્ખુઓના આત્મસંતાન.

સર પ્રતાપ એટલે The first Hon. Lt. General on the actual battlefields of the World War.

એમ દાદાભાઇ એટલે વિશ્વપાર્લામેન્ટોની માતામહીને ખોળે ભારતીય રાજનીતિના ગૌરવમહિમાની પ્રાણપ્રતિષ્ઠા સ્થાપનાર ટોડરમલ્લ અને નાના ફડનવિસના કુળદીપક સપૂત.

આજની પૃથ્વીના પ્રજાસંઘમાં ભારતમાતાના મહિમા ને ગૌરવની પુનઃપ્રતિષ્ઠા કરનારા એ સૌ પનોતા પુત્રરત્નો છે.

Modernism માં ભારતને માટે માગ મૂકાવનાર ભિન્ન ભિન્ન દિશામાં Spadework કરનારા એ Pioneers.

ભારતસંતાનો! એમનાં ગુણનિધિ વિસાર્યાં વિસરાશે?

લોર્ડ સોલ્સબરીની તો કરડાકી હતી, ઈંગ્લાન્ડના પ્રધાનમંત્રીએ તો ટાણો માર્યો હતો, પાર્લામેન્ટપ્રવેશના અવસરે દાદાભાઇનો Black man's પ્રવેશ ભાખ્યો હતો. ઇતિહાસ ઉચ્ચારશે કે એ Ironical truth જ હતું. બ્રીટીશ પાર્લામેન્ટનું એ ધન્ય પર્વ હતું:–દાદાભાઇએ ત્હાં પ્રવેશ કીધો તે તિથિએ રંગભેદથી પાર્લામેન્ટ પર થઇ.

દાદાભાઇ પાર્લામેન્ટમાં પ્રવેશ્યા તે તિથિએ રંગભેદના ભેદભાવ મટયાની બ્રીટીશ પાર્લામેન્ટની મહાનુભાવિતાનો મહોત્સવ હતો.

ઈંગ્લાંડના ઇતિહાસમાંનું એ ઉદાર અને ઉજ્જ્વળ પર્વ હતું.

દાદાભાઇના જીવનનો સરવાળો ને પરમ પ્રસંગ એ હતો: પૃથ્વીની પાર્લામેન્ટોની માતામહીને ઉછંગે હિંદના ગૌરવનું પ્રતિષ્ઠાપ્રદાન.

ગુજરાતના પારસીસંઘ! ત્હને સાલ મુબારક હો! આવતે અજ-વાળિયે ત્હારી પટેટી છે; આજે તને સાલમુબારક ઇચ્છું છું. દાદાભાઇ ને ફિરોઝશાહ જેવા સપૂતો આપ્યા છે ને આપતો રહેજે.

## ૭, ઉપસંહાર

અને આજે તો જાણે ભારતવર્ષમાં

શ્રુતિઓ ય ભિન્ન, સ્મૃતિઓ ય ભિન્ન,
બહુ યે ઋષિ, તે બહુધા વદે છેઃ

એવું થઇ રહ્યું છે. અને પ્રજા મૂંઝાય છે કે કઇ શ્રુતિ કે સ્મૃતિ-કારને અનુસરવું ?

સજ્જનો અને સન્નારીઓ!

ભારતની હારેલી છાવણીમાં આજ તો શેરીશેરીના સરદાર અને તમ્બુતમ્બુના સેનાપતિઓ છે.

આપણો અર્જુન તો બાણચાપ વિસર્જી સ્થાનસંન્યાસ લઇને સાબરમતીના આશ્રમમાં જઇ પૂરાઇ બેઠો. હું પૂછું?—એને કોણ પૂછશે? હું કે ત્હમે આજ નહિ પૂછીએ ત્હો યે ઇતિહાસ તો પૂછશે જ કે કુરૂક્ષેત્ર વચ્ચે અર્જુનને સંન્યસ્તનો અધિકાર છે?

સેનાને રણવગડે રઝળતી મૂકીને સંન્યસ્તનો સેનાધિપતિનો અધિક કોઇ ધર્મ શાસ્ત્રે ભાખ્યો છે?

ઉત્તર દેતાં પહેલાં ગીતાજીને જઇ પૂછજો, આપણા ગુજરાતના પરમગુરૂ કુરૂક્ષેત્રવિધાતા કૃષ્ણચંદ્રને જઇ પૂછજો.

ગીતાના અધ્યાય ખુશામતિયાઓનું ટોળું કે ઢોંગીઓનો સંઘ નથી. માથામાં વાગે એવું ગીતાજી તો ઉચ્ચારશે કે

क्लैब्यं मा स्म गम पार्थ नैतत्त्वय्युंपपद्यते ॥

"મ્હારૂં કોઇ સાંભળતું નથીઃ" એ તો થઇ સકામ ભક્તિની કથા. શું ઓસરી ગયાં ત્હારા સકળ નિષ્કામ કર્મયોગ?

ભાઇ મોહનદાસની મનોદશા તો અત્યારે છે જાણે Napoleon after Waterloo

આપણા અર્જુને કુરૂક્ષેત્ર વચ્ચે સંન્યાસ લીધો, એટલે કુરૂક્ષેત્રમાં થયા છે શિબિર–શિબિરના સેનાધિપતિઓ.

સૌ યે દેશહિતચિન્તક છે, પ્રજાકલ્યાણક છે. પાંચે આંગળીઓમાંથી કઇ વધારાની છે, ને કઇને કાપી નાંખીશું?

પણ સહુ પક્ષવાદીઓને એટલું તો કહીશ—અનુભવથી તેઓ પોતે યે જાણે છે તે કહીશ કે પાંચ આંગળીઓ ભેગી થશે, કોળિયો તો ને ત્ય્હારે વળાશે.

અત્ય્હારે તો દિશાદિશામાંથી પોકાર આવે છે કે આમ આવો, આમ ચાલો. દિશદિશનાં આમંત્રણ સાંભળી સાંભળી દિશાભૂલ્યા જેવી પ્રજા બ્હાવરી છે.

ને દાદાભાઇ જેવા ઋષિરાય મહાકાળના સરિત્વ્હેણમાં તરતા તરતા, દૂર ને દૂર ને એથી યે દૂર, દૃષ્ટિની યે પાર થતા જાય છે.

વિદાય લેતી જેવી, ઝાંખી ઝાંખી થતી, ક્ષિતિજ ઉપરથી ઝબકતી સમી એ ઋષિમૂર્તિને આજ વિદાય લેતાં લેતાં ભારતીય પ્રજાગણ વિનવી રહ્યો છે કે

જોગીરાજ! ઉભા રહો જરી;
મ્હને વાટ બતાવોને ખરી!



# શ્રી વિભાકર–જયન્તી



(મુંબાઇના શ્રી ગુજરાત મંડળે તા. ૨૨–૮–૨૬ના રોજ બોલાવેલી વિભાકરસ્મારક સભામાં પ્રમુખપદેથી આપેલું વ્યાખ્યાન.)

પ્રમુખપદ સાભાર સ્વીકારૂં છું, બન્ધુકૃત્યની સ્મરણાંજલિનો અવસર આપો છો તેથી એટલો ઋણી છું.

પ્રથમત: આજની સભાને એક પ્રશ્ન પૂછું છું;

સાતે વાર સૂર્યના છે?

આજે રવિવાર છે, સૂર્યનો વાર: અને કાલે?

ચંદ્ર, મંગળ, બુધ, વિ. ના વાર.

કેટલાકને આપણા દેશજીવનમાંની દલીલો નથી ગમતી, આર્યતાને નામેજ ઉપહાસ માંડે છે. ત્હેવાઓને માટે જોઇએ કે ભરતખંડમાં જ એમ છે?–કે બીજેય તે? યૂરોપ, અમેરિકામાં શું છે?

Sunday–સૂર્યવાર. પણ પછી? પછી કાલે આપણી પેઠે ચન્દ્રવાર: પછી વૂડન ને થોરના વાર! ને છેલ્લો પાછો આપણી પેઠે શનિનો વાર–Saturday.

વસ્તુસ્થિતિ ઉચ્ચારે છે કે ભરતખંડમાં, યૂરોપ ખંડમાં, અમેરિકા ખંડમાં સાતે વાર સૂર્યના નથી.

આપને આશ્ચર્ય લાગતું હશે કે આટલી ગંભીરતાથી આજ મ્હેં આ સર્વવિદિત પરડ ક્ય્હાં માંડી?

કારણ પૂછો છો ને? કારણ આજની સભાની જાહેરખબર છે.

જાહેરખબર વાંચી–સ્મારક સભા!

આજની જાહેરખબર ઘડવામાં–કદાચ–કોઇ 'ડાહ્યા,' વધારે 'ડાહ્યા' પુરૂષનો હાથ હોય એમ લાગે છે. પૂર્વે જાહેરમાં થએલ જયન્તીચર્ચાઓના પડઘા મ્હને તો આ જાહેરખબરમાં સંભળાય છે.

કેટલાકોએ જાહેરમાં અભિપ્રાય ઉચ્ચાર્યો છે કે જયન્તીઓ સૂર્ય-નીજ હોય.

I say that that dictum is as absurd as to dictate that સાતેય વાર સૂર્યનાજ હોય.

And the criticism comes with a double ill grace from one who travelled all the 300 miles to Ahmedabad to give an Annual Address on the Minor Poets af Gujrat.

નૃસિંહ વિભાકરનો જન્મ: ૨૫/૨/૧૮૮૮; મૃત્યુ: ૨૮/૭/૨૫: છત્રીશેક વર્ષનું આયુષ્ય.

એટલી આયુષ્યઅવધિમાં જેવું ને જેટલું વિભાકર કરી ગયા છે, એટલું અને એવું એ ટીકાકારોએ કીધું હતું?

ત્હારે મ્હને પૂછવાનો ત્હમારો હક્ક છે કે જયન્તીઓની ઉજવણી-નો કાંઇયે નિયમ હોય, કે નજ હોય?

મ્હારોજ મત માત્ર નહિ કહું. શ્રીકૃષ્ણનો, ગીતાજીનો, છેલ્લાં પાંચ હજાર વર્ષથી ભારતમાં પળાતો નિયમ ભાખીશ: ગી. અ. ૧૦ શ્લોક. ૪૧.

यद्यद्विभूतिमत्सत्वं श्रीमदुर्जितमेव वा
तत्तदेवावगच्छ त्वं मम तेजांऽशसंभवम्

જે જે સત્વ વિભૂતિવન્તુ, વા ઉર્જિત–ફૂવારા પેઠે ઉછળતું હોય ત્હેને તું મ્હારા તેજના અંશથી સંભવેલુંજ જાણજે.

જે જે દિવ્યાંશી છે ત્હેમની સૌની જયન્તી સંભવે; જેમના જેમ-નામાં કાંઇક દેવનાં અંશુઓની વિશેષતા, એમની જયન્તી હોય.

કારણ કે એમના જન્મથી ધરતી ધન્ય થઇ છે, જયવન્તી થઇ છે: जयति तेऽधिकं जन्मना व्रज; ભાગવતમાં ગોપીગીતનું એ છે પહેલું ચરણ. એ ચરણમાં છે જયન્તીઓનું સૂત્ર.

ચારે વેદનો પ્રધાન છંદ ગાયત્રી છંદ. ગાયત્રી એટલે સૂર્યપૂજાની ઋચા. આપણે સૂર્યપૂજકો.

પણ તેથી ચન્દ્રપૂજા, ગ્રહપૂજા, રાશીપૂજા, નક્ષત્રપૂજા, છાંડી છે આપણે? એ સૌ એ પરમાત્મ–एकमेवाऽद्वितीयम्‌ની વિભૂતિઓ નથી? ને એમની પૂજા એ एकमेवाद्वितीयम्‌નીજ પૂજા નથી?

નહિ સંભારો, નહિ જૂવો, નામે નહિ આવડે, ત્‍હો યે એ તો ઉગશે ને નિજનિજનાં તેજ વરસી જશે.

એમને એ પૂજાની પરવા નથી. આપણી ગુણજ્ઞતા ને સુજનતાની આ તો કસોટી ને પરીક્ષા છે.

વિભાકર સૂર્ય ન્હોતાઃ 'નામમહિમા તો રાખે કોય.' અને એ તો મૂળેય વિભાકર નથીઃ વાંકાણીમાંથી વિભાકર થયેલ છે. પણ વિભૂતિવન્તા હતા, શ્રીવન્તા હતા; એમની આજ જયન્તી છે.

ઉર્જિત–ઉછળતા, ફૂવારાની પેઠે ફૂટતા, વાંસની પેઠે ઉર્ધ્વ જતા, અધીરા ઘોડીલાની પેઠે થનગતા એવા ગુજરાતી તો છેલ્લા પચાસ વર્ષમાં મ્હેં તો દીઠા નથી.

મ્હને ક્ષમા કરશો. જાહેરખબરે આ જયન્તી ચર્ચાનો પ્રશ્ન છેડેલો છે, મ્હેં નહિ.

વક્તાઓએ મ્હારે કાજે કહેવાનું થોડું જ રાખ્યું છે. એક મિત્રે અહીં આવતાં પહેલાં કહ્યું કે નૃસિંહદાસ વિભાકરના સાહિત્યકાર તરીકેના આંકની ગુજરાતમંડળ ત્‍હમારી પાસેથી આશા રાખે છે.

સદ્‌ગૃહસ્થો! મને ક્ષમા કરશો; હું એ આશા પૂરી શકું તે પહેલાં વિભાકરનાં સાતે યે નાટકો ગુજરાતમંડળે છપાવવાં જોઇએ છીએ. સાત નાટકોમાંથી એક છપાયું હોય ને છ ન છપાયેલાં હોય ત્‍યહાં સાહિત્યકાર તરીકેનાં મૂલ આંકનારે શી રીતે આંકવાં?

ત્‍હો ય સાહિત્યસેવા ઓછી નથીઃ વિચારિયે.

ને પછી વિભાકરના આત્માનું આછું છાયાચિત્ર દોરાય તે દોરિયે.

( ૨ )

વિભાકરની સાહિત્યપ્રવૃત્તિઓ વિધવિધની હતી.

નાટકો: ૧૯૧૪માં સિદ્ધાર્થબુદ્ધ, ૧૯૧૫માં સ્નેહસરિતા, ૧૯૧૬માં સુધાચંદ્ર, ૧૯૧૮માં મધુબંસરી અને મેઘમાલિની, ૧૯૨૨માં અબજોનાં બંધન; ને એ ઉપરાંત મહાત્માનું મનોરાજ્ય—એવાં એકાદ બે. વાઘજીભાઇ, ડાહ્યાભાઇ, મૂળશંકર, વિભાકર: એ નાટયકારોનાં મૂલ આંકવાનાં સાધનો આપણી પાસે હજુ આટઆટલે વર્ષે યે નથી.

નવલકથા: નિપુણચંદ્ર:

રંગભૂમિ' મ્હને મોકલ્યું: મ્હારો ઉત્તર: ચન્દ્રશંકર, મુનશી, ઇન્દુલાલ, વિભાકર—ચાર મિત્રોએ ચાર પત્રો કહાડયાં. એક પત્ર કહાડયું હોત તો? પણ હજી ભારતમાં એ સ્હવાર ઉગવાં બાકી છે.

આત્મનિવેદન: છાપાંઓમાંના થોડાક લેખો સાહિત્ય હોય છે, વિભાકરના ઘણા લેખો આજે યે વાંચવા યોગ્ય છે.

ગુર્જરસભા, ગુજરાતમંડળ, ગુરુકુલના ઉત્સવો.

સાહિત્યકાર તરીકેનો એક પ્રધાન ગુણ; બે છેડાની બન્ને ય ભૂલોમાંથી એ તર્યા હતા; વિભાકરે, મિ૦ નરસિંહરાવની પેઠે, કળાને dull as clay brick કરી નાંખી ન્હોતી; વિભાકરે, મિ૦ મુનશીની પેઠે, સૌન્દર્યને અનીતિના રંગે રંગી કલાના વ્યભિચારને કલાના નામે બજારમાં વેચ્યાં ન્હોતાં.

ને છતાં કલાને ઓજસવંતી, આત્મવંતી, સજીવન રાખી હતી. એમનું વકતૃત્વ એ એનું દૃષ્ટાંત: वक्ता दशसहस्त्रेषु.

હું એમ નહિ ઉચ્ચારૂં કે विभाकरस्य वक्तृत्वम्. મ્હારી મિત્રતા મ્હારી તુલનાબુદ્ધિને નહિ લોપે: પણ સામુદ્રી માતાનો સુત એ સોરઠિયો સમુદ્રલહર જેવો ગાજતો.

ગુજરાતી વકતૃત્વકલાનો જ્યેષ્ટ પુત્ર મણિશંકર રત્નજી ભટ્ટ: ને બીજો પુત્ર નૃસિંહ વિભાકર.

Next to મણિશંકર, વિભાકર was the best Gujarati

Orator that I have heard.

વિભાકરના ઘણા ગુણો એમના વક્તૃત્વને પોષક હતા. એમના પ્રધાન અવગુણો પણ વક્તૃત્વકલાના ગુણ થઇ નીવડતા.

સજ્જનો! મ્હારી ભૂલ હશે, પણ હું એવું માનનારો છું કે A man is generally greater than his work: હવાડામાં આવે ત્હેના કરતાં કૂવામાં સામાન્યતઃ વધારે જ હોય.

ખરાબ લેખોનો લેખક નિજના લેખો કરતાં વધારો મ્હોટો શયતાનઅંશી હોય. સારા લેખોનો લેખક એના લેખો કરતાં વધારે પ્રભુઅંશી હોય. હું એ સામાન્ય નિયમને માનનારો છું. A man is generally greater than his acts or art, good or bad.

એમની કૃતિઓ, સાહિત્યપ્રવૃત્તિઓ, સમાજસેવા, જ્ઞાતિસેવા; એ પ્રત્યેક કરતાં એ સકળ ઝરણાં જેમાંથી અવતર્યાં એ વિભાકરનું આત્મસરોવર વધારે વિશાળું હતું એમ હું માનું છું.

એ આત્મવાન્ આત્માની આછી ચિત્રરેખાઓ કાંઇક જોઇએ.

( ૩ )

વિભાકરનું પ્રથમ લક્ષણ; બળતાંમાં ઝંપલાવનારો.

પહેલી હોમરૂલ લીગની ચળવળ.

બગસરાની એમની જ્ઞાતિપરિષદ.

ભરૂચ કેળવણીપરિષદ; 'ભૂતકાળ ઉપર નહિ, ભવિષ્યકાળ ઉપર દૃષ્ટિ નાંખતા.'

સૂરતની સાહિત્યપરિષદ વેળાએ ક્ષણેક તો પરિષદની 'બ્યુરોક્રસી' ધ્રૂજી હાલી હતી, વિમાસણમાં પડી ગઇ હતી. સાહિત્યપરિષદમાં આમ વર્ગનો ત્ય્હારે જન્મ થયો.

ગોધરા રાજકીય પરિષદઃ ગુજરાતના ને હિંદના ઇતિહાસમાં એ પરિષદે નવું પ્રકરણ ઉઘાડ્યું. ભાઇ મોહનદાસ, ટીળક મહારાજ, મી૦ ઝીણા અને અન્ય દેશનેતાઓનાં જ્યોતિઝૂમખાંઓની વચ્ચોવચ્ચ વિભાકરે તો વીજળીનો ઝબકારો જ કીધો.

પણ વિભાકરની સાહસિકતાનો પરમ પ્રસંગ એ ન હતો. હજી તો બી. એ. ની ડીગ્રી લીધી ન્હોતી, હજી તો વિદ્યાર્થીના દૂધિયા દાંત હતા, હજી સંસારસાગરની સરહદમાં ન્હોતું ઝંપલાવ્યું, તે વેળાએ, એ ચિરસ્મરણીય ઇ. સ. ૧૯૦૭ માં સૂરતની ધરતી ધમધમતી હતી ત્ય્હારે: Extreme wing ની જન્મતિથિએ ટીળક મહારાજ, અરવિન્દ ઘોષ, સરદાર અજિતસિંહ, ખાપર્ડે મહારાજને પડખે બાલાજીના ટેકરા ઉપર કીયો ગુજરાતી ઉભો હતો? એ તો હતો ગુજરાતના નવયૌવનની આત્મમૂર્તિ, પેલો બળતામાં ઝંપલાવનારો નૃસિંહ વિભાકર.

સાહસ એ ડહાપણનો ગુણ નથી, યૌવનનો ગુણ છે. વીસમી સદીના ગુજરાતના નવયૌવનના ગુણઅવગુણો વિભાકરમાં ખીલેલા હતા.

( ૪ )

વિભાકરનો બીજો ગુણ: જ્વલંત વ્યક્તિગત સ્વતન્ત્રતા. કેટલાકને જોયા છે Boss ની પાસે બે પગ વચ્ચે પૂંછડી નાંખી દઇ દીનતાની દયામણી મૂર્તિ શા; અને એના એ જ પાછી બીજી ઘડીએ બીજા પ્રત્યે જગતના Self-appointed Bully ના જેવા.

ભાઇ મોહનદાસ હોય કે પ્રાગજી સૂરજી હોય, નાટક કંપનીનો મેનેજર હોય કે બ્રીફ આપનાર સોલીસીટર હોય: વિભાકરને દામણો, સ્વમાન-હોલવાયેલો, કાન્તિહીણ મ્હેં દીઠો નથી. મી૦ નરસિંહરાવનો ને શ્રી. આનંદશંકરનો જાહેર સભા વચ્ચે એ જ જીવનનો હિસાબ માગી શકે કે દેશની સ્વતન્ત્રતા ખીલવવા તહમે જ્ઞાનવૃદ્ધોએ શું કર્યું છે?

આ ગુણ કેટલેક સ્થળે અવગુણ ગણાય છે.

વિભાકરમાં એ ઓછો હોત તો, had he been accomodating તો, સંસારીઓ જેને વ્યવહારની Success in life ભાખે છે તે કદાચ પોતે વધારે સાધી શક્યા હોત.

પણ એવી દ્વીમુખી Policy—જીવનનીતિથી આત્માની કોર અખંડ રહેતી નથી. અને પૂર્ણિમાનાચન્દ્ર જેવો આત્માકોર ખેરવતો ખેરવતો શુદ

બીજના ચંદ્ર જેવો અન્તે થઇ રહે છે. જગતમાં શું આપે એવું નથી દીઠું ?

( ૫ )

વિલાકરનો ત્રીજો ગુણ હતો એનો થનગનાટ. એની ચાલ, એના અંગના હાવભાવ, એનું વક્તૃત્વ, એની વાતચીત, એનું ઉઠવું કે બેસવું, એ એક પ્રકારનો કલામય થનગનાટ હતો.

એનું સ્મરણ કરતાં એકજ કડી સ્મરણે ચ્હડે છે;

અધીરો ઘોડીલો થનગને નાથ! વાધો રણે, રણધીર !.
મ્હારા કેસરભીના કંથ હો! સીધાવોજી રણવાટ.

વિલાકર એટલે આભમાંની તરલ વીજળી.

એણે પોતાનું Nome de plume શું રાખ્યું હતું, જાણો છો ? નભોવિહારી.

Descipline પામેલી ગૃહકુંજમાંની એ વિજળી ન હતી.

જીંદગીભરમાં જાણે અતિશય ઉતાવળ હોય એટલો હતો એનો થનગનાટ.

થોડીક તારીખો જોઇશું.

૧૮૮૮ માં જન્મ:

૧૯૦૩ માં પંદર વર્ષે મેટ્રીકમાં પાસ, શાળામાં પહેલે નંબરે.

૧૯૦૭ માં બાલાજીનો ટેકરો ગજાવ્યો, સૂરતમાં.

૧૯૦૮ માં ધી યૂનિયન ને ત્હેની વારસયાણી ગુર્જર સભા. બી. એ. થયા.

૧૯૧૦ માં એલએલ. બી. થયા.

૧૯૧૧ માં ઈંગ્લાંડ ગયા, બેરીસ્ટર થયા.

૧૯૧૩ માં પાછા આવ્યા, સીડનહામ કોલેજ; નાટકોની હારમાળા ચાલુ કરી.

૧૯૧૪ માં સિદ્ધાર્થબુદ્ધ.

૧૯૧૫ માં હિંદુસ્થાનના અધિપતિ, સૂરતની સાહિત્યપરિષદ,

આમવર્ગનો જન્મ, સ્નેહસરિતા.

૧૯૧૬ માં હોમરૂલ લીગ, સુધાચન્દ્ર.

૧૯૧૮ માં મધુબંસરી ને મેઘમાલિની.

૧૯૨૨ માં રંગભૂમિ, અબજોના બંધન.

૧૯૨૫ માં અવસાન. મરવાની યે એને ઉતાવળ હતી.

કેટકેટલો થનગનાટ? જીવનભરનો થનગનાટ–જાણે ટૂંકા જીવનની વરષોમાંથી એકાદો માસે અણલેખે ન જાવા દઉં! એનાં અંગ અંગ હંમેશાં ઉચ્ચરતાં 'કંઇક કરૂં' 'કંઇક કરૂં.'

સોરઠ ને સાગરની કે ચોરવાડની ચારૂ વાટિકાઓમાં, માથેરાનને સૌન્દર્યશિખરે કે મુંબઇની સભાઓમાં **વિભાકર એટલે ત્હેં તો દીઠો અખંડ થનગનાટ.**

**આકાશ ઝબુકતી વીજળીનો પ્રકાશ ગુણ છે, અસ્થિરતા અવગુણ છે. વિભાકરમાં એના ગુણ ને અવગુણ ઉભય હતા.**

**એથીજ એણે ઝબકારા કીધા, સ્થિર ને અખંડ પ્રકાશ ઓછો.**

નૃસિંહ વિભાકર સિંહ તો ખરો, પણ સિંહનો બાળકોઃ પૂરો ખીલેલો સિંહ નહીં; તેથીજ હોમરૂલ વખતે ગુજરાતમાં ગાજ્યો, પણ અસહકારનાં રણશીંગડાં વાગ્યે બોડમાં જઇને બેઠો.

**એનો પ્રફુલ્લ ખિલાવ બાકી હતો.**

કલાપીને ને વિભાકરને ઇશ્વરે આયુષ્ય અર્પ્યાં હોત, એકે પચાસ અને બીજાએ સાઠ દીઠાં હોત તો? હશેઃ ગુજરાતનાં જેવાં ભાગ્ય.

આજના ઘણા થનગનતાઓએ એ એના જીવનમાંથી ઘણું–ઘણું શીખવાનું છે.

એ થનગનાટ જાળવીને સંયમમાં આવશે એ જ નગરો ગૃહકુંજો ને નગરચોકો, અવની–ઉતારી વીજળીની પેઠે, સ્થિર અખંડ પ્રકાશથી પ્રકાશી શકશે.

("૬ )

વિભાકરનો ચોથો ગુણ એ હતો કે બન્ધુજનનો, મિત્રમંડળીનો,

જ્ઞાતિજનનો તે લાડીલો હતો.

પાંચ પાંડવની જોડલીમાં નૃસિંહદાસ સૌથી ન્હાનો ભાઈ–નકુલ વરણાગિયો હતો. મિત્રમંડળીનું તે ચેતન હતો.

જીવનમાં ને ભાવનાથી સુધારક છતાં સોરઠિયા જ્ઞાતિનો પનોતો પુત્ર હતો, એમ જ્ઞાતિજન માનતા.

એનો ભેદ: પૂર્વનાં રક્ષક ને પશ્ચિમનાં વિકાસક ઉભય બળોનો તે ઉપાસક હતો.

પ્રમિલા ભાભીનો એ લાડકવાયો કાન્ત હતો: રમણવિલામાં એ દંપતીની રમણાના દષ્ટાઓ સહુ એની સાક્ષી પૂરશે.

પણ–ખરૂં કહું?– કેટલીક વેળા એમ થઇ આવે છે કે સૌએ એને થોડાક થોડાક ટપલા ખાવા દીધા હોત, તો તે કદાચ ઘડાત, વધારે સંગીન થાત, વધારે સુદૃઢ થાત. પણ એ નવો વિભાકર જન્મત તો આપણો પેલો "નકુલ વરણાગિયો" વિભાકર કદાચ આથસી જાત.

(૭)

વિભાકર એટલે સોરઠનો જાદુગર–સોરઠની "વહત" હતો.

આ યુગની યે પ્હેલાંનો વિભાકર મજુરવર્ગનો હિતચિન્તક ને હિમાયતી. રંગભૂમિના તખ્તા ઉપર એણે એ પ્રશ્ન ખડો કર્યો હતો.

વીસમી સદીની પ્હેલી પચ્ચીશીના ગુર્જર નવયુવકનો એ પ્રતિનિધિ: ગુણો તેમ જ દોષોનો પ્રતિનિધિ. હવે બીજી પચ્ચીશીના પ્રતિનિધિ કેવા ય નિવડશે.

નવસુન્દરીનો પૂજક. વિભાકરનો લેખ ફરીથી વાંચી જજો 'નવા યુગની સ્ત્રી.'

નથી એ 'મ્હારી કામચલાઉ ધર્મપત્ની'ની જાતનો લેખ, કે નથી એ 'દ્રૌપદી ને ત્હેના પાંચ પતિ'ની ભાવના સમો લેખ.

વિભાકરની નવસુન્દરીની ભાવના આર્ય આદર્શોને કે

**ગુજરાતના સંસારને ઉચ્છેદનારી ન હતી.**

કોઇક કોઇક વાર તો એમ થઇ જાય છે કે જાણે ગુજરાતણને ઘડીને પરમેશ્વરે હાથજ ધોઇ નાંખ્યા ન હોય!

પ્રેમાનન્દની અતિશયોક્તિમાં કહીએ તો—

સૃષ્ટિ કરતાં બ્રહ્માજીએ ભર્યું તેજનું પાત્ર,
તે તેજનું પ્રજાપતિએ ઘડિયું દમયંતીનું ગાત્ર.
ત્હેમાંથી કાંઇ શેષ વાધ્યું, ઘડંતા એરો પડિયો,
બ્રહ્માએ એકઠું કરીને ત્હેનો ચન્દ્રમા ઘડિયો.

**સોળે કળા ખીલેલા ચન્દ્રમા સરિખડી, શુદ્ધશીલા, આત્મ-ઓજસ્વિની, દામ્પત્યના, સંસારના, દેશસેવાનાં બીજ વિચિત્ર ધર્મોની ધર્માધિકારિણી નવગુજરાતણનો વિભાકર પૂજક હતો.**

(૮)

સન્નારીઓ અને સજ્જનો! એ જણને સંભાર્યાં વિના આજની વિભાકરજયન્તી અધૂરીજ રહે.

પ્રથમ તો નૃસિંહ વિભાકરના ધર્મપિતા.

મુંબઇને પડછે જૂનાગઢ ગામડું છે, જૂનાગઢને પડછે મેંદરડા ગામડું છે, મેંદરડાને પડછે શ્રીમાસી ગામડું છે.

એ શ્રીમાસી ગામેથી ભગવાનદાસ વિભાકર જૂનાગઢમાં આવીને વસ્યા. જૂનાગઢમાં નૃસિંહદાસનો જન્મ થયો, અને જૂનાગઢમાંજ એમનું દ્વીજત્વ પણ થયું.

નૃસિંહદાસનું દેહજનન તેમ જ મેધાજનન જૂનાગઢમાં થયાં; ઇંગ્રેજી છઠ્ઠા ધોરણમાં. લગભગ જીવનને અંતે ગુરુઋણ સંભારતાં નૃસિંહદાસ આત્મનિવેદનની પ્રસ્તાવનામાં લખે છે કેઃ જો આ પાનાંઓમાં ક્ય્હાંય વાંચકને થોડી પણ મનપસંદ સામગ્રી મળી આવે તો તેના આદ્ય પ્રેરક શ્રીયુત કૌશિકરામ છે.

શ્રીયુત કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા તે નૃસિંહદાસ વિભાકરના

ધર્મપિતા.

અને જો કે ચંદ્રશંકર પંડ્યા, કાન્તિલાલ પંડ્યા, કે નૃસિંહ વિભાકર ગુજરાતની મહા Geniuses નથી, ત્હો પણ ઠીક ઠીક Talents છે; અને એટલું Talent ગુજરાતને ઘડી આપનાર, સંસ્કાર પાડી સમર્પનાર, ગુરુનું ગુજરાત આજ આભારી છે.

કૌશિકરામભાઇને રાજકોટમાં અમે, મોહમુગ્ધ થઇ, ગુણવંતા શિક્ષણશાસ્ત્રી ગણતા. ભાવનગરમાં જઇ એ ગુરુદીપ કેમ હોલવાઇ ગયો એ મ્હને તો હજીયે સમજાયું નથી. છતાં જૂનાગઢની એમની શિષ્યમંડળી એમને ગૌરવદાતા નીવડી છે.

અને વિભાકરજયન્તીની તિથિએ બીજા સ્મરવા જેવા તે નૃસિંહદાસ વિભાકરના ભાઇ ડૉ. કાલિદાસ વિભાકર.

ઘણાખરા આપણે માતૃસેવાયા પુત્રો છીએ: થોડાક પિતાઉછેર્યા પુત્રો હોય છે; કોઇક જ ભ્રાતૃપોષાયેલા પુત્રો હોયઃ નૃસિંહ વિભાકર એ કોઇકમાંના હતા.

વિભાકર પાંચ ભાઇઓ હતા; ને પાંચ પાંડવ સમો આજનો યુગદુર્લભ એ બંધુજનોનો બંધુભાવ હતો.

પણ તેમાંયે ધર્મરાજ ને સવ્યસાચી વચ્ચેના સમો ગુણમહિમા–રોપાયેલો પરમ બંધુભાવ કાલિદાસભાઇ ને નૃસિંહદાસનો હતો.

ગેઇટી નાટકશાળામાં કે પ્રાગજી સૂરજીને ત્હાં, ન્યાતજાતમાં કે ઘેર મિત્રમંડળી હોય ત્હારેઃ કાલિદાસભાઇ નૃસિંહદાસની બ્હાંય, ઢાલ ને વિશ્રામ હતા. અને છતાં કાલિદાસભાઇએ એ જણાવા યે નથી દીધું એટલું એમનું સૌજન્ય ને Self–effacement.

નૃસિંહ વિભાકર ભ્રાતૃસેવાયો પુત્ર હતો, અને કાલિદાસભાઇ નૃસિંહ વિભાકરની જાણે ધર્મમાતા હતા.

નૃસિંહદાસ વિભાકરની એ ધર્મમાતા ને એ ધર્મપિતાને સંભાર્યા વિના આજની વિભાકર–જયન્તી અધૂરી જ રહે.

( ૯ )

ત્યારે નૃસિંહ વિભાકરનો સરવાળો કરી જોઇશું ?

નૃસિંહ વિભાકર એટલે ચેતનવન્તા નિર્મળ આદર્શનો ગુર્જર કલાકાર.

નૃસિંહ વિભાકર એટલે બળતાંમાં ઝંપલાવનાર.

વિભાકર એટલે અર્ધખીલેલો સિંહબાળકો.

વિભાકર એટલે જગતસંયમમાં ન સમાયેલી અન્તરિક્ષ-ઝબૂકતી વીજળી.

વિભાકર એટલે આ યુગની યે પૂર્વનો મજુરવર્ગનો હિત-ચિન્તક ને હિમાયતી.

વિભાકર એટલે વીસમી સદીની પહેલી પચ્ચીશીના ગુર્જર નવયુવકોનો પ્રતિનિધિ—ગુણ તેમ જ દોષોનો.

વિભાકર એટલે ગુર્જર નવસુન્દરીની વિશુદ્ધ ભાવના-વન્તો નવજુવાનડો.

નૃસિંહ વિભાકાર, *in short, was far greater than some of his envious contemporaries and many of his captious critics.*

એની જયન્તી ઉજવી આજે આપણે કૃતાર્થ થયા છીએ. આપણે આપણું ધર્મકૃત્ય કીધું છે, કંઇક ઋણ ફેડ્યું છે.

ગુજરાત! ત્હારાં નાનાંમ્હોટાં ગુણવન્તાં સૌને,

यद्यद्विभूतिमत्सत्वं श्रीमदूर्जितमेव वा

એ સૌને યે સંભારજે, ને પૂર્વજના સંસારઋણ ફેડજે.

❧

ધર્મપિતા.

અને જો કે ચંદ્રશંકર પંડ્યા, કાન્તિલાલ પંડ્યા, કે નૃસિંહ વિભાકર ગુજરાતની મહા Geniuses નથી, ત્હો પણ ઠીક ઠીક Talents છે; અને એટલું Talent ગુજરાતને ઘડી આપનાર, સંસ્કાર પાડી સમર્પનાર, ગુરુનું ગુજરાત આજ આભારી છે.

કૌશિકરામભાઇને રાજકોટમાં અમે, મોહમુગ્ધ થઇ, ગુણવંતા શિક્ષણશાસ્ત્રી ગણતા. ભાવનગરમાં જઇ એ ગુરુદીપ કેમ હોલવાઇ ગયો એ મ્હને તો હજીયે સમજાયું નથી. છતાં જૂનાગઢની એમની શિષ્યમંડળી એમને ગૌરવદાતા નીવડી છે.

અને વિભાકરજયન્તીની તિથિએ બીજા સ્મરવા જેવા તે નૃસિંહદાસ વિભાકરના ભાઇ ડૉ. કાલિદાસ વિભાકર.

ઘણાખરા આપણે માતૃસેવાયા પુત્રો છીએ: થોડાક પિતાઉછેર્યા પુત્રો હોય છે; કોઇક જ ભ્રાતૃપોષાયેલા પુત્રો હોય: નૃસિંહ વિભાકર એ કોઇકમાંના હતા.

વિભાકર પાંચ ભાઇઓ હતા; ને પાંચ પાંડવ સમો આજનો યુગદુર્લભ એ બંધુજનોનો બંધુભાવ હતો.

પણ તેમાંયે ધર્મરાજ ને સવ્યસાચી વચ્ચેના સમો ગુણમહિમા–રોપાયેલો પરમ બંધુભાવ કાલિદાસભાઇ ને નૃસિંહદાસનો હતો.

ગેઇટી નાટકશાળામાં કે પ્રાગજી સૂરજીને ત્હાં, ન્યાતજાતમાં કે ઘેર મિત્રમંડળી હોય ત્હારે: કાલિદાસભાઇ નૃસિંહદાસની બ્હાંય, ઢાલ ને વિશ્રામ હતા. અને છતાં કાલિદાસભાઇએ એ જણાવા યે નથી દીધું એટલું એમનું સૌજન્ય ને Self–effacement.

નૃસિંહ વિભાકર ભ્રાતૃસેવાયો પુત્ર હતો, અને કાલિદાસભાઇ નૃસિંહ વિભાકરની જાણે ધર્મમાતા હતા.

નૃસિંહદાસ વિભાકરની એ ધર્મમાતા ને એ ધર્મપિતાને સંભાર્યા વિના આજની વિભાકર–જયન્તી અધૂરી જ રહે.

( ૯ )

ત્યારે નૃસિંહ વિભાકરનો સરવાળો કરી જોઇશું ?

નૃસિંહ વિભાકર એટલે ચેતનવન્તા નિર્મળ આદર્શનો ગુર્જર કલાકાર.

નૃસિંહ વિભાકર એટલે બળતાંમાં ઝંપલાવનાર.

વિભાકર એટલે અર્ધખીલેલો સિંહબાળકો.

વિભાકર એટલે જગતસંયમમાં ન સમાયેલી અન્તરિક્ષ-ઝબૂકતી વીજળી.

વિભાકર એટલે આ યુગની યે પૂર્વનો મજુરવર્ગનો હિત-ચિન્તક ને હિમાયતી.

વિભાકર એટલે વીસમી સદીની પહેલી પચ્ચીશીના ગુર્જર નવયુવકોનો પ્રતિનિધિ–ગુણ તેમ જ દોષોનો.

વિભાકર એટલે ગુર્જર નવસુન્દરીની વિશુદ્ધ ભાવના-વન્તો નવજુવાનડો.

નૃસિંહ વિભાકર, *in short, was far greater than some of his envious contemporaries and many of his captious critics.*

એની જયન્તી ઉજવી આજે આપણે કૃતાર્થ થયા છીએ. આપણે આપણું ધર્મકૃત્ય કીધું છે, કંઇક ઋણ ફેડ્યું છે.

ગુજરાત! ત્હારાં નાનાંમ્હોટાં ગુણવન્તાં સૌને,

यद्यद्विभूतिमत्सत्वं श्रीमदूर्जितमेव वा

એ સૌને યે સંભારજે, ને પૂર્વજના સંસારઋણ ફેડજે.

# શરદુત્સવ, ભરૂચ



(ભરૂચની સાહિત્ય અને કલા સમાજે વિ. સં. ૧૯૮૨ આસો વદ ૧ વાર શુક્ર, તા૦ ૨૧ મી આકટોબર ૧૯૨૬ એ શરદુત્સવ ઉજવ્યો હતો. તે પ્રસંગે પ્રમુખપદેથી આ વ્યાખ્યાન પ્રસ્તાવરૂપે આપી યુગપલટાનું કાવ્ય વાંચ્યું હતું)

## પુનમની પગલીઓ

(મ્હારી હુંડી શિકારો મહારાજ રે! સામળા ગિરધારી! એ ઢાળ)

સખિ! જોને ગગનને ગોખ રે પુનમની પાંખડીઓ,
કાંઇ નગર-નગરને ચોક પુનમની પાંખડીઓ;
સખિ! સરોવરે પોયણાંને ભાલ રે પુનમની પાંખડીઓ,
કાંઇ તોરણે બાંધી ત્રિલોક પુનમની પાંખડીઓ.

અહો! અમુલખ અવસર આજ રે, પુનમના પડછન્દા,
સુણ સજની! આ ચન્દનીને છોળ પુનમના પડછન્દા;
ત્હારી ઉડન્તી આંખડીને ભાવ રે પુનમના પડછન્દા,
ત્હારા અંગઅંગ કેરે હિન્ડોળ પુનમના પડછન્દા.

આ સરિતાની લહેરે લહેરે રે પુનમની પાંખડીઓ,
કાંઇ સુન્દરી-સુન્દરીને દેહ પુનમની પાંખડીઓ;
વેરે પગલીએ-પગલીએ પ્રાણ રે પુનમની પાંખડીઓ,
કાંઇ નયણેથી નીતરતે નેહ પુનમની પાંખડીઓ.

અને સહિયર સમાણી! ત્હારે રાસ રે પુનમના પડછન્દા,
ત્હારે તાળી-તાળીને મદશોર પુનમના પડછન્દા;
ત્હારા સૌભાગ્યકંકણે હસન્ત રે પુનમના પડછન્દા,
ત્હારા હૈયાને ટહુકતે મોર પુનમના પડછન્દ.

મ્હારા પિયુજીના હાસને પુંજ રે પુનમની પાંખડીઓ,
મ્હારા નાથની કીકીને કુંજ પુનમની પાંખડીઓ;
મ્હારાં બાલકડાંને કલખોલ રે પુનમના પડછન્દા,
મ્હારા સારા સંસારને કલ્લોલ પુનમના પડછન્દા.

---

ઉગી આજ શરદની પૂર્ણિમા રૂપાળી,
વિરાટ આજ રમણે ચ્હડયો રે લોલ;
લોક–લોક ગાજે ગભીર રસતાળી,
વિરાટ આજ રમણે ચ્હડયો રે લોલ. ઉષા

**સજ્જનો અને સન્નારીઓ!**

આજે શરદપૂર્ણિમા નથી.

આપણે શરદુત્સવ ઉજવવાના કોડ કરીએ છીએ, પણ સંસાર-વ્યવસાયી જીવને એં રસોત્સવ કાજે આજ નવરાશે ક્યહાં છે?

આ નવયુગનાં નરનાર તો રસોત્સવો મણમણનાં માણે છે, મનમનામણાંના.

ત્હો યે ચન્દની પડવો ને શરદપુર્ણિમા કાંઇ આવે–આવેનાં પરવ નથી. અન્ધારી આઠમે શરદપૂર્ણિમા ઉજવનારા ઉજવે છે એના કરતાં તો આજ એ જ પરવની બીજી તિથિ છે.

ત્હો યે એક ડગલું આપણે આજ પાછળ તે પાછળ.

આજ આશાપુરીનો ઉત્સવ છેઃ

આશાભર્યાં તે અમે આવિયાં,
ને મ્હારે વહાલે રમાડેલ રાસ રે,
આવેલ આશાભર્યાં રે.

આજ Optimism–આશાવાદનો ઉત્સવ છે. સરિતા જે ઉછાળાથી સાગરને ભેટે છે, એ રસહિલોળા અન્તરમાં આજ ઉછળે છે.

અને આજ નિર્મળતાનો ઉત્સવ છે.

વર્ષા મેલી છે, શરદ નિર્મળી છે.

વર્ષાનું આભ મેઘમેલું, વર્ષાનાં પૂર કર્દમમેલાં, વર્ષાનાં સરોવર માટીમેલાં.

શરદનાં આભ નિર્મળાં; શરદનાં જલ નિર્મળાં, નીતર્યાં કાચ જેવાં; શરદનાં સરોવરો નિર્મળાં;—ચન્દ્રિકાનાં ફૂલ સરિખડાં કમલછવરાયેલાં.

આજ ચન્દનીનો રસોત્સવ છે. આજ રસોત્સવ છે, ને તે સાત્ત્વિક, નિર્મળા, ચન્દની સમા ઉજ્જ્વળા રસનો રસોત્સવ છે.

આજ વિશુદ્ધ રસિકોનો ઉત્સવ છે.

ચન્દનીવર્ણાં વસ્ત્ર, ચન્દનીવર્ણાં દૂધ, ચન્દનીવર્ણી સાકર, ચન્દનીવર્ણાં પૌંઆ, એવાં જ ચન્દનીવર્ણાં હૈયાંનો આજનો ચન્દની પડવાનો રસોત્સવ છે.

અપવિત્રોને કાજ આજનો ઉત્સવ નથી, ઉત્સવાભાસ છે.

આ વેણુનો ઉત્સવ છે, મધુરપનો ઉત્સવ છે.

રૂડી શરદપુનમની રાત રે,
સુન્દર વેણુ વાગે, વેણુ વાગે.
રૂડી ને રૂપાળી રે, મીઠી ને મધુરી રે,
માવા! ત્હારી મોરલી હો જી.
એ તો મ્હારે મન્દિરિયે રે સંભળાય.—રૂડી ને રૂપાળી રે૦—
સરખી સહિયરો રે જળ ભરવા નીસર્યાં હો જીઃ
બેડલાં મૂક્યાં સરોવરિયાની રે પાળઃ—રૂડી ને રૂપાળી રે૦—
હું તો સૂતી’તી રે બાઇયું! રંગમહેલમાં હો જી;
મોરલી વાગી, જાગી હું માઝમ રાતઃ—રૂડી ને રૂપાળી રે૦—

મીરાંબાઇ કહે છે કે ત્રિભુવનમાં મોરલી બોલી, ને મન્દિરિયે એની મધુરપ સંભળાઇ; તેથી શું થયું?

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी.
મોરલી વાગી, જાગી હું માઝમ રાત.

ભાગવતમાં ગવાયેલા વેણુગીતનો આજ રસોત્સવ છે.

અને વૈષ્ણવજન હો! અનુકરણિયા વૈષ્ણવ હો તો ભલેઃ સાચ્ચા વૈષ્ણવ હો તો પરમ વૈષ્ણવી સૂત્ર વીસરતા મા: रसिकाः कामवर्जिताः

એ રસસૂત્ર મ્હેં ક્ય્હાં સાંભળ્યું? કહુ? કહીશ ત્હો યે કદાચ નહિ માનો.

“સુધારકો”માં નહિ, ‘ચોકૂખલિયાઓ’માં નહિ, કવિઓમાં નહિ, રસિકોમાં નહિ, ‘નવીનો’માં નહિ, રસશાસ્ત્રીઓમાં નહિ, ‘રસાસ્વાદીઓ’માં નહિઃ रसो वै सः ના પરમ ઉપાસક વૈષ્ણવ મન્દિરમાં.

રસ તે કામ નથી; સાચ્ચો રસિક કામવર્જિત છેઃ रसिकाः कामवर्जिताः

રસિક ને છેલબટાઉના ભેદ તો સહુ સ્હમજો છો ને?

મોહ પાય તે મોહના રાણી; રસ પાય તે રસરાણી. એ કામવર્જિત રસિકોનો આ શરદુત્સવનો રસોત્સવ છે.

સંસારે ભૂતકાલને ધોઇ નિર્મળો કીધો, ને આ ઉત્સવે નરી નિર્મતા થઇ રહ્યો.

સંસારના રાસ, બ્રહ્માંડોના મહારાસ, પુરૂષ ને પ્રકૃતિના વિશ્વરાસની ગહન વાર્તાઓ આજ નહિ છેડિયે.

એકજ વાત વધારે છેડીશું.

રાસોત્સવ વૈષ્ણવી ઉત્સવજ છે? કે શાંકર મતવાદીઓએ પણ પોતાની ફિલસુફીમાં ઘટાવેલો છે? આ યુગના એક સમર્થ કવિનો કાવ્યખંડ ‘કલાપીના વિરહ’માંથી સંભળાવું છું.

કોઇ અમરાપુરનો વાસી
    રાસ રમે અભયમંડપમાં;
ત્હેની પ્રભા છ્યોક પ્રકાશી,
    રાસ નૂતન ઘટોઘટમાં—ટેક

વ્હાલીડા! જોને! નભ માંહિ સૂર્યની જ્યોતિ;
ત્હેને અંતર બ્રહ્મવિભૂતિઃ
રાસ રમે અભયમંડપમાં.
વ્હાલીડા! જોને! ગભીર આ વ્યોમવિસ્તારા;
અનહદ બ્રહ્મ એથી અપારાઃ
રાસ રમે અભયમંડપમાં.
વ્હાલીડા! જોને! અનિલની લહરે લહરે
બ્રહ્મ અમૃતવૃષ્ટિ વેરેઃ
રાસ રમે અભયમંડપમાં.
વ્હાલીડા! જોને! નિર્મળ રસ દ્રવે વારી;
ક્ષીરસાગર બ્રહ્મપથારીઃ
રાસ રમે અભયમંડપમાં.
વ્હાલીડા! ઉર્વિ અનન્ત બ્રહ્મે વિલાસે;
સહુ સ્થળમાં સ્વર્ગો ભાસેઃ
રાસ રમે અભયમંડપમાં.
કોઇ અમરાપુરનો વાસી૦–

રાસોત્સવના 'નિર્મળ રસ'નો કવિજને ગાયેલો એ તાળો છેઃ 'સહુ સ્થળમાં સ્વર્ગો ભાસે' તો એ પવિત્ર રાસોત્સવ; અને જ્હાંત્હાં પાપનાં નરક ઉભરાય તો એ અપવિત્ર રાસોત્સવ કે રસોત્સવ.

પવિત્રતા ને અપવિત્રતાના ભેદ સનાતન છે; કોઇથીયે ભૂંસ્યા ભૂંસાશે નહિ. આંખો મીંચે સૂર્યચન્દ્ર હોલવાશે નહિ.

પણ આજે, સજ્જનો ને સન્નારીઓ! શરદપુનમની રહસ્યકથા માંડીને કહેવા નથી માગતો. આજે બીજું જ કથાનક કહીશ.

એ રાસેશ્વર વ્રજમાંથી મથુરા ગયા, મથુરામાં કંસવધ કીધો, જર ।ંધ ને કાલયવન મથુરા ઉપર ચ્હડી આવ્યા, મથુરા સમેટી લેઇ

ગુજરાતને સાગરઆરે દ્વારિકાનગરી વસાવી, ને ત્‍હાં આયુષ્યની એક સદ્દી ગાળી.

એ રાસેશ્વર કૃષ્ણદેવનો આપણા ગુજરાતમાં પધાર્યા પછી શો વિકાસ થયો એ ઇતિહાસકથા, ગુજરાતની ગૌરવકથા, પાંચ હજાર વર્ષોથી ભારતવિખ્યાત કથા વળી એક વેળા આપને કહેવા ઇચ્છું છું.

શરદુત્સવને પરવે આકાશ ઓળંગીને દૃષ્ટિ વ્રજમાંથી દ્વારિકા નગરીએ, જમનાઆરેથી સાગરઆરે ઘડીક નાંખિયે.

અહીં એક આડકથા ને ગુજરાતની સુરસિક જનતાને એક જાહેર વિનતિ કરી લઉં છું.

હું ભાષણિયો જાહેર પુરૂષ નથી: વિરલ પ્રસંગે જ મ્હને ભાષણ કાજે ન્હોતરો તો સારૂં.

આ શરદુત્સવની જ કથા કહું. આપનું રસભર્યું ન્હોતરૂં સ્વીકાર્યું, શરદપૂર્ણિમાના રાસોત્સવનું વિષયસ્ફોટન અહીં કરવું જ જોઇએ; એ ચિન્તને મ્હડચો. ભાદ્રપદમાં શ્રી દયારામ–જયન્તી મુંબઇ મ્હોટા મંદિરમાં ઉજવાઇ. ત્‍હાં શ્રી દયારામને શ્રાદ્ધાંજલિ અર્પવાની આવી તે અર્પી. શ્રી કૃષ્ણજીવનની એ ચિન્તનપરંપરામાં 'યુગપલટો' નામનું કાવ્ય અંતરમાં ઉગ્યું. પછી પ્રશ્ન થયો કે શું કરવું? ભૃગુકચ્છને માટે ભાષણ આદરવું? કે એ ઉગેલું કાવ્ય ઝીલી ગુજરાતને અર્પવું?

ભરૂચવાસીઓ! સાચ્ચું કહું તો ક્ષમા કરશો: મ્હેં ત્‍હમારે માટે ભાષણ ન આદર્યું, પણ એ કાવ્ય ઝીલી ઉતાર્યું.

ને એ જ આજ ત્‍હમને સંભળાવીશ.

આવાં ધર્મસંકટોમાં મ્હને ઓછો મૂકો તો સારૂં નહિ?

હું ધીરો છું: મ્હારે તો એક ભાષણ એટલે એક પખવાડિયું. મ્હારી પાસે એક ભાષણ માગે છે એ મ્હારૂં એક પખવાડિયું માગે છે.

મ્હારા કરતાંયે એક અઠંગ ભાષણકર્તા દીઠો છે: હું તો એની

પાંખનું પીંછું યે નથી. એને તો એક ભાષણ એટલે ચારેક મહિના.

પણ એનું ભાષણ એટલે વિદ્વત્તાની વર્ષા. ઝડીઓ ઉપર ઝડીઓ પડે. એની વર્ષવાની અવધિ નહિ, આપણી ઝીલવાની જ જાણે પરીક્ષા. એક એક વાક્ય તે જાણે વિદ્વત્તાભરી વાદળી.

ગુજરાતનાં નરનાર! ભાષણ સાંભળવું હોય, વિદ્વત્તાનો મેઘાડંબર વરસતો ઝીલવો હોય, તો અમદાવાદ જજોઃ જગતનાં મહાકાવ્યો (Epics) વિશે ત્હાં વ્યાખ્યાનમાળા ચાલે છે. ત્હેમાંનું એકાદુંક વ્યાખ્યાન સાંભળજો. ત્હમારી પ્રતીતિ થશે કે ગુજરાત કોલેજના પ્રો. દાવર એટલે ગુજરાતના નવીનોમાં ભાત પાડતી વિદ્વત્તાની પ્રતિમા.

ભાષણ એટલે શું? તે હું યે ત્હાં પૂરૂં સ્હમજ્યો. એમને મને તો એક ભાષણ એટલે એક ટર્મનો અભ્યાસ.

અસ્તુ. આજે યે પાંચમાંથી બે ન્હોતરાં હું સ્વીકારૂં છું. ત્હો યે મ્હારી તો ગુજરાતને વિનતિ એ છે કે હું છેક નાકારો ભણતાં શીખું તે પહેલાં ભાષણોમાંથી મ્હને બનતો ઉગારી લે.

આજ તો ભરૂચગાસીઓનો વચનબન્ધાયેલો છું. રાસેશ્વર ગુજરાતે પધાર્યા પછી એમનો શો જીવનવિકાસ ગુજરાતમાં થયો એ ઇતિહાસવાર્તા કહીશ, ગુજરાતની ગૌરવકથની ભાખીશ.

દ્વાપર ઉતરતો હતો, કલિ બેસતો હતોઃ તે સમયની એ કથા છે. ધરતીને છેડે, પૃથ્વી સાગરમાં ઢોળાઇ જાય છે ત્હાં, એ બન્યું. અર્ધી–અર્ધી સદીના એકાન્તવાસની તપશ્ચર્યાને પરિણામે એ જીવનવિકાસ થયો. શ્રી કૃષ્ણદેવ બાલમુકુન્દ મટી વિરાટસ્વરૂપ થયા, સુન્દર મટી ભવ્ય બન્યા.

અને એ કથા માંડું તે પહેલાં એક ખુલાસો મ્હારી કનેથી માગવાનો ભરૂચ સાહિત્ય ને કલા સમાજનાં સભ્ય નરનારને હક્ક છે. આટઆટલાં આમન્ત્રણો યે હું આવડોક મોંઘેરો કાં થતો હતો?

હું મોંઘો ન્હોતો થતો. કહો તો કારણ કહું. કારણ એ છે કે હું 'બ્હીતો' હતો.

આપના સમાજના પ્રમુખશ્રીની મ્હારે તો સાક્ષી છે. ખરેખાત! હું 'બ્હીતો' હતો. સાંભળી આપને આશ્ચર્ય થતું હશે, પણ હું બ્હીતો હતો. તેઓશ્રી ઓચરે છેઃ 'નવીનોથી બ્હીતા આપણા કવિશિરોમણિ ન્હાનાલાલ.'

શ્રી રામાનારાણ પાઠક, શ્રી ધૂમકેતુ, શ્રી કેશવ શેઠ, પ્રો. દાવર, શ્રી મજમુદાર, શ્રી રમણલાલ, શ્રી ચંદુલાલ દેશાઇ, શ્રી કુસુમાકર, શ્રી અતિસુખશંકર ત્રિવેદી, શ્રી મોહનલાલ દવે, શ્રી રમણીયરામ, શ્રી મહાદેવ દેશાઇ, શ્રી મશરૂવાળા, શ્રી મેઘાણી, શ્રી રાયચુરા, શ્રી ચન્દ્રશંકર પંડ્યા, શ્રી કાન્તિલાલ પંડ્યા, શ્રી ઉછરંગરાય ઓઝા, શ્રી ચાંપશી ઉદ્દેશી, શ્રી વિશ્વનાથ ભટ્ટ, 'કુમાર' માસિક મંડળમાંના ઘણા ખરાઓ–એ સહુ મ્હારે તો નવીનો જ છે. સાહિત્યના એ શીલઆદર્શી નવીનોથી હું લેશે બ્હીતો નથી.

ત્ય્હારે હું કોનાથી બ્હીઉં છું?

સજ્જનો! સંસદને મન એ બધા તો 'જૂના'. સંસદિયા પરિભાષામાં 'નવીનો' એટલે શ્રી કનૈયાલાલ મુનશી અને એમનાં કલાઆદર્શોના પ્રણાલિકાપૂજકોનો ચોળ. (નવીનોના અર્થ માટે જૂઓ સંસદિયા માસિકના પરિષદ અંકમાંના રા. દયાશંકર ભટ્ટના લેખનો ઉત્તર ભાગ)

આપના સમાજના પ્રમુખના ઘણાખરા લેખ કંઇ સત્યથી, નીતિથી, ધર્મથી, પરમેશ્વરથી, પર નથી. પણ કંઇ એવી અવળચંડી ધૃષ્ટતામાં જ એમણે ગુમાન માનેલું છે–શા કારણે એ તો એ પોતે વધારે સ્હમજે–કે પોતાનો કલાઆદર્શ તો એ ભરૂચી જન પોતાના અધમ લેખો ઉપરથી જ ઉચ્ચરવાના. ત્રણ–ત્રણ વર્ષથી એમણે એવી વાર્ષિક પ્રણાલિકા સ્થાપી છે કે રસભ્રષ્ટતાને સરસતા ઉચ્ચરવી.

ખરૂં કહુ છું: રસસ્વતંત્રતાને નામે આપણા ગુજરાતમાં ફેલાવાતા સત્યથી પર, નીતિનિયમનથી પર, ધર્મનિયમનથી પર, પરમેશ્વરનાં બ્રહ્માંડ-સાર્વભૌમત્વથી પર, કલાના ને સાહિત્યનાં પતિત આદર્શોથી હું બ્હીઉં છું.

શ્રી. કનૈયાલાલ એટલે બહાદુરી એમ સમજવાની હું આજ સુધી ભૂલ કરતો હતો. હાલના ટીકાકારોમાંથી 'વિષકન્યા' પોતે કોને ભાખે છે એ ઉચ્ચરવાની જવાંમર્દી એમણે કીધી નથી. તો ગુજરાતને પૂછું છું: એમના સંસદિયા માસિકમાં ભાઇ મોહનદાસ કે આનંદશંકર વિષે ટીકાખોરી આવી હતી, એવી હલકટ ગિબ્બતવાણી અન્ય કોઇ શિષ્ટ માસિકમાં કદિ વાંચી છે? એ શું સાક્ષાત્ 'વિષકન્યા' ન્હોતી? કલા ને સાહિત્યની એમની અધમ આદર્શમૂર્તિઓ ગુજરાતમાં રઝળતી 'વિષકન્યા'ઓ સાહિત્યવિચારકોને મુખે નથી કહેવાતી? લાંબી કે ટૂંકી, અનીતિનાં મોહક ચિત્રો ચીતરતી, એમની વાર્તાઓને ભટકતી 'વિષ-કન્યા'ઓ ગુજરાતને શહેરેશહેરે ઉચ્ચારાતી નથી સાંભળી?

અને અનભેના એ ઓપવન્તાને મ્હારી બ્હીકની વાસ્તવિકતા શી રીતે સહમજાવવી? છતાં પ્રયત્ન તો કરીશ.

એ ધારાશાસ્ત્રી ગુનોહ કરતાં બ્હીએ; એમ હું ગુનોહ ને અધર્મ બંને કરતાં બ્હીઉં. એ પોલીસના પાર્ષદથી બ્હીએ; એમ હું પોલીસના ને ધર્મના પાર્ષદથી બ્હીઉં. એ નિત્યબદલાતો કાયદો તોડતાં બ્હીએ; એમ કાયદો તેમજ સનાતન સત્ય ઉથાપતાં હું બ્હીઉં. પરમેશ્વરના દ્રોહની એમને બ્હીક નથી, પણ રાજાના દ્રોહીની બ્હીક છે: એમ રાજાના ને પરમેશ્વરના—ઉભયના દ્રોહની મ્હને બીક છે.

અને એ બધી બ્હીક મ્હારે કાજે કરતાં લોકસંગ્રહને કાજે વધારે છે.

ખરેખર! સંસદિયા કે અસંસદિયા સત્યભ્રષ્ટ, ધર્મભ્રષ્ટ, નીતિભ્રષ્ટ, પરમેશ્વરભ્રષ્ટ 'નવીનો'થી હું બ્હીઉં છું.

યૂરોપના કે ફ્રાન્સના ઉત્તમોત્તમ હોમર, દાંતે, ગોઇથે, શેક્ષપિયર, ટોલસ્ટોય, વોલ્ટેર, રેસિનિ, મોનટેસ્ક, હ્યુગો—એવા નહિ; યૂરોપની યે

અધમતાનાં અનુકરણોની ને અપહરણોની પામરતા ગુજરાતને પાઇ અનીતિમયતાનાં કલાપાતાળમાં એવાઓની સાહિત્યકૃતિઓ ને કલા-આદર્શો દેશને હડસેલે છે. કલા નહિ, કલાને નામે કલાનો વ્યભિચાર; સરસતા નહિ, સરસતાને નામે બીભત્સતા; સોમવલ્લી નહિ, સોમવલ્લીને નામે સોમલઃ એ એવાઓનાં આદર્શોનો તાત્વિક રંગ હોય છે.

ગુજરાતે વિચારવાનું એક જ મર્મરહસ્ય છે; અને એ જ પ્રશ્ન શ્રી કનૈયાલાલને ને ત્હેમનાં પક્ષપાતીઓને પૂછું છું: **આપણાં કલાને ને સાહિત્યને પવિત્ર રાખવાં છે કે અપવિત્ર?**

અર્વાચીન યૂરોપનું પરમ રસસૂત્ર તો કેન્ટનું છે કે The Beautiful is the symbol of the Moral. પ્રાચીન યૂરોપનું કલાનું પરમ રસસૂત્ર તો એરિસ્ટોટલનું છે કે The True, the Noble, the Beautiful are essentially one. આર્યજનતાની વેદ-ઋચાઓ તો रसो वै सः સ્વરૂપ એ વર્ણવે કે છે शुद्धं अपापविद्धं आनन्दरूपं अमृतम्।

એરિસ્ટોટલ કેન્ટ ને વેદની એકવાક્યતાની–રસનાં, કલાના સૌન્દર્યનાં માનવજાતનાં સનાતન આદર્શોની તત્વવિરોધી રસપતિતતાથી હું બ્હીઉં છું

છએક માસ ઉપર ભાઇ કુસુમાકરે મ્હને લખ્યું કે ભરૂચ કલા ને સાહિત્યસમાજના સ્ત્રીવિભાગને મંગલ ભાષણ આપવા આવો. મ્હેં ઉત્તર વાળ્યો; એ મંડળનું સ્ત્રીત્વનું કલાઆદર્શ નિરાળું હશે, મ્હારૂં નિરાળું હોય; હું નહિ આવું : તે એ મ્હારી પ્રથમલાખી બ્હીકને લીધે જ.

ભરૂચની સ્ત્રીજનતા! કલાનું, સાહિત્યનું, જીવનનું ત્હમારૂં આદર્શ ત્હમારા નગરચોકમાં જ અખંડજ્યોત ભડભડે છે. એ આદર્શ જેમનાં ન હોય તે ભલે અન્યત્ર ઢૂંઢે. ઇતિહાસના અણહોલવાતા અંગારા–સતી ચૂતીની ચિતા, એ જ ત્હમારૂં સનાતન આદર્શ.

આ શરદુત્સવનું પ્રમુખપદ લેવાનું ત્હમારૂં માયાળુ આમન્ત્રણ

આવ્યું. દોઢેક માસ અનુત્તર પડ્યું રહ્યું. તે પણ એ રસભ્રષ્ટતાનાં આદર્શોની બ્હીકને લીધેજ.

પણ આ વેળા ભાઇ કુસુમાકર જીતવાના હતા, ને હું હારવાનો હતો.

અન્તે ત્હમારા મન્ત્રીજી મુંબઇમાં મળ્યા, ને કહ્યું કે 'અમારા પ્રમુખનાં સાહિત્ય ને કલાનાં આદર્શ છે તે અમારી સમાજનાં સાહિત્ય કે કલાના આદર્શ નથી.'

મ્હેં જાણ્યું કે એ રસભ્રષ્ટતાનાં આદર્શોની પતિતતાથી ત્હમારી સમાજ ઉગરી છે. મ્હારી બ્હીક ભાંગી, આમન્ત્રણ સ્વીકાર્યું, ત્હમારી મધ્યે આવી ઉભો છું.

સજ્જનો ને સન્નારીઓ! સ્વતન્ત્રતાના આ યુગમાં, સ્વતન્ત્રતાને નામે ફેલાવાતા સત્યશૂન્ય, નીતિશૂન્ય, ધર્મશૂન્ય, પરમેશ્વરશૂન્ય સાહિત્ય કે કલાનાં રસપતિત આદર્શોથી, વિષથી અળગાં રહો છો—ગુનાહથી અળગાં રહો છો એમ, અળગાં રહેજો.

અને શું સ્વતન્ત્રતાને યે સીમાઓ નથી? સત્યથી પર થવાની, નીતિથી પર થવાની, ધર્મથી પર થવાની, પરમેશ્વરથી પર થવાની સ્વતન્ત્રતાનો સિદ્ધો અર્થ શો?

સ્વતન્ત્રતા! હું એ ધારાશાસ્ત્રીને પૂછું છું: પોતાનું ઘર બાળી મૂકવાની સ્વતન્ત્રતા—ગાંડા શિવાય કોઇને યે છે? આત્મઘાતની સ્વતન્ત્રતા છે? ચોરીની સ્વતન્ત્રતા છે? ગુનાહની સ્વતન્ત્રતા છે?

રસાસ્વાદના અધિકારની આડું ઉતરનાર પૃથ્વીના પડમાં મ્હેં તો કોઇ દીઠું નથી. સત્યપતિત, નીતિપતિત, ધર્મપતિત, પરમેશ્વરપતિત રસાસ્વાદના અધિકાર આડો વિશુદ્ધિપૂજતો સારો સંસાર—જગતની સારી સુજનતા આડકોટ થઇને ઉભશે.

'શેરડીની દુકાને પિકેટીંગ' સાંભળ્યાં નથી. મદિરાની આયાત આડે તો નવીન ખંડ અમેરિકામાં યે આગખોટા પ્હેરો ભરે છે.

અને ત્હો યે ચોરી ને છીનાં આપણે ત્હાં તેમ ત્હેમને ત્હાં ક્ય્હારેક

ફ્રાવે છે; ને નબળાં આત્મહીનો સત્યને નહિ, ફ્રાવ્યાને વખાણે છે.

हिरण्मयेयन पात्रेण વાળો ઉપનિષત્‌મંત્ર તો સ્મરણે છે ને? એમાંથી વિરલા જ ઉગરે છે.

અને ચાલો હવે આપણા રસોત્સવની રસવાર્તા માંડીએ: शुद्धं अपापविद्धं आनन्दरुपं अमृतम्-વિ. આર્યત્વના પાયારૂપ શ્રુતિવાક્યાનુસારની આપણી રસવાર્તા આદરિયે.

મોરલી રે જળજમનાને તીરે
વગાડી બળભદ્રવીરે;
રે ચાલો જોવાને જઈએ.

હું કથા કહેવાનો છું તે મોરલી જમનાતીરે ન્હોતી વાગતી; એ તો ગુજરાતની પરવાડે, ધરતીને છેડે, આંબાવાડિયાની કોકિલા શી, બોલતી હતી.

સાંભળિયે.

દ્વાપર ઉતરતો હતો, કલિ બેસતો હતો. પ્રભાસનો સાગર દ્વારામતીનાં ચરણ ધોતો હતો. આભમાં યુગપલટો ઉગતો હતો. સાંભળિયે.

(યુગપલટો અથવા શ્રી ગોકુળેશમાંથી કુરૂક્ષેત્રવિધાતા એ નામનું કાવ્ય પછી વાંચી સંભળાવ્યું. ભાષણ સમેટી લેતાં કહ્યું:)

દ્વાપર ઉતરતો હતો ને કલિ બેસતો હતો ત્યહારે ગુજરાતની સીમાબાંધતો સાગર આવું આવું ઉચ્ચરતો હતો; અને શ્રી કૃષ્ણદેવને ઘડતો હતો.

એવો અવસર હજારો વર્ષે ક્યહારેક ઉગે છે. એક યુગ ઉતરી બીજો બેસે એ કાંઇ સૈકે સૈકે નથી બનતું.

હજારો વર્ષે બદલાય એ યુગ: થોડેક થોડેક વર્ષે બદલાય એ ખરી રીતે તો યુગખંડ. એવો હજારો વર્ષે ઉગતો એ મહાઅવસર હતો.

## ઉપસંહાર

અને આજનો ઉપસંહાર સમેટી લેતાં ભરૂચનો મહાપ્રશ્ન ભરૂચવાસીઓને ઉકેલવાને સોંપી જાઉં તો ક્ષમા કરશો.

ભરૂચનો આજનો મહાપ્રશ્ન શો છે? ઉત્તર આપતાં પહેલાં સહજ ઇતિહાસ નિહાળિયે.

પ્રાચીન યુગમાં ભૃગકચ્છનું તીર્થ ભારતમાં ને બારાગાઝાનું બંદર મીસરયૂરોપમાં સુવિખ્યાત હતું.

મધ્યયુગમાં અકબરશાહે જૈનાચાર્યને ન્હોતર્યા ત્હારે શ્રી હીરવિજય સૂરીજીએ ભરૂચ જીલ્લાના ગાન્ધાર ગામેથી એ શાહાનશાહના મહેમાન થવાની ઉત્તરયાત્રા આદરી હતી.

મુગલાઇનો મૃગયાનો બગીચો ભરૂચ સિરકારમાં હતો.

ત્હમારો ફુરજો આજે યે મધ્યકાળની જાહોજલાલી ઉચ્ચારે છે.

નર્મદાજીના પરકમ્માવાસીઓ તો પ્રાચીન યુગમાં, મધ્ય યુગમાં, ને આજે—ત્રણે ય યુગમાં ત્હમારા અતિથિ છે.

અને આ નવયુગનું પ્રભાત આપણા ગુજરાતનાં નગરો ઉપર ઉગ્યું ત્હારે એ નવયુગનો નવપ્રકાશ ઝીલવામાં ભરૂચ અગ્રેસર હતું.

ગુજરાતનું પહેલવહેલું કલાપ્રદર્શન ભરૂચઆંગણે ભરાયું હતું: દલપતરામે એ વર્ણવ્યું છે.

કાપડવણાટની હિંદની પહેલી મીલ ૧૮૫૨ માં ભરૂચમાં સ્થપાઇ હતી.

નર્મદ પહેલાં એકાદ દાયકે દલપત, ને દલપત પહેલાં એકાદ દાયકે દુર્ગારામ મહેતાજી, ને દુર્ગારામ મહેતાજીની યે પહેલાં દોઢેક દાયકે ઇ. સ. ૧૮૨૬ માં સરકારી કેળવણી ખાતાનાં મૂળ રોપનાર શ્રી રણછોડદાસ ઝવેરી થયા.

પ્રતાપ નાટક રચનાર ગણપરામ કવિ ભરૂચ જીલ્લામાં મહેતાજી હતા.

ભરૂચ જીલ્લાનો ઇતિહાસ તો કવિતામાં ગવાયેલો છે.

ગુજરાતનો મહાનદ ભૃગુતીર્થનાં પદ પખાળતો, ને આજે યે પખાળે છે.

ભારતનું લક્ષ્મીમંદિર તોડી લૂંટી જવા આવેલા હુન્નર નરેશની

સ્હામે યુદ્ધે ઝૂઝનારો, દલપતરામની હુન્નરખાનની ચડાઇમાં ગવાયેલો મહાયોધ, 'વીર વડો વણરાજ,' ત્હમારે ખોળે ઉછરે છે.

પ્રાચીન યુગમાં યૂરોપવિખ્યાત, મધ્ય યુગમાં મુગલાઇની વાડી, નવયુગના પ્રભાતે ગુર્જર નગરીઓમાં મોખરે હતું: તે ભરૂચ આજ ક્ય્હાં છે?

ભરૂચનાં નરનાર! જરા થોભશો ને વિચારશો?

પહેલી મીલ સમેટાઇ ગઇ, ને મુંબઇઅમદાવાદ મીલઉદ્યોગનાં મન્દિર થયાં. ભરૂચ બંદર નામનુંયે રહ્યું નથી, ભૃગુતીર્થ નહિ જેવું તીર્થ છે—ચન્દ્રપુરી ભૃગુકચ્છથી વધી ગઇ. કેટલાક તો ભાર્ગવો મૂળ સ્વરૂપે અસુરોના ગોર જેવા પાછા થઇ રહ્યા છે. બાદશાહી બગીચો અહિંયાં ક્ય્હાં છે આજે? કેળવણીનાં પાટનગર અન્ય નગરો થઇ બેઠાં. ભરૂચના એ પ્રખર સાહિત્યકારો: એમની બે most ambitious કલાકૃતિઓ, ઉગતી જુવાની, પૃથ્વીવલ્લભ. એક માંસાહાર ને મદિરાપાનનાં આકર્ષણ ઉછાળતી, ને બીજી મનોકલ્પિત મુંજની અનેકસ્ત્રીલંપટતાને પૃથ્વીવલ્લભ ભાખનારી. આ યુગના કોઇ શિષ્ટ ગણાતા સાક્ષરને હાથે એવી અધમ કલાકૃતિઓ રચાઇ છે બીજી?

આપ વિચારશો એમ કેમ થયું? પ્રતાપ નાટકમાંની ત્રિકાળયશસ્વિની ભાવનાનું સ્થાન ઉગતી જુવાની ને પૃથ્વીવલ્લભમાંની એ અધમતાની ભાવનાઓએ શાં કારણોએ લીધું?

"ભાગ્યું-ભાગ્યું ત્હો યે ભરૂચ" એ ભાગેલું જ કેમ રહ્યું? સંજોગો ને ઇતિહાસ પક્ષપાતી છતાં પાછું આખું થઇ કેમ ન ઓપ્યું?

ભરૂચવાસીઓ! ત્હમારી તૂટેલી માળાના વેરાએલા મણકા એકઠા કરો.

આજે યે ત્હમારે ત્ય્હાં દિ. બ. મલજી છે, આદરજી શેઠ છે, ચન્દુલાલ દેસાઇ છે, પુરાણી બંધુઓ છે, ઓંકારનાથજી છે.

ભરૂચનો મહિમા આથમવાનાં નિરનિરાળાં કારણો હશેઃ પણ Ireland suffered because of her absentee land-

lords; so-essentially-Broach suffers because of her absentee noblesse.

એ સાત્વિકતાની મૂર્તિ ઝવેરભાઇ અમીનને કહો કે રેવાજીનો આરો લીમડીના ભોગાવાનાથી લેશે ઉતરે એમ નથીઃ તો પધારો.

સ્થિરબુદ્ધિ ભાસતા ને ડહાપણમાં અમદાવાદીઓનેયે જીતે એવા શ્રી કૃષ્ણલાલ ઝવેરીને કહો કે ઘડપણ ક્ય્હારે આવ્યું ગણશો? પેન્શનની પંચાવનની અવધ ઉલ્લંઘીને યે વધારાનાં વર્ષોના ઢસરડા ક્ય્હાં સૂધી વ્હોરવા છે? પિતૃનગરી પ્રત્યેનો પુત્રધર્મ અદા કરવા ક્ય્હારે આવો છો?

સૌ. મંગળાગૌરી સેતલવાડને કહો કે ત્હમે ભરૂચનાં પુત્રી છો. ભરૂચની સ્ત્રીજનતામાં કામ કરવા ત્હમારાં સુશીલ દુહિતાને માગી લેવા ભરૂચવાસીઓનો હક્ક ક્ય્હારે પૂરશો?

શ્રી પ્રાણલાલ ઠાકોરલાલને કહો કે વડોદરે ગાયકવાડીની ટીકા કે ખુશામદ કરવાને બદલે એ જ ભરૂચમાં કરશો તો કદાચ વધારે સફળતા સધાશે.

ભરૂચવાસીઓ! ત્હમારાં વેરાયેલાં મોતી એકઠાં કરો, ત્હમારો હાર ફરીથી ગૂંથો.

સુરાષ્ટ્રને,–ગુર્જરરાષ્ટ્રને આંગણે થયેલા શ્રી કૃષ્ણદેવના જીવનવિકાસની આજની કથા ત્હમને પ્રેરણા પાવ. ચન્દની પડવાનો રસભર્યો ને ચન્દની શો નિર્મળો આપનો આજનો રસોત્સવ સફળ થાવ.

ત્હમારી શુદ્ધ રસિકતા ચિરંજીવ હો!



# अस्मदीयम्



(૮ મી જાનેવારી ૧૯૨૭, શનિવારને દિવસે મુંબઇ આર્ય સમાજના હોલમાં આર્ય સ્ત્રી સમાજ સમક્ષ આપેલું ભાષણ.)

**આર્ય સન્નારીઓ!**

પગરણમાં જ કહું છું કે સુન્દરી! તું સુન્દર થજે.

બ્રાહ્મણને કહેવું વિદ્યા સાધજે, ક્ષત્રિયને કહેવું પરાક્રમ પામજે, વૈશ્યને કહેવું સંપત્તિથી સોહાજેઃ એટલું સાહજિક સુન્દરીને કહેવું એ છે કે સુન્દરી! તું સુન્દર થજે.

પુરુષને કહું છું પુરુષાતને પ્રફુલ્લજે; સુન્દરીને કહું છું સુન્દર થજે.

આપની પાસે ડહાપણ નહિ ડહોળું આજ. એક જ શબ્દ કહીશ–ખરેખર! એક જ શબ્દ.

### ૧, આજના પ્રશ્નો

આપણી વીસમી સદીએ ઉકેલવાના પ્રશ્નોની પ્રશ્નાવલિ કપરી છે.

એશિયાઆફ્રિકાની પ્રજાઓનો ઉદ્ધાર; કાળા ગોરા ઘંઉલા પીળાના રંગભેદ; મૂડીવાદ ને મજૂરી; રણસંગ્રામ શમાવવાના સંગ્રામ; વાતાવરણ ને વીજળી–જગતત્તત્વો ઉપરના મનુષ્યવિજય; સ્ત્રીપુરુષના સંબંધ–લગ્ન નહિં તો શું? નાસ્તિકતા; ને કંઇક ચાર્વાકવાદ–ऋणं कृत्वा घृतं पिबेत्ः આ અને આવા વીસમી સદીએ ઉકેલવાના જગત્પ્રશ્નો છે.

મેરી કોરેલી કહે છે કે In the west Institution of Marriage is on trial.

ઉપરના સર્વે યે સંસારના પાયારૂપ પ્રશ્નો છે. પૃથ્વીપડમાં આજે સંસારશાસ્ત્રીઓ સંસારના પાયા પુનઃ પરીક્ષવા બેઠા છે.

આ છે સંસારની પુનર્રચનાનો યુગ.

સંક્ષેપમાં–અતિ સંક્ષેપમાં આજે આપણે એક જ પ્રશ્ન વિચારીશું.

## ૨, સ્ત્રીઓનો બળવો

ખરૂં છે કે કેટલાકનું માનસિક બન્ધારણ જ એવું ઘડાયેલું હોય છે કે તણખો ન જૂવે, ભડકાને જ ગણકારે; બોલાવ્યા બાહુ જૂવે, બૂમને જ સાંભળે. એવા સન્મુખ તો પોકાર એ જ કાર્યસિદ્ધિની સાધના; ધરતી ધ્રૂજે ને આભ થરથરે એવા પડકાર.

પણ એવા અધબ્હેરા મનુષ્ય કે અધબ્હેરા યુગ ઇતિહાસમાં કોકજ નથી હોતા? સંસારમાં ક્‌વ્હારેક જ નથી પાકતા?

આજ આપણે ઢૂંઢીશું રોગની અસાધારણ નહિ, પણ સર્વસાધારણ ઓષધિ.

પ્રથમ તો પૂછી લઉં છું: નારી પ્રત્યક્ષ રાક્ષસી એ સાક્ષરી ઉક્તિ સત્ય છે?

નથી. ત્ય્હારે કહું છું કે 'પુરુષ એટલે સ્ત્રીઓનો ઔરંગઝેબ' એ નવસાક્ષરાણીઓની ઉક્તિ પણ એટલી જ અસત્ય ને અર્થહીન છે.

ચળવળિયાઓની એ અતિશયોક્તિઓ.

ને એ બીજી ઉક્તિમાં તો ઔરંગઝેબને પણ અજાણ્યે અન્યાય થાય છે.

ઇંગ્લાંડમાં મીલે ગ્રન્થ લખ્યો Subjection of Women. સ્ત્રીપુરુષના સમાન હક્કની બાંગ પડી. રાજવ્યવહારમાં સફ્રેજેટ્‌સનો સ્ત્રીવર્ગ નીકળ્યો; ગૃહવ્યવસ્થામાં લગ્ન વિના લગ્નલ્હાવા લેનારાં જૂજ સાહસિકો સંસારને સાંપડ્યાં.

એને કહો કેટલાક સ્ત્રીઓનો બળવો.

સાંસારિક રાજકીય ધાર્મિક—કોક જ બળવો અકારણ હોય છે. વિપ્લવનાં સાહસ ને જોખમ જનતા અકારણ નથી ખેડતી.

મ્હારો તો પ્રશ્ન એક જ છે: રાજમાર્ગે ગેરબન્ધના સપાટા પરખાવવા—બળવો કરવો એ સુન્દરીશોભતો ઇલાજ છે? સ્ત્રીજાતિના પ્રશ્નના ઉકેલનો અન્ય માર્ગ જ શું નથી?

Handsome is that handsome does; સ્ત્રી કે પુરુષ, જેનાં સુન્દર જીવન તે સુન્દર. શયતાનનો સર્પ ક્‌વ્હાં ઓછો મોહિનીરૂપ હતો? ને મુખ તો વેશ્યાઓનાં યે મોહક હોય.

બળવાનો ઇલાજ 'સુન્દર' નથી. બીજો ઇલાજ હોય તો બળવાનો ઇલાજ ત્યાજ્ય છે ધરતીકંપ સારાંનરસાંને પાડશે; દાવાનળ લીલાંસૂકાંને બાળશે.

૩, બે હજાર વર્ષજૂનું વચન

મ્હારે તો આપને આજ બે હજાર વર્ષજૂનું વચન સુણાવવું છે. આર્ય સુન્દરીમણને આર્યોના કવિકુલતિલકનો એકજ શબ્દ—ખરેખર! એકજ શબ્દ કહેવો છે.

શાસ્ત્રીનું, પંડિતનું, ન્યાયાચાર્યનું, વ્યાકરણાચાર્યનું, શુષ્ક વિચારકનું વચન મ્હારે આજ નથી કહેવું. ગુજરાતની આર્યાઓને, રસરસિયેણ ગુજરાતણને, ગૃહકોડવતી ગુજરાતી ગૃહિણીને રસરાજવી કાલિદાસનો શબ્દ કહેવો છે,

પુરુષ તરીકે પશ્ચાત્તાપપૂર્વક મ્હારે કબૂલવું જોઇએ કે પુરુષવર્ગમાં સ્ત્રીઓને અવગણનાર પુરુષો છે. પણ સાથે સાથે પૂછી લઉં છું કે પુરુષોને અવગણનાર સ્ત્રીવર્ગમાં સ્ત્રીઓ નથી? આજે ઓછી થઇ છે? કે વધી છે?

એવાં નરનારને એકજ રોગ વળગેલો હોય છે; 'મ્હારૂં' 'મ્હારૂં'; મ્હારૂં ઘરાણું, મ્હારો પૈસો, મ્હારા હક્ક, મ્હારૂં સુખ, મ્હારો આત્મવિકાસઃ મ્હારૂં.

કોઇની સંગાથે સફર આદરશો તો ત્હમારી સ્વતંત્રતા ફરતી ત્હમારા સંગાથીની સીમારેખ પડવાનીજ.

અને આ તો હરાયાં એકલવાયાંઓનાં છે ત્રિકાળમાં અસાધ્ય સાધ્યનાં આદર્શ.

સન્તાન એટલે માતપિતાનાં માતૃત્વ ને પિતૃત્વના મ્હોર.

એકલવાયા પુરુષને કહો કે પિતૃભાવ પાંગરી જૂવો.

એકલવાયી સુન્દરીને કહો કે માતૃડાળ મ્હોરી જૂવો.

સન્તાન બન્નેનાં, સંપત્તિ બન્નેની, ઘર બન્નેનું, સંસાર બન્નેનો. એક્કે પાંખથી એકલવાયાં ન ઉડાય, ને ન કહેવાય કે 'હું જ એક ઉડું—ઉડાવું છું.'

દંપતીમાંથી એકકેથી યે ન ઉચ્ચરાય કે 'મ્હારૂં.' દામ્પત્યના તો એક જ ઉચ્ચાર હોય 'અમારૂં,' 'આપણું.'

સૌન્દર્યની વાડી સરિખડું કાલિદાસનું કાવ્ય છે મેઘદૂત. રામગિરિ ઉપર યક્ષરાજ શાપ ભોગવે છે, ત્ય્હાં સેજલસોહામણો આષાઢીલો મેઘ પધારે છે. હૈયાભ્હાવરો યક્ષ મેઘ સાથે પોતાની સુન્દરીને સન્દેશ પાઠવે છે એનું કાવ્ય તે મેઘદૂત. અલકાપુરીમાંનું ઘર વર્ણવતાં યક્ષ કહે છે–કાલિદાસ કહેવડાવે છે કે

तत्रागारं धनपतिगृहादुत्तरेण स्मदीयम्

ભંડારીના ગૃહથી ગૃહ ત્ય્હાં ઉત્તરે છે અમારૂં.

બે હજાર વર્ષજૂનો રસર્ષિ કાલીદાસનો એ એક જ શબ્દ આર્ય સ્ત્રીમંડલને આજ સૂણાવવાને આવ્યો છું: अस्मदीयम.

કાલિદાસના એ એક શબ્દમાં દાંપત્યની જગતફિલસુફીનાં શાસ્ત્રો સંચેલાં છે.

## ४, अस्मदीयम्

अस्मदीयम् એટલે Oneness નહિ, પણ Harmony. સ્ત્રી તે પુરુષ નથી, પુરુષ તે સ્ત્રી નથી: એ પણ આજ કહેવું પડે એવું જગભૂલાતું સત્ય થઇ પડ્યું છે.

સ્ત્રીઓ બ્રિચિઝકોટ પહેરે છે, વાળ કપાવી કાનશિયા રાખે છે: પુરુષો ચોટલા રાખે ને ચણિયા પ્હેરે–હસો છો કેમ? આપ સાંભળીને હસો છો એટલું અમને દીઠે હસવું ન આવે?

સ્ત્રીનું કર્યું કેટલુંક પુરુષથી નથી થવાતું; પુરુષનું કર્યું કેટલુંક સ્ત્રીથી નથી થવાતું.

બન્નેયને કેટલુંક ઉભયસામાન્ય છે; બન્નેયની કેટલીક લાક્ષણિક વિશેષતાઓ છે. એ લાક્ષણિક વિશેષતાઓ જ સ્ત્રીનું સ્ત્રીત્વ ને પુરુષનું પુરુષત્વ ઘડે છે.

Tuning Fork નાં બે ફળાંઓની પેઠે, એકતારાના બે તારોની પેઠે, એ જાતિવિશેષ વિશેષતાઓનો દામ્પત્યઋતુમાં Harmony–સંવાદ

સાધવો ઘટે. દંપતીનો એ દામ્પત્યસંવાદ ન હોય તો એમનું સંસારસંગીત બસૂરૂં જ બોલે.

આત્માપરમાત્માની પેઠે દામ્પત્ય એટલે અદ્વૈત નહિ, દ્વૈતાદ્વૈત.

### ૫, ઉપસંહાર

કારબસવિરહમાં એ. કે. ફોર્બ્સ અને મિસિસ ફોર્બ્સનું દલપતરામે વર્ણન વર્ણવ્યું છે: એ દંપતી કેવાં હતાં? સ્ટીરિયોસ્કોપમાંની બે છબિઓનાં જેવાં: બન્ને નિરનિરાળાં છતાં દામ્પત્યદષ્ટે એક.

પતિપત્ની એ દ્વૈતભાવ; દામ્પત્ય એ અદ્વૈત ભાવ. પતિપત્નીનાં અખંડ દામ્પત્ય રચાય ત્હારે દ્વૈતમાં અદ્વૈત સરજાય: દ્વૈતનાં દ્વૈતાદ્વૈત થાય.

બે આંખો એક દૃષ્ટિ સાધે, બે કાન એક શ્રુતિ સુણે, બે પાય એક ગતિ ચાલે, બે હાથ એક તાળી પાડે; એવું પતિપત્નીનું દામ્પત્ય. પ્રત્યેકનું વ્યક્તિત્વ નિરનિરાળું, છતાં બન્નેની સંવાદી એક્તા ખરી.

પ્રત્યેક આંખની વિશેષતા હોય, બન્ને હાથ સરખા ન હોય: ત્હો યે એ દ્વૈતમાં અદ્વૈત સાધવું એ જ સંસારી વિજયસિદ્ધિ.

દામ્પત્યનું યે એવું છે: પતિપત્ની Identically one નથી, તેમ ત્હેમના ધર્મ પણ Identically one નથી.

ત્હો યે એકતારાના બે નિરનિરાળા સુરપ્રાણવાળા તારોનું સંવાદઅદ્વૈત સાધ્ય છે; એ સંવાદઅદ્વૈત એ જ દંપતીનો પરમ મોક્ષ.

પુરૂષત્વવિહોણો પુરૂષ સુન્દરીને ગમશે? સૌન્દર્યવિહોણી સુન્દરી પુરૂષને એવી જ લાગે.

આદિમાં કહ્યું છે એ જ અન્તમાં ઉચ્ચરૂં છું: પુરૂષ! તું પુરૂષાતને પ્રફુલ્લજે; સુન્દરી! તું સુન્દર થજે.

'મ્હારૂં' 'મ્હારૂં' નહિ; 'અમારૂં' 'આપણું' બન્ને ય ઉચ્ચરો ને આચરો.

मम નહિ, अस्मदीयम् એ જ સંસારનો દામ્પત્યમાર્ગ; એ જ પતિ–પત્નીનો પરમ કલ્યાણપન્થ.

આર્યાઓ! કવિકુલગુરૂ કાલિદાસનો આજે તો એક શબ્દ સમર્પતો જાઉં છું, સ્મરજો: એમાં દામ્પત્યનાં સકલ શાસ્ત્ર સંચેલાં છે: अस्मदीयम्

# શ્રીમતી મગન બ્હેનની જયન્તી



(બુધવાર, તા૦ ૨૯-૧૨-૨૬ ને દિવસે બપ્પોરે તારદેવ બ્રૂબિલિ બાગમાં શ્રાવિકાશ્રમમાંના મેળાવડામાં પ્રમુખપદેથી આપેલું ભાષણ.)

**શ્રીમતી મગનબાઇ, બ્રહ્મચારી દિગ્વિજયજી, સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ!**

ત્રણેક દિવસથી આ સભાની મ્હને ખબર હતી. છતાં આજ સ્હવારે 'મુંબઇ સમાચાર'માં સમાચાર વાંચ્યા કે શ્રી મગનબાઇની જયન્તી છે ને હું પ્રમુખ છું, ત્ય્હારે મ્હને અનેક વિચારો આવ્યા. અમારે સાક્ષરોમાં જયન્તી એ બહુ ચર્ચાસ્પદ શબ્દ થઇ પડયો છે. મ્હારો તો દૃઢ નિશ્ચય છે કે જયન્તી એટલે વિરલ અદ્‌ભુત અસાધારણ ગુણોની ગુણપૂજા. પૃથ્વી ઉપર આજ એક કરોડ ગુજરાતીઓ છે, ત્હેમાં ૫૦ લાખ સ્ત્રીજનતા છે. હું આપને પૂછું ? એ ૫૦ લાખમાં ગુર્જર સંન્યાસિનીઓ કેટલી? એક આંગળી ઉપર ગણી શકાય એથી વધારે ગુજરાતમાં મગનબાઇઓ છે ? મગનબાઇ ગુજરાતની પવિત્ર વિરલ અદ્‌ભુત વિભૂતિ છે. બ્રહ્મચારીજીએ ભાખ્યું કે પંડિત હરમન જેકોબી સમક્ષ શ્રી મગનબાઇને જૈન મહિલારત્નનો ઇલકાબ અપાયો છે. મ્હારે મન તો એ બિરદ ઓછું-અધૂરૂં છે. ઉપાધિઓમાં અર્થ હોય તો મગનબાઇને ગુર્જર મહિલારત્નની ઉપાધિ ઘટે. પચાસ લાખમાં બેત્રણ હોય એવાની જયન્તી અસ્થાને નથી. મગનબાઇની જયન્તી ન ઉજવે તો ગુજરાત ગુણદ્રોહી છે.

એક વકતાએ કહ્યું કે આજની સભા ન્હાની છે. મુંબઇના એક જાણીતા સાક્ષર અમદાવાદમાં ભાષણ કરવા આવ્યા હતા અને અમદાવાદ સાહિત્યસભાના આશ્રય નીચે ભાષણ હતું. ગહન સાક્ષરી વિષય

હતો. સભામાં પ્રમુખ સાહેબ સુદ્ધાં બાવીશ જણ હાજર હતાં. ત્હેમાં એક હતી સ્ત્રી ને એક હતી બિલાડી. આજ એથી ત્રણગણી સંખ્યા તો છે જ. હીરાકણી ન્હાની હોય. આજની સંખ્યા ખરેખર ન્હાની છે. આ સદીમાં સંન્યાસ ન્હાનો થયો છે, સંન્યાસની પૂજાવંદના યે ન્હાની થઇ છે.

મ્હારી તો કોમે નથી, મ્હારો તો ધર્મે નથી. હું તો એક જ ભાવથી આજ અહીં આવ્યો છું: ગુજરાતની ગુણપૂજા.

અમારો કવિઓનો તો ધર્મ છે કે સંસારને પવિત્રતા પાવી. 'નવા' સાક્ષરત્વનું ઉચ્ચારણ જૂદું છેઃ સંયમ નથી, વિલાસ છે. વધતા જતા વિલાસના આજના યુગમાં આજનો ઉત્સવ વિરલ ભાત પાડે છે. આજે મુંબઇમાં સંન્યાસનો ને સંન્યાસિનીનો ઉત્સવ છે. બ્રહ્મચારીજી કુંવર દિગ્વિજયજીએ આજનું પ્રમુખપદ શોભાવ્યું હોત તો સુયોગ્ય થાત.

આ આશ્રમની ૧૯ વર્ષની કથા તો મ્હારા કરતાં આપ વધારે જાણો છો: એ વિકાસની કથા છે. ફંડ વધ્યું છે, સેવા વધી છે. ગુજરાતી, મરાઠી, હિન્દી–એ ત્રણ ભાષામાં શિક્ષણ અપાય છે. સ્વર્ગમાંથી શ્રીમાન શેઠ માણેકચંદજી પણ જોતા હશે તો જોઇ જોઇ આનંદતા જ હશે, કે પુત્રીએ સંન્યાસિની થઇ હિંદુ સંસારમાં સંન્યાસધર્મ વિસ્તાર્યો.

માણેકચંદ શેઠના જેટલું ધન મુંબઇમાં તો ઘણાયે પાસે આજ હશેઃ પણ માણેકચંદ શેઠના કુટુંબમાં ધર્મલક્ષ્મી છે, એટલી ધર્મલક્ષ્મી કેટલા લક્ષ્મીપુત્રોમાં છે? ધર્મભાવનાવન્તા એ આંબાની આ ડાળ તે શ્રીમતી મગનબાઇનો આશ્રમ. એમનાં ટ્રસ્ટ ફંડનો કોઇ એક વર્ષનો વૃત્તાંત વાંચશો ત્હો યે જણાશે કે માણેકચંદ શેઠજીએ કેટકેટલા આંબા વાવ્યા છે.

સિદ્ધાર્થ કુમાર સંન્યાસી થયા, ને બૌદ્ધ ધર્મ પ્રસરાવ્યોઃ મહાવીર સ્વામીએ જૈનધર્મ પ્રવર્તાવ્યોઃ રાજકુંવરીઓ કે રાજકુંવરીઓ જેવી

ગુર્જર કુંવરીઓ સંન્યાસ લેશે ને સંન્યસ્તાશ્રમોની અધિષ્ઠાત્રીઓ થશે, ત્યારે જ ગુજરાતનો સંન્યસ્તધર્મ પોપાશે.

સં. ૧૯૩૬ માં શ્રીમતી મગનબાઇનો જન્મ, અને આજ ૪૭ વર્ષ પૂરાં થઇ ૪૮મું બેસે છે. એ અડતાલીશમાંથી ૧૯ વર્ષ આ આશ્રમની સેવામાં ગાળ્યાં છે. શ્રીમતી મગનબાઇ! ગુજરાતની વતી આપને આજ અભિનન્દન આપું છું, ને દીર્ઘાયુષ્ય ઇચ્છું છું.

પણ સન્નારીઓ ને સદ્‌ગૃહસ્થો! આજની તિથિનો, આજના ઉત્સવનો ખરો અર્થ શો? જરાક ઉંડા ઉતરી વિચારીએ.

વિધવાઓનો પ્રશ્ન આપણા ગુજરાતમાં ઇ. સ. ૧૮૪૦ થી તો ચર્ચાય છે; ૮૬ વર્ષથી. દુર્ગારામ મહેતાજીએ ચર્ચ્યો, દલપતરામે ચર્ચ્યો, નર્મદે ચર્ચ્યો. સંસારસુધારાની સમાજોએ ચર્ચ્યો. છેલ્લો છેલ્લો ભાઇ મોહનદાસે 'નવજીવન'માં ચર્ચ્યો. બાઇઓએ ચર્ચ્યો, ભાઇઓએ ચર્ચ્યો. જોશો તો સોમાંથી નવ્વાણું લેખ કે કાવ્ય કે ભાષણોમાં વિધવાઓનો પ્રશ્ન એટલે વિધવાવિવાહનો પ્રશ્ન—નવલ કે નવલિકા એટલે મોટે ભાગે તો વિધવાઓનાં જીવનસ્ખલનની વાર્તા ને વિધવાવિવાહની હિમાયત. એ ખરૂં છે કે દલપતરામે વેનચરિત્રમાં પુણ્યવન્તી વિધવાઓ દાખવી છે, ને ત્હેમની પવિત્રતાને વેન રાજા ને રાજમાતા સુનિથા પાયે પડચાં છે. ખરૂં છે કે રાજવી કવિ કલાપીએ વૈધવ્યની વિમલતા દીઠી ને ગાઇ છે.

છે વૈધવ્યે વધુ વિમલતા બ્હેન! સૌભાગ્યથી કૈં.

એ ખરૂં છે કે હિંદુ વિધવાની અદ્‌ભૂતતા ભાઇ મોહનદાસે એટલી બધી દીઠી ને ભાખી છે કે 'હિંદુ વિધવા ઘડીને પરમેશ્વરે હાથ ધોઇ નાંખ્યા.' છતાં વેનચરિત્ર એટલે વિધવાવિવાહનું પુરાણ ને ભાઇ મોહનદાસના લેખની યે વિધવાવિવાહમાં પૂર્ણાહુતિ.

ઢાલની આ એક બાજુ. ઢાલને બીજી બાજુ યે છે, અને તે સોનાની છે.

આજના ઉત્સવનો સાચ્ચો એ અર્થ છે કે પુણ્યશાળી વિધવાઓ હિંદુ સંસારને પૂછે છે કે અમારે માટે ત્હમે શું કર્યું?

દલપતરામને, નર્મદને, કલાપીને, ભાઇ મોહનદાસને શ્રીમતી મગનબાઇનું જીવન એ પ્રશ્ન પૂછે છે, કે હિંદુ વિધવા વૈધવ્યધર્મ પાળવા ઇચ્છે, પતિવ્રત પાળી પવિત્રતા સંસારમાં ફેરવવા વાંછે, વિધવા સંન્યાસિની થાય તો ત્હેને માટે ત્હમે હિંદુ સંસારના નેતાઓએ શી યોજનાઓ રચી છે? સંન્યાસિઓના મઠ, પવિત્રતાના ક્યારા, પુણ્યના છોડ ઉછેરે એવા બગીચા માંડ્યા છે? પવિત્ર વિધવા એ હિંદુ સંસારની પાવનકારિણી સંન્યાસિની છે, પુણ્યનું પુષ્પ છે. એને કાજે હિંદુ સંસારે, હિંદુ સંસારના નેતાઓએ શા શા પ્રબંધ બાંધ્યા?

છેલ્લાં ૮૫ વર્ષથી વિધવાઓનો પોકાર આપણે એક જ કાને સાંભળ્યો છે; બે કાને સાંભળવો ઘટે છે. પુનર્લગ્નવાંછતી ધનકોરો ને લીલાવતીઓનો જ પોકાર સંસાર ભરી ગાજે છે. શિવગૌરી ગર્જર કે શ્રીમતી મગનબાઇ જેવીઓના જીવનરણકા તે જાણે તોપોના ધડાકામાં ઘંટડીઓ વાગી! પણ ભૂલતા માઃ દેવસેવામાં એ ઘંટડીઓ જ બોલે; તોપોના ધડાકા તો સંસારના સંહારના ધડાકા. પુનર્લગ્ન વાંછતી વિધવાને, વિધુરની પેઠે, ભલે પરણવા દ્યો. આજની તિથિ હિંદુ સંસારને ને સંસારનેતાઓને પૂછે છે કે પુનર્લગ્ન ન વાંછતી પણ સંન્યાસિનીધર્મ વાંછતી વિધવાઓને કાજે ત્હમે શું કર્યું છે? ને શું કરવાના છો? ઉત્તર મળે નહિ ત્હાં સૂધી ટેલીફોનની ઘંટડીનો અખંડ ટંકાર ગાજે છે એમ એમના જીવનનો અખંડ ટંકાર ગાજ્યા જ કરશે, ને હિંદુસમાજ ને હિંદુસમાજનેતાઓ કનેથી ઉત્તર લેશે જ.

આજની તિથિનો, મગનબાઇના જીવનનો, આ આશ્રમનો એ જ સાચો અર્થ છે. તેઓ સંસારને કહે છે વિધવાઓનો પ્રશ્ન એ આંખે નિહાળો.

છેવટે મગનબાઇને મ્હારી એક વિનતિ છે. આ આશ્રમની ૧૯ વર્ષની કથા વિકાસની છે; આજ એને ઓર વિકાસ આપો. આપનું સંન્યાસિનીજીવન છે; ગુજરાતની સંન્યાસિનીભાવનાવંતીઓને પાંખમાં લ્યો. નાતના, જાતના, ધર્મના ભેદ કે સીમાઓ વિના સમસ્ત હિંદુ વિધવાસંન્યાસિનીઓને કાજે મઠ સ્થાપો, ને એ આશ્રમનાં અધિષ્ઠાત્રી થાવ. ને એવો અલગ આશ્રમ અસ્તિત્વમાં આવે ત્‍હાં સૂધી આ આશ્રમનાં દ્વાર એમને માટે ખુલ્લાં મૂકો. સકળ ગુર્જર સંન્યાસિનીઓનાં અગ્રેસર થાવ. સંસાર એક માર્ગે ઉતરે છે: આર્યભાવના—સંસારને પાવનકારિણી આર્યભાવના સંયમ ભાવના છે: આજે યે પશ્ચિમનો ઉચ્ચાર એ છે કે Conserve & be strong. ગુજરાતનું આત્મબળ ગુજરાતના પુણ્યપરિમલ, ગુજરાતની સંન્યસ્તલક્ષ્મી સંઘરો ને ગુજરાતના આત્માને બળવાન ઘડો. ગુર્જર સંન્યાસિનીઓના મઠ સ્થાપો, ને આપણા ગુજરાતનો સંન્યાસ ખીલવવા દીર્ઘાયુષી થાવ.



# શ્રી સ્થાનકવાસી જૈન કોન્ફરન્સ



(મુંબઇ, માધવબાગ, ૧ લી જાનેવારી ૧૯૨૭ ને દિને મળેલી સ્થાનકવાસી જૈન કૉન્ફરન્સમાં તેના સંચાલકોની સૂચનાથી આ વ્યાખ્યાન આપ્યું હતું.)

**શ્રી સ્થાનકવાસી સંઘનાં નરનાર!**

એક અમદાવાદી તરીકે હૈયું આજ પ્રફુલ્લે છે.

આશરે પાંચેક વર્ષ ઉપર મુંબઇમાં 'મુંબઇના સિંહ' મળ્યા. સિંહ-ગર્જનાથી પણ મનુષ્યવાચાથી ગાજ્યાઃ કવિ! ત્હારો કોઇ અમદાવાદી દસની નોટ ધરે ને કહે, આ નોટના રૂપીઆ આપોઃ તો હું નોટે ન લઉં, ને રૂપીઆ પણ ન આપું.

મુંબઇના એ સિંહ–ભાઇ લક્ષ્મીદાસ રવજી તેરસીને પૂછ્યું કે એટલું બધું કાંઇ?

ઉત્તર મળ્યોઃ એની નોટ ખરી ન માનું હું. ત્હારા અમદાવાદી અસહકારીઓ અમારા ત્રણ લાખ રૂપીઆ ખાઇ જાય છે.

(અમદાવાદની કોંગ્રેસ વેળા મુંબઇએ અમદાવાદને ત્રણ લાખ રૂપીઆ આપ્યા હતાઃ મુંબઇ કહે, અમે લોન આપી છે; અમદાવાદ કહે, અમને મદદ આપી છે. શ્રી વિઠ્ઠલભાઇ પટેલ પંચ નિમાયા. એમના ભાઇની સમિતિના લાભમાં ચૂકાદો અપાયો. 'ઘી ઢોળાયું તો ખીચડીમાં' કરી મુંબઇગરાઓએ મન વાળ્યું. એ બધી કથા સાથે મ્હારે કે આ કોન્ફરન્સને અત્યહારે કાંઇ નિસ્બત નથી. આ કોન્ફરન્સમાંજ ગૃહસ્થ વિરાજે છે–શ્રી લખમસી નપ્પુ. જીજ્ઞાસા થાય ત્હેમણે એમને કે મુંબઇના સિંહને વિશેષ વાર્તા પૂછી લેવી.)

પાંચેક વર્ષ ઉપર મુંબઇમાં અમદાવાદને નામે અમદાવાદના વતની તરીકે એ વચનો સાંભળવાં પડ્યાં હતાં.

આજે પાંચ વર્ષ પછી એ જ મુંબઇ અમદાવાદીનું હૈયું પ્રફુલ્લાવે છે.

આ ત્રણ દિવસનો આપનો મહોત્સવ મારે મન તો 'જૈન લ્યૂથર' લોંકાશાહનો મહોત્સવ છેઃ જૈન Protestantism નો મહોત્સવ છે; ધર્મના Purification નો મહોત્સવ છે.

અમદાવાદના વતની તરીકે હૈયું પ્રફુલે છે. લોંકાશાહ અમદાવાદી હતા.

અને બીજું તો અહીં શ્રી લાલજી મહારાજના સંઘનાં દર્શને આવ્યો છું. ૨૦ મી સદીનો એ જૈન નૈષ્ઠિક બ્રહ્મચારીઃ સાગર સમ ગંભીર, આષાઢી મેઘ સમ ભરેલો. પર્વત સમ અડોલ, શિખર સમ ઉન્નત, અને છતાં આકાશ સમ ઉદારમતવાદીઃ એ જૈન મુનિવરને જન્માવ્યો, પ્રફુલ્લાવ્યો, પમરાવ્યો તે સંઘના દર્શને આવ્યો છું.

નાના વિધ–દેશપરદેશના ધર્મોના સાધુ સંતોના સમાગમનો મ્હને શોખ હતો. સૂર્ય એક છે, હિમાલય એક છેઃ આ અર્ધી સદીમાં શ્રી લાલજી મુનિવર મ્હેં તો બીજા દીઠા નથી.

આજથી પાંચસોક વર્ષ પૂર્વે અમદાવાદમાં બાદશાહી સ્થપાઇ. ગુજરાતના બાદશાહોએ પાટણ ત્યાગી ત્હાં પાટનગરી કીધી. કર્ણાવતી મટી એ નગરી અહમ્મદાબાદ થઇ.

ઇસ્લામની જાહોજલાલી ને જુલ્મ, અનુદારતા ને ઉદારતાઃ સહુ અમદાવાદે અનુભવ્યાં છે.

બાદશાહી યુગની અમદાવાદની જાહોજલાલી ઓર હતી. આજે સોએક ચીમનીઓ અમદાવાદનું આભ થંભાવતી ઉભી છેઃ ત્હારે એક હજાર મસ્જીદોના બે હજાર ટોડા આભના થંભ જેવા ઉભા હતા. આજે વસ્તી સવા લાખથી વધી ત્રણ લાખની થઇ છેઃ ત્હારે વસ્તી વીસ લાખની કહેવાતી. આજે સોનાની ટંકશાળ ભારતવર્ષ માગે છે ને મળતી નથી; ત્હારે મુગલાઇમાં ચાર સોનાની ટંકશાળો ભારતવર્ષમાં હતી, ને એમાંની એક અમદાવાદમાં હતી. અમદાવાદ આજે સૂતર ઉપર મ્હાલે છેઃ સોનારૂપાના, રેશમના, સૂતરનાઃ અમદાવાદ ત્હારે ત્રણ તાર ઉપર ધીકતુંઃ અમદાવાદના કિનખાબ, અતલસ, મશરૂ જગ-

વિખ્યાત હતાં. આજ મુંબઇમાં જોઇએ છીએ એમ સર ટોમસ રોએ દેશદેશના વ્યાપારીઓ અમદાવાદના બજારમાં દીઠા હતા.

હિરવિજય સૂરીજીને ઉપાશ્રયમાંથી અમદાવાદના સૂબાના જુલ્મને કારણે ભાગવું પડયું હતું: એ જ હિરવિજય સૂરીજીને શાહનશાહોના યે સમ્રાટ અકબરશાહનું અમદાવાદના જ સૂબાની મારફત દિલ્હી પધારવા આમંત્રણ મળ્યું હતું.

એ બાદશાહી અમદાવાદમાં, ઇ. સ. ના પંદરમા સૈકાના ઉત્તર ભાગમાં, એક જૈન ગૃહસ્થ હતા.

એમનો ધંધો હતો લહિયાનો. એમના અક્ષર હતા મોતીના દાણાના જેવા. જૈન સાધુઓ એમને શાસ્ત્રોની નકલો કરવા આપતા.

આપણા ગુજરાતના મહાકવિ પ્રેમાનંદ સુદામાજીનું વર્ણન કરતાં ભાખે છે કે 'થઇ ગૃહસ્થ પાળે સંન્યાસ.' એ પણ ગૃહસ્થ હોઇ સંન્યાસ પાળતા. સંન્યાસીઓને પણ સદ્બોધનાર એ પરમ ગૃહસ્થ—સંન્યાસી હતા.

હંસલો મોતી ચરે ને મોતીવર્ણો એનો દેહ બંધાય: એમ એ લહિયાજી શાસ્ત્રની નકલો ઉતારતા જાય, શાસ્ત્ર ભણતા જાય, ને એમનો આત્મા ઘડાતો જાય.

એમને ભાસ્યું કે ધર્મ શાસ્ત્રાનુસાર નથી પ્રવર્તતો.

એમને ભાસ્યું કે સર્વ દેશમાં ને સર્વ ધર્મમાં આવે છે એ ધર્મના નવસંસ્કરણની ઘડી જૈન ધર્મમાં આવી છે.

એમણે ધર્મસંસ્કરણનો ટંકાર કીધો.

અમણે પંજાબ સુધી જતીઓ પાડ્યા.

એમણે ઉચ્ચાર્યું કે દ્રવ્યપૂજા કરતાં ભાવપૂજા ઉત્તમ છે.

એ ગૃહસ્થ—સંન્યાસી તે અમદાવાદી લોંકાશાહ: સ્થાનકવાસી સંપ્રદાયના ધર્મપિતા: જૈન ધર્મના લ્યૂથર. લ્યૂથરની પૂર્વે પચ્ચાશેક વર્ષે અમદાવાદમાં થયા.

ધર્મસંસ્કરણનું એમણે બીજ વાવ્યું: ફૂલ્યોફાલ્યોફળ્યો ઘેરગંભીર એમનો વાવેલો આ આંબલો.

કાઠિયાવાડથી, મારવાડથી, મેવાડથી, બિકાનેરથી, પંજાબથી, કચ્છથી, દક્ષિણથી, દેશદેશાવરથી, એમનો મહોત્સવ ઉજવવા આજ આપ મળ્યા છો. એ મહાન અમદાવાદીનો મુંબઇએ ઉજવેલો આજનો આ મહોત્સવ. ધર્મસુધારણાનો આ મહોત્સવ છે. જૈન Protestantism નો આજનો મહોત્સવ છે.

મહાસન્તોને હાથે ધર્મોનાં એવાં નવસંસ્કરણ થતાં આવ્યાં છે, ને થશે.

લોંકાશાહ સાચ્ચા હતા કે નહિ ?

પ્રભુ જાણે.

પણ ઇતિહાસપ્રસિદ્ધ એમના સાક્ષીઓ આપને ગણાવું. એ પ્રત્યેક સાક્ષી યે સંપ્રદાયસ્થાપક છે, મહાત્મા છે.

લોંકાશાહના પહેલા સાક્ષી મહાત્મા લ્યૂથરઃ લોંકાશાહ પછી થોડેક વર્ષે જ થયાઃ ખ્રીસ્તી પ્રોટેસ્ટન્ટ સંપ્રદાયના સંસ્થાપક. એમણે ઉચ્ચાર્યું કે રોમન કેથોલિક સંપ્રદાયમાં મૂર્તિપૂજા છે તે ખ્રીસ્તશાસનને કે ખ્રીસ્તશાસ્ત્રને સંમત નથી

લોંકાશાહના બીજા સાક્ષી શ્રીમદ્ વલ્લભાચાર્યજીઃ લોંકાશાહ પછી થોડેક વર્ષે જ થયાઃ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ સંપ્રદાયના સંસ્થાપક. એમણે મૂર્તિપૂજા તજાવી નથી, પણ પોતાના ષોડશ ગ્રન્થોમાં શ્રીમુખે ભાખ્યું છે કે મૂર્તિપૂજાથી માનસી પૂજા ઉત્તમ છે.

લોંકાશાહના ત્રીજા સાક્ષી શ્રી સ્વામી નારાયણઃ ૧૮ મા સૈકાની આખરે ને ૧૯ મા સૈકાના આદિમાં થયાઃ શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયના સંસ્થાપક. શ્રીમદ્ વલ્લભાચાર્યજીની પેઠે એમણે યે મૂર્તિપૂજા તજાવી નથી, પણ સંપ્રદાયમાં દૃઢતાથી પ્રવર્તાવ્યું છે કે મૂર્તિપૂજાથી માનસી પૂજા શ્રેષ્ઠ છે.

લોંકાશાહના ચોથા સાક્ષી રાજા રામમોહનરાયઃ ૧૯ મા સૈકાના આદિમાં થયા : શ્રી બ્રહ્મસમાજ ને પ્રાર્થનાસમાજ સંપ્રદાયના સંસ્થાપક. એમણે ઉચ્ચાર્યું કે મૂર્તિપૂજા એ સાચું પૂજનવિધાન નથી.

લોંકાશાહના પાંચમા સાક્ષી મહર્ષિ દયાનંદ સરસ્વતીઃ ૧૯ મા સૈકાના ઉત્તર ભાગમાં થયાઃ શ્રી આર્યસમાજ સંપ્રદાયના સંસ્થાપક. એમણે ઉચ્ચાર્યું કે હિંદુ ધર્મમાંની મૂર્તિપૂજા વેદસંમત નથી.

સજ્જનો ! લોંકાશાહના એ સાક્ષીઓ જેવા તેવા છે ?

અને એ સહુમાં ઉમેરો ઇસ્લામના સંસ્થાપક પયગમ્બર મહમ્મદ સાહેબ. એટલે આપની કલ્પનામાં પૂરૂં ઉતરશે કે મૂર્તિપૂજા વિરૂદ્ધનાં મહાબળ જગતમાં કિયાં કિયાં થઇ ગયાં.

મૂર્તિપૂજા સાચી કે ખોટી એના નિર્ણયનો આજ પ્રસંગ નથી. આ કોનફરન્સમાં એ પ્રશ્ને ન હોય. અહીં તો એના ઉત્તરનો એક જ પડઘો પડે.

મ્હારી અંગત માનીનતા પૂછો છો ? પૂછો.

મ્હારી માનીનતા મ્હારી પ્રકૃતિના એક ગુણથી ને મ્હારા સંસ્કારના બીજા ગુણથી ધડાયેલી છે.

પ્રકૃતિથી હું કલાવિધાયક છું, શબ્દમૂર્તિઓ ઘડવી એ મ્હારો નિત્યધર્મ છે. હું તો માનું છું ને ઉચ્ચાર્યું યે છે કે મનુષ્યને આંખ છે ત્હાં સૂધી મનુષ્ય મૂર્તિપૂજક રહેશે.

મારા સંસ્કારગુણે હું વૈષ્ણવ છું: ને ગુર્જરદેશના બે પરમ વૈષ્ણવ ગુરૂઓ શ્રીમદ્ વલ્લભાચાર્યજી અને શ્રીમન્ સ્વામી નારાયણના કરતાં હું ડાહ્યો નથી. એમનું વચન મ્હારે શિરસા વન્દ્ય છે. આંખ કરતાં આત્મા મોટો છે, ને મૂર્તિપૂજા કરતાં માનસી પૂજા શ્રેષ્ઠ છે.

કલાવિધાયક તરીકે સૌન્દર્યના–કલાના પરમ નિયમોને આધારે બોલું તો મ્હારી તો એવી યે માનીનતા છે કે ઉત્તમ ભાવપૂજક હોય તે જ ઉત્તમ મૂર્તિઓ રચી શકે. દૃષ્ટાંત માગો છો ? દૃષ્ટાંત આ કોન્ફરન્સમાં જ વિરાજે છે.

અમદાવાદમાં અમે કલાપ્રદર્શન ભર્યું હતું. એમાં શ્રીમાન્ મહાવીર સ્વામીની ઉમદા રંગમૂર્તિ મૂકાઇ હતી. કોણે એ રચી હતી ? અમારા

કલાપ્રદર્શનના મંત્રી–ચિત્રકાર, એક ભાવભર્યા જૈન, આપના સ્વધર્મબંધુ, શ્રી ચન્દુલાલ છગનલાલ શાહે. આ કૉન્ફરન્સમાં આજે એ વિરાજમાન છે. અમૂર્તપૂજાના પૂજારીએ મહાવીરની ઉમદા રંગમૂર્તિ રચી હતી.

આ સંધે તો સમસ્ત જૈન સંધની કૉન્ફરન્સ ભરવાના પ્રયત્ન કીધા છે. છતાં ફરીથી વિનવું છું. ઉદારતા રાખજો: મતભેદો હોય ત્હાં ઉદારતા રાખજો: પુણ્યપાપના, બદમાશીના ભેદ હોય ત્હાં દયાભાવ રાખશો. દયાધર્મના અનુયાયીઓને મ્હારે એ કહેવાનું હોય જ નહિં.

આ કૉન્ફરન્સમાં ગુજરાતી, મારવાડી, પંજાબી, દક્ષિણી, કચ્છી, કાઠિયાવાડીના ભેદ પણ ન ઘટે.

દશા હો કે વીશા હો, ઓસવાળ હો કે પોરવાડ હો, બ્રાહ્મણ હો વણિક હો કે સુવર્ણકાર હો; આપણે સૌ મારવાડી છીએ.

અમદાવાદમાં એક વણિક શેઠને ત્યાં મારવાડી રસોઇયો હતો. એક વેળા રસોઇના વાંકમાં આવ્યો. શેઠ બડબડવા લાગ્યા: મારવાડી મઉ: કાંઇ રસોઇ આવડતી નથી: દુકાળના દેશમાંથી આવ્યો: વિગેરે.

રસોઇઓ સાંભળી રહ્યો. શેઠ બોલી રહ્યે શેઠની ભૂલ સુધારી; શેઠ! મારવાડી તો હું યે તે ને ત્હમે યે તે. મ્હારા બાપને મોડું ખૂટ્યું તે હું મોડો ગુજરાતે આવ્યો ને ત્હમારા બાપને વહેલું ખૂટ્યું તે વહેલા ગુજરાતે આવ્યા.

અર્બુદાચળથી ચાલીશેક માઇલે નૈઋત્ય ખુણામાં એક વિશાળ, ધનાઢ્ય, વિદ્યાસંપન્ન નગરી હતી.

આબુજીને શિખરે વસિષ્ઠકુંડ છે, જે કુંડમાં યજ્ઞ કરી પરમારાદિ પંચ ક્ષત્રિયકુલ વસિષ્ઠ ઋષિએ ઉપજાવ્યાની કથા છે.

એ વસિષ્ઠના પુત્ર પરાશર ઋષિ; જેમના નામની પારાશર સ્મૃતિ છે, ને જે કલિયુગમાં મનુસ્મૃતિથી યે વિશેષ માન્ય શાસ્ત્ર કહ્યું છે.

અર્બુદાચળનો ફરતો પ્રદેશ એ પરાશર ઋષિ ઉપરથી પરાશરનું અરણ્ય કહેવાતું. અને એ પરાશરના અરણ્યમાં એ વિશાળ ધનાઢ્ય વિદ્યાશણગારી નગરી હતી.

તે શ્રીમાળ નગરી; ત્હાંના આપણે સૌ મૂળ વતની. એ માઘ નગરી, એ દલપતરામ કવિનું મૂળ વતન.

શ્રીમાળ નગરીમાં આપણે લક્ષ્મીનારાયણના ઉપાસક હતા.

આજે મુંબઇમાં માધવબાગમાં આ અધિવેશન થયું છે એને અકસ્માત માનો છો? અકસ્માત માનવો હોય તે ભલે અકસ્માત માને. મધ્યસ્થ છે માટે આ સ્થાન લીધું: સ્થાનકની સમીપ છે માટે આ સ્થાન લીધું; બીજું સ્વાગતસમિતિને ન મળ્યું માટે આ સ્થાન લીધું: હશે. ખરૂં હશે. પણ લક્ષ્મીનારાયણને ચરણે શ્રીમાળીઓ પાછા આવ્યા છે, એ પણ એટલું જ ખરૂં નથી?

એ નગરીમાંથી ભારતવર્ષના પ્રાંતપ્રાંતમાં આપણે વેરાયા.

અગ્યારસેં છોંતેરનો દુકાળ,<br>
ભાગી પડ્યું ત્હાં પુર ભિન્નમાળ;<br>
રાજા હતો પાટણ સિદ્ધરાજ;<br>
આવી વસ્યો ત્હાં સઘળો સમાજ.

એ શ્લોકમાં છે આપણા ગુજરાત, કાઠિઆવાડ, કચ્છમાં આવ્યાની કથા.

આ સંઘને અર્ઝ કરૂં છું, ઇતિહાસને આધારે અર્ઝ કરૂં છું કે સાધુઓમાં કે શું સંસારીઓમાં ગુજરાતી–મારવાડીના ભેદ આ સંઘમાં ન ઘટે.

પ્રમુખ સાહેબ! આપનો સંઘ આજ વિચારવાને મળ્યો છે કે આજ સંઘ ક્યહાં છે? ને કિયે માર્ગે હવે સંઘને વળવું ઘટે?

કિનારો કોર કાંઠો કાંઇ દીસતા નથી. ચોમેર જળજળબંબાકાર છે. ચીલો યે જળમાં પડેલો નથી. તોફાનનાં વાદળાંથી દિશાઓ યે ઓળખાતી નથી.

ભરદરિયે દિશામાન લેવા આપ થંભ્યા છો: You have met today to take your bearings.

મ્હને ફરમાશ થઇ છે કે મ્હારે કાંઇક કહેવું. વણિકો ક્યહાં ઓછા ડાહ્યા છો કે બ્રાહ્મણને ડાહ્યો થવા ન્હોતરો છો?

પણ પૂછે ત્હ્યારે બ્રાહ્મણે બોલવું ઘટેઃ પછી રૂચો વા ન રચો.

ગઇ કાલે સંઘનાં દર્શન વળી વળીને કરતો હતો ને વિચારતો હતો કે શ્રીલાલજી મહારાજનો આ સંઘ!

ઉત્સાહ છે, ભાવ છે, લક્ષ્મી છેઃ આ સંઘ શું શું સાધીને ઉઠશે?

અરેરે! ભારતવર્ષમાં પ્રતિવર્ષ આવા કંઇ કંઇ સંઘ મળે છે, ને વિખરાય છે. શું શું સાધીને ઉઠે છે?

આ નાતાલની ઋતુ જ થઇ પડી છે મેળાવાની ને વિખરાવાની.

પણ વળી મન વાળ્યુંઃ કંઇક થાય છે જ. ન સ્હમજાતું યે કંઇક થાય છે. કાંઇ ન થતું હોય તો સંઘના સમૈયા ફરીફરીને ન મળે.

વચ્ચે થોડાંક વર્ષ ત્હમારો સંઘ ન મળ્યોઃ એ કદાચ નિદ્રા ન હતી, ડહાપણ હતું. પડતા ધોધનું રોકેલું પાણી પાછું પડવા દીધે બમણા વેગથી ધસે.

એ થોડાંક વર્ષ સંઘ ન મળ્યો તેથી યે કદાચ આજનો આવો મહિમાવાન સમૈયો ભરાયો હોય. પંજાબથી મદ્રાસ સુધીનો સારો ભારતવર્ષ ખૂંદીને પ્રતિનિધિઓ પધાર્યા છે.

આપને શું કહું?

આપનું હોકાયંત્ર ફરી ફરીને તપાસજોઃ આપનું સુકાન વાળતાં પહેલાં વળી વળીને સંભાળજો. શઢ તો સાબૂત છે ને? ડહાપણનું નીરમ તો આપને બીજે લેવા જવું પડે એમ છે નહિં.

સૌ હોય તો આદરોઃ સફર સફળ થાવ.

शान्तानुकूलपवनश्च शिवश्च पन्थः

તમારે ત્યાં સંન્યાસ છે. અમારા પરિવ્રાજકો ને પરિવ્રાજકાચાર્યો ઘોડાગાડી, આગગાડી, મોટર, હાથીના ભોગી થયા છેઃ આપના પરિવ્રાજકો હજી પરિવ્રાજક છે—પગે ચાલી વિચરે છે.

અમારે સંન્યાસિનીઆશ્રમ હતો, અસ્ત થયો; આપનો સંન્યાસિનીઆશ્રમ હજી સચેત ને સજીવન છે.

આ વીસમી સદીમાં યે અમારા કરતાં ત્હમારો સંન્યાસ વધારે જીવન્ત છે.

ત્હમારા સંન્યાસની ક્રિયાત્મક કઠોરતા ને ભાવનાત્મક ઉદારતા બન્ને યે મ્હેં તો શ્રી લાલજી મહારાજમાં મૂર્તિમંત દીઠાં છે.

નાગજી સ્વામીનું વચન મ્હારા તો કાનમાં રમે છે કે અમે વાણિયાના જ પૂજ નથી, જગતના પૂજ્ય છીએ.

નાનચંદજી સ્વામીનાં આખ્યાન સાંભળી રાસાઓની કાંઇક પ્રાચીન કથાશૈલીની ઝાંખી મ્હેં તો કીધી છે.

ત્હમારી Orthodoxy જાળવજો. ત્હમારી Liberalism ભૂલતા મા.

જૈનોના આનન્દઘનજી એટલે ધાર્મિક ઉદારતાની અવધિ.

ત્હમારામાં એક પ્રકારનું તપ છે; જૈન શ્રાવિકાનાં તપથીજ આશ્ચર્યચકિત અક્બર શાહે હીરવિજય સૂરજીને દિલ્હી ન્હોતર્યા હતા. વધતા જતા વિલાસના આ યુગમાં એ તપનાં યે જતન કરજો.

દિશામાન લેવા આપ થંભ્યા છોઃ હું શું કહું? સંઘસમુદાય નિરખી મ્હારા યે પાય થંભી જાય છે, આશા ને નિરાશા વચ્ચે આત્મા ઝોલાં ખાય છે. અન્તરનો ઉત્સાહ ને એ ઉત્સાહનાં પ્રમાણમાં ફળ ફળશે કે કેમ? એ વિચારહિન્ડોળે કાલનો હું તો ચ્હડ્યો છું.

હું નિરાશા ઉચ્ચરવા નથી માગતોઃ હુ આશાવાદી છું. આપને વિચારવાને ન્હોતરૂં છું.

આટલું સૈન્યદળ મહારાણા પ્રતાપ કે જોધાણનાથ જસવન્તસિંહના સમયમાં મળ્યું હોય તો?

આજે શેની ઊણપ છે?

આજે પ્રગતિનો યુગ કહેવાય છેઃ છતાં ત્ય્હારે હતું એવું આજ શું નથી?

એ જ પૂર્વજના આપ પુત્રો છોઃ એ જ આ ભારતવર્ષ છેઃ એ જ

વિષમતાની ઘડી આવી છે.

ત્ય્હારે પાય ઉછળતા ઉપડતાઃ આજે પાય કેમ મંદ પડે છે? ત્ય્હારે ફૂવારા ફૂટતાઃ આજે મૂશળધાર વર્ષાધારાઓમાં જાણે ભીંજાયા કેમ ભાસિયે છીએ?

ત્ય્હારે હતું એવું આજ શું નથી?

અટંકા રાજપુત્રોનો અડગ ટેકઃ વીરોનું વીરત્વ, પર્વત જેવું અડોલ નિશ્ચયવન્તુ આત્મબળ. ખાડા ખસે, પણ હાડા ન ખસે, એ ધર્મવીરનું કૂટસ્થ દર્શનઃ

ત્ય્હારે એ હતું, આજ એ નથી.

બ્રાહ્મણોના બ્રાહ્મણ એ ઘડતુંઃ ક્ષત્રિયોના ક્ષત્રિય એ સજતું; વૈશ્યોના વૈશ્ય એ રચતું; શૂદ્રોને સેવાપરાયણ એ કરતું.

એ તો થયો ભારતવર્ષનો—આપણો સહુનો વ્યાધિ.

નહિ તો સંઘ મળે, ને સંઘબળ વૃથા થાય? કલિમાં કે કૃતયુગમાં લોકવાણી તે દેવવાણીજ છે સદાસર્વદા.

પણ જૈન સમાજનો વિશેષ વ્યાધિ શો છે?

આપને એ વચન કદાચ પક્ષપાતી લાગશે; પણ સાચ્ચું માનું છું તે ઉચ્ચારૂં છુંઃ

વૈશ્યોએ બ્રાહ્મણને વિસાર્યો છે.

દૃષ્ટાંત આપું છું એથી ભૂલમાં ન પડતા, અર્થનો અનર્થ ન કરવા વિનતિ છે. મ્હારે મન તો બ્રાહ્મણ એટલે વિદ્યાગુરૂ, કુલગુરૂ, બુદ્ધિના બગીચાનો માળીઃ મ્હારે મન તો બ્રાહ્મણ એટલે જગદીશ બોસ, સ્વામી શ્રદ્ધાનંદજી, પ્રો. ગર્જર.

જૈન સમાજનો આજનો પ્રધાન રોગ એ છે કે જૈનોએ બ્રાહ્મણને વિસાર્યો છે.

આજથી કેટલાંક વર્ષ ઉપર મોરબીથી એક મિત્રની જાનમાં ટંકારે ગયો હતો. અમે ત્રણ બ્રાહ્મણો હતાઃ શુક્લ બરિસ્ટરના ભત્રિજા શ્રી

પીતાંબર ગોપાળજી શુક્લ, હું, ને એક ત્રીજા ગૃહસ્થ.

બપ્પોરે ટ્રામમાં મોરબીથી બેઠાઃ સ્હાંજે ટંકારે સામૈયું થયુંઃ સન્ધ્યાકાળે જાનીવાસે જાન ઉતરી.

બ્રાહ્મણોને ત્યહારે તૃષા લાગી. બ્રાહ્મણે મિત્ર વરરાજાને કહ્યું. વરે વડિલ ભાઇને કહ્યું. વડિલ ભાઇએ વ્હેવાઇને કહ્યું.

એ પછી અડધોક કલાક વીતી ગયો. પાણી ન આવ્યું.

ફરીથી વરરાજાને યાદ આપીઃ ફરીથી વરવાળાએ વ્હેવાઇને કહ્યું. વ્હેવાઇએ સ્હામો મોરો કીધોઃ હં—અં અ. તે કયુંના કોરા મોરિયા તો લાવી મૂક્યા છે. ત્હમારા ભામણ એવા કેવા કે ડેમીમાંથી પાણી યે ન ભરી આવે?

જાનવાળાઓ હસી પડ્યા, ને કહ્યું: અમારા ભામણ એવા નથી કે મોરિયા ભરી આવે—ને પછી અમને વાતચીતનો અર્થ સ્હમજાવ્યો.

અમે સ્હમજ્યા કે બ્રાહ્મણના ભામણ થયા.

સદ્‌ગૃહસ્થો! હાઇસ્કુલો, કોલેજો, બોર્ડિંગો—વિદ્યામંદિરોમાં યે જઇને પૂછો તો મહારાજ એટલે પાણી ભરનારો કે રસોઇયો.

તે રાત્રે લગ્ન થયાં. વળતે દિવસે બપ્પોરે અમે જમીને નીસર્યા ત્યહારે દંપતીને પરણાવનાર કુલગોર રસોઇનું સીધું ન મળવાથી વ્હેવાઇને આંગણે ભૂખ્યો લાંઘતો હતો.

ને એ કુલગુરૂ કનેથી લગ્નસુખના કલ્યાણઆશીર્વાદ ત્હમારે પામવાના રહ્યા!

એ ખરૂં છે કે બ્રાહ્મણના મહિમાઅસ્તનું કારણ મુખ્યત્વે બ્રાહ્મણ જ છે.

પણ મનુ મહારાજ કહે છે તેમ वर्णानां ब्राह्मणो गुरुः

જનતાના એ ગુરુનો અસ્ત થતાં સમસ્ત જનતા અસ્ત પામી.

એ દ્રોણાચાર્ય જતાં એ અર્જુન ને કર્ણ ગયા, એ વસિષ્ઠજી જતાં એ રામચન્દ્રજી ગયા.

ક્ષત્રિયોએ વીરત્વના માળી બ્હારોટચારણને વિસાર્યાઃ એ ચન્દ બરદાઇ જતાં દિલ્હીપત રાય પૃથ્વીરાજજી ગયા.

વૈશ્યો વિદ્યાગુરુ બ્રાહ્મણને ભૂલ્યાઃ એમાં વૈશ્યત્વ ભૂલાયું. બ્રાહ્મણ ગયા, ક્ષત્રિય ગયા, વૈશ્ય ગયાઃ એમ પ્રજા હારી બેઠી.

સજ્જનો ! ક્ષત્રિયોના તો પ્રાસંગિક સંગ્રામ હોય. ચિતોડના ઘેરા નિત્યનિત્ય નથી હોતા. ક્ષત્રિયોને સંગ્રામ કોક કાળે ખેડવાના હોય છે.

પણ આપ વૈશ્યોને તો સદાયના છે જગસંગ્રામઃ નિત્યે ને નિત્યે બજારમાં ઉભા રહી અમેરિકાને, જર્મનીને, યૂરોપને જાપાનને હરાવવાનાં છે.

બુદ્ધિનાં બાણ ને દીર્ઘદૃષ્ટિનાં કવચ સજ્યાં હશે તો જ ત્હાં જીતાશે.

આજે જગતમાં બુદ્ધિયુગ પ્રવર્તે છે. યપ્રેના કુરુક્ષેત્રમાં કે વરડૂનના ઘેરામાં બુદ્ધિબળ જ જીત્યું છે. શસ્ત્રસંગ્રામનું ક્ષત્રિયત્વ કે નિઃશસ્ત્ર નિત્યસંગ્રામના વૈશ્યત્વનો પરમ વિધાતા આજ ને સદા યે બ્રાહ્મણ છે. વીસમી સદીનો એક બ્રાહ્મણ આપને યાદ આપે છેઃ આ બુદ્ધિયુગમાં બ્રાહ્મણત્વને મ ભૂલતા.

એ ખરૂં છે કે બ્રાહ્મણે લક્ષ્મીના પતિની છાતીમાં લાત મારી ભૃગુલાંછન પાડ્યું. એ ખરૂં છે કે બ્રાહ્મણ લક્ષ્મીજીના પિતાને અંજલીમાં લેઇ પી ગયો ને અગસ્ત્ય ઋષિએ મહાસાગરને યે માપી આપ્યો. લક્ષ્મીજી બ્રાહ્મણત્વથી રિસાઇ બેઠાં. લક્ષ્મીજીની અવગણના કાંઇકે પાલવશેઃ સરવસ્તીની અવગણના, ને તે યે આ બુદ્ધિયુગમાં, પ્રજાને લેશે નહિ પાલવે.

બ્રાહ્મણત્વને મ ભૂલતા, એટલું જ નહિઃ ક્ષત્રિયત્વને યે મ ભૂલતા. ભામાશાહે રાણા પ્રતાપને વિસાર્યો ન હતો. ભામાશાહ ને પ્રતાપ મળ્યા ત્મ્હારે મેવાડ મુગલાઇમાંથી ઘેર આવ્યો.

પડેલી પ્રજાને બેઠી કરવાની છે. ભારતવર્ષને પ્રજાઓને મોખરે પાછું સ્થાપવાનું છે. ભારતના ચારે વર્ણોએ ભગિરથ શ્રમ ખેડવાના છે.

આજે બ્રાહ્મણને કાજ જગત છે; આજે વીરની દુનિયા છે. વૈશ્યે બ્રાહ્મણ સમું જ્ઞાન ને ક્ષત્રિય સમું સાહસ ખેડવાનાં છે.

સજ્જનો ! આ આપની કૉન્ફરન્સ ધર્મ ને સંસારની કૉન્ફરન્સ છે. છેલ્લુંવેલ્લું એક કહું છું.

સંસારધાત્રીઓને વિસારી સંસારને સુધારી નહિ શકો. કાલથી નિરખું છું. क्षमया धरित्री એ વચન વારંવાર પ્રત્યક્ષ થાય છે. એમની ધીરજને વખાણું કે આપની વ્યવસ્થાને વખાણું? એક અક્ષરે કાલે ન સંભળાયા છતાં ગઇ કાલે એ સ્ત્રીજનતા મંડપ વચ્ચે ધસી ન આવી એ આપને આશ્ચર્ય નહિં ભાસ્યું હોય. સંઘ સ્ત્રીઓનો નથી? કૉનફરન્સ સ્ત્રીઓની શું છે જ નહિ? સંસાર સ્ત્રીઓને વિસારીને નિભાવશો? કે સુધારશો? અમારા શાસ્ત્રમાં તો કહ્યું છે કે પત્ની સંગાથે ન હોય તો યજ્ઞમાં હોમેલો હવિ દેવતા સ્વીકારતા નથી. આપના આ કૉનફરન્સયજ્ઞ ઉપર દેવતાઓની પ્રસન્નતા ઉતારવી હોય તો સ્ત્રીજનતાને સંગાથે રાખશો.

એક પૂછું છું. આપ શ્રાવક છો? કે જૈન? જિતેન્દ્રિય જૈન હશો તો સાંભળેલું હૈયે ધારણ થશે! કેવળ શ્રાવક હશો તો શ્રવણે અથડાઇ શબ્દો ખરી પડશે.

એક કથા કહું છું: સાંભળિયે.

ફળીફૂલી વાડી વચ્ચે એક આંબો હતો. એને હતી ત્રણ શાખાઓ. આ વેળા મુંબઇમાં માગશર માસે આંબા મ્હોર્યા છે એમ વસંતમાં એને મ્હોર બેઠા. કેરીઓની આશા ઉગી. એવે પાનખરના વાયુ વાયા. શાખાઓની મંજરીઓ પરસ્પર અથડાઇ. મ્હોરનો મ્હોટો ઢગ ખરી નીચે પડ્યો. લોકે જોયું: લોક જોઇ જોઇ હસ્યા ને બોલ્યા આંબે મ્હોર એટલી કેરીઓ ન હોય.

દ્હેરાવાસી, સ્થાનકવાસી, દિગંબર એમને સાંહોસાંહે પરસ્પર લ્હડતાં સાંભળી કે છાપામાં વાંચી એ કથા સાંભરે છે.

સારા દેશભરમાં પાનખરના વાયુ વાય છે, મ્હોર ખરે છે, ત્ય્હાં ત્હમારી વિશેષતા કાંઇ નથી; છતાં દયાધર્મના પયગમ્બરના વીર પ્રભુના

જિતેન્દ્રિય પુત્રો–વિ. વિ. નિરખો એ પેલા એક આંબલાની ત્રણ ડાળીઓ: ને નીચે પડેલા મ્હોરના ઢગ.

મ્હારી તો એકજ વિનતિ છે: સાવ મ્હોર ખરી જાય ત્ય્હાં સુધી મંજરીઓ પરસ્પર મા અફાળતા.

શાખાઓ! મંજરીઓ! થડ ભણી નિહાળો: એજ થડ ત્હમને ત્રણેયને રસ પાય છે. એ મહાવીરનાં અમૃત ત્હમને પોષે છે.

ઉઠો ને એકદષ્ટ થાવ: ભૂતકાળમાં, તેમજ ભવિષ્યમાં.

ત્હમારૂં ત્રણ શાખાઓનું સંગઠ્ઠન ભારતીય પ્રજાના એક અખંડ અંગનું સંગઠ્ઠન છે.

ભારતના સમસ્ત પ્રજાદેહના લક્ષ્મીસમૃદ્ધ અંગ ઓ વૈશ્યજનતા! ઉઠો, સંચો, સંઘરો: યુગયુગથી ભારતની લક્ષ્મી ઢોળાય છે. ઉઠો, પાળ બાંધો, ઢોળાતાં ધન રોકો.

વીસમી સદીનું ભારતીય બ્રાહ્મણત્વ, ભારતીય ક્ષત્રિયત્વ જગત્-સ્પર્ધામાં ભારતીય ગૌરવ કાજે આજ મથે છે. ત્હેમને પડખે, ઓ ભારતીય વૈશ્યત્વ! આવ અને ઉભું રહે.

ભારતીય પ્રજાનાં વિજયયજ્ઞમાં આવ ને ત્હારો યે કલ્યાણ-ભાગ ભોગવ.

પ્રભુ ત્હારૂં કલ્યાણ કરશેજ: બ્રાહ્મણના ત્હને આશીર્વાદ છે.

# ઇશૂ ખ્રીસ્તઃ

## જગતનો પરમ નૈષ્ઠિક બ્રહ્મચારી



(૨૪ મી ડિસેમ્બર ૧૯૨૫ ને દિવસે અમદાવાદમાં પ્રેમાભાઇ હોલમાં ધ યંગ મેન્સ ખ્રીશ્ચિયન યૂનિયન તરફથી ખ્રીસ્ત–જયન્તી ઉજવાઇ હતી. ત્ય્હારે પ્રમુખપદેથી આપેલું ભાષણ.

જૂદા જૂદા ધર્મના સાતેક વક્તાઓએ ઇશૂની જીવનકથા કહી હતી.)

### આદિ પ્રવચન

અમદાવાદમાં આજે ધર્મોત્સવનું અપૂર્વ પર્વ છે.

જગત્સમન્વય થશે ત્ય્હારે ભારતમાંથી જ થશે. જગત્સમન્વયનો એ યુગ આવે છે. આપણા નગરમાં ત્હેના પ્હેરોડનું આજ પર્વ છે.

આજ મ્હને પ્રમુખપદ આપવાને માટે અમદાવાદના ધ યંગ મેન્સ ખ્રીશ્ચિયન યૂનિયનનો અન્તરથી આભારી છું.

અમદાવાદ આજ ખ્રીસ્તજયન્તી ઉજવે છે.

ભારતમાં ખ્રીસ્તદર્શન એક હિન્દુને થયું હતું : કેશવચન્દ્ર સેનને. બ્રહ્માનન્દ કેશવને સંભાર્યા વિના આજની તિથિ ભારતમાં ઉજવાય જ નહીં

કેશવનું અદ્દભુત ખ્રીસ્તદર્શન હતું. ખ્રીસ્તમાં તે પૂર્વપશ્ચિમનો સમન્વય જોતા.

ખ્રીસ્તના બ્રાહ્મણજીવનમાં, ખ્રીસ્તના ઋષિજીવનમાં, ખ્રીસ્તના યોગજીવનમાં જગત્સમન્વય છે.

પ્રજાપ્રજામાં પાછા સ્થપાતા સદ્દભાવનું આજનો ઉત્સવ ફૂલ ને સાક્ષી છે. સર્વ પક્ષે એ સદ્દભાવ ચિરંજીવ થાવ.

કૃષ્ણજન્માષ્ટમી જેવી આ ખ્રીસ્તજન્મજયન્તી–The Day of Nativity છે. ખ્રીસ્તની જન્મતિથિ તો ૨૫ મી ડિસેમ્બરે. તો આજ ૨૪ મીએ આ ઉત્સવ કેમ ?

નૈમિત્તિક કારણ તો એ છે કે કાલે આ પ્રેમાભાઇ હોલ મળે તેમ નથી.

પણ નિમિત્તોમાં યે હરિના સંકેત હોય છે ને? એ નિમિત્તથી હિન્દમાંની ખ્રીસ્તજયન્તીને અવસરે હિન્દુ પ્રથા આજ પળાય છે.

ખ્રીસ્તનો જન્મ ૨૪ મી ને ૨૫ મીની વચલી રાત્રે.

યૂરોપની તિથિ મધરાતથી મધરાતની.

યાહૂદીઓની તિથિ સ્હાંઝથી સ્હાંઝની. એમનો સાબાથ શુક્રવાર સ્હાંઝથી શનિવાર સ્હાંઝ સૂધી.

હિન્દુઓની તિથિ સ્હવારથી સ્હવારની.

કૃષ્ણજન્માષ્ટમીનો ઉત્સવ આપણે ત્‍હાં નવમીએ નહીં, અષ્ટમીએ.

એમ ખ્રીસ્ત જન્મજયન્તીનો ઉત્સવ—હિંદુ ગણત્રીએ—આજ ૨૪ ડિસેંબરે.

આજની ઐતિહાસિક તિથિ છે: બે હજાર વર્ષથી ઇતિહાસસિદ્ધ છે.

નવીન અર્થમાં યે આજની ઐતિહાસિક તિથિ છે.

અમદાવાદના હિન્દુ ઇસ્લામી પારસી ખ્રીસ્તી જૈન થિયોસોફિસ્ટ પ્રાર્થનાસમાજી બ્રહ્મસમાજી ખ્રીસ્તજયન્તી ઉજવવા આજ ટોળે મળ્યા છે.

અમદાવાદનું ઉદારભાવ વિદ્વન્મંડળ આજ ત્‍હમારી સમક્ષ છે.

ઉદારતાના બોધપાઠ આજ ઉજવાય છે ત્‍હારે બે ભાવનાઓ સ્ફુરે છે:

એક આશા મ્‍હારી વૃથા નહીં જાય કે રામજયન્તી કૃષ્ણજયન્તી ઝરથૂસ્ત્રજયન્તી મહમ્મદજયન્તી બુદ્ધજયન્તી મહાવીરજયન્તીના અવસરોએ આજની અખ્રીસ્તીઓની ઉદારતાનો ઓછામાં ઓછો આટલો યે ખ્રીસ્તીઓ બદલો વાળશે, ને ઉદાર ભાવનાના આ કુમાળા છોડને પ્રફુલ્લાવશે.

બીજી ભાવના: આ ઉદારતાના ભાવ ક્ષણિક ન હોય ને સ્થાયી હોય તો અમદાવાદમાં ગુજરાતની સર્વધર્મપરિષદ્ ન્હોતરો; તો Comparative Study of Religions ને માટે A School of Philosophy સ્થાપો.

બી. એ. માં Philosophy—માર્ટિનો ને કેન્ટ ને એરિસ્ટોટલ

શિખતો ત્ય્હારથી બ્રાહ્મણજીવનનું એ મ્હારૂં સ્વપ્નું. હજી યે ઇનશાહ અલ્લાહ.

એક વ્યક્તિ તરીકે તો, એક સાચ્ચા Eclectic તરીકે તો ભિન્ન ભિન્ન ધર્મોના, પૃથક્ પૃથક્ સંપ્રદાયોના અભ્યાસમાં હું તો એ જ કરી રહ્યો છું.

અમદાવાદમાં આજ પરમ ઉદારતાનું પરવ. દલપતરામના હૈયામાં રમતું હતું તે. દલપતરામના પરમ મિત્ર એક ખ્રીસ્તી સજ્જન, એલેકઝેન્ડર કિન્લોક ફોર્બ્સ હતા એ સર્વવિદિત વાત છે. મ્હને વારસામાં મળેલું છે તે સર્વસમન્વયનું સ્વપ્નું યત્કિંચિતે આજ પ્રત્યક્ષ થતું નિહાળી હું તો આહ્લાદું છું.

આજના સમારંભને ત્હેની ઉદારતા—વિશાળ ઉદારતાને માટે ધન્યવાદ ઘટે છે.

## ઉપસંહાર

એક વેળા હું પેટલાદ જતો હતો. હાલની આણંદવાળી દાદાભાઇ હાઇસ્કુલ ત્ય્હારે પેટલાદમાં હતી. આણંદથી કરમસદના કથોલિક પાદરીનો સંગાથ થયો. વાતચિત નીકળી. મ્હેં કહ્યુંઃ મ્હને તો ઇશૂ ખ્રીસ્તને માટે પૂજ્ય ભાવ છે. એશિયાનો અમારો એ યોગી, એ બ્રહ્મર્ષિ. પાદરી બાવાએ પૂછ્યુંઃ ત્હમે આર્યસમાજી છો? મ્હેં કહ્યુંઃ ના.

કરમસદિયા કોઇક—કોઇકને એવા અવળા અર્થ ઉકેલવાની ટેવ કેમ પડી હશે?

પૂર્વે કહ્યું તેમ હું તો Eclectic—સર્વસારગ્રાહક છું, મ્હારો સર્વસાર સંપ્રદાય છે. યથાશક્તિમતિ સર્વ ધર્મમાંથી સાર સારવવા મથું છું. ખ્રીસ્તી ધર્મને યે અળગો નથી રાખ્યો. જૈનો, વૈષ્ણવો, દેવીભક્તો, આર્યસમાજીઓ, બ્રહ્મો, સ્વામીનારાયણીઓ, ઇસ્લામીઓ, પારસીઓ—સહુની સાક્ષી. આજે ખ્રીસ્તીઓ સાક્ષી પૂરે છે.

બીજુંઃ યૂરોપમાં ને અહિંયાં મેરી કોરેલીની પેઠે કેટલાક કહે છે કે Christianity of the Churches is not the Christia-

nity of the Christ or of the Bible: એ તો Churchi-onity છે. એમ હશે કે નહીં હોય: મ્હને Churches નો અનુભવ નથી. હું આજે બોલું છું તે Christianity of Christ વિશે, Christianity of the Bible વિશે બોલું છું.

પણ મન્દિરપન્થીઓના એ ટીકાકારોને એટલું પૂછી લઉં છું કે જગતના કિયા મહાધર્મને કે શાખાસંપ્રદાયને મન્દિર વિના ચાલ્યું?

અને ત્રીજું: આવો ઉદાર ખ્રીસ્ત-જયન્તીનો ઉત્સવ આજ આમ આટલો મોડો મોડો કેમ? કંઇક સૈકાઓથી ખ્રીસ્તી ધર્મ હિન્દમાં તો છે.

ખ્રીસ્ત જે ભાવે વિચરતો તે ભાવે હિન્દમાં Christianity વિચરતી હોત તો વધારે આદર પામત. દુનિયામાં કોમ કોમના-Races ના, Economics-અર્થશાસ્ત્રોના, Politics-રાજનીતિના પ્રજા-વિરોધો, East અને Westનાં પરસ્પરનાં ભાંડણ ઓછાં હોત તો Christ અને Christianity, હિન્દમાં ને હિન્દ બહાર, હજી અધિકાં સત્કારાયાં હોત.

જ્યહારે જ્યહારે બાઇબલ હું વાંચું છું ત્યહારે ત્યહારે હું તો Christ માં એક પરમ આર્ષ Idealનું-આદર્શનું દર્શન પામું છું.

ઇશૂ ખ્રીસ્ત એટલે એક પરમ બ્રહ્મર્ષિ.

કોટે પાટલૂન ને ટાઇ પ્હેરાવાયેલા ઇશૂ ખ્રીસ્તને આર્યાવર્ત ઓળખી શકતું નથી: અને એ મુક્તિફોજ સારી રીતે સ્હમજી ગઇ છે.

પ્રતાપચન્દ્ર મઝુમદારે the Oriental Christના ગ્રન્થમાં ઓળખ્યો છે એ ખ્રીસ્તને ભારત વર્ષ ઓળખતું જ આવ્યું છે.

ઇશૂ તો હતો એશિયાનો કન્થાધારી જોગન્દર.

ખ્રીસ્ત વિશે વિચાર જાગતાં જ ચાર વાનાં તરી આવે છે: ખ્રીસ્ત-જીવન, ખ્રીસ્તધર્માંમૃત, ખ્રીસ્તનાં અઢાર વર્ષનાં મૌન, અને બાઇબલ.

અને એ ચારેય ઉપર વાદળ શો અખંડ વિસ્તરતો સન્ત પુરુષ-યોગીજનનો પરમ બ્રહ્મરંગ.

વિસ્તાર વિના યત્કિંચિત ચારે ય વિચારિયે.

છેલ્લો મુદ્દો પહેલો લઇશું.

### બાઇબલ

બાઇબલ મૂળ હિબ્રુમાં રચાયું, પછી ગ્રીક ભાષામાં ભાષાન્તર થયું. પછી લેટિનમાં. પછી યૂરોપની ભિન્ન ભિન્ન Vernacularsમાં. અને પછી જગતની ઘણીખરી ભાષાઓમાં.

બાઇબલ લખાયે અઢારસોક વર્ષ થયાં.

મનુષ્યજાતિનો પ્રાચીનમાં પ્રાચીન ગ્રન્થ તો ઋગ્વેદ. પણ આજ મનુષ્યજાતિનો વધારેમાં વધારે વંચાતો ને વિસ્તરેલો મહાગ્રન્થ તો બાઇબલ.

યૂરોપઅમેરિકાના સાહિત્યકારો આજે એને પોતાનો અદ્વિતીય ગ્રન્થ ઉચ્ચારે છે.

Plato's Republic. St. Augustine's Confessions, Thomas a Campes's Immitation of Christ: યૂરોપઅમેરિકામાં જન્મેલા એથી અધિકા Spiritual ગ્રન્થો છે? યૂરોપઅમેરિકાનું જગતસાહિત્યમાં એ સર્વોત્કૃષ્ટ Spiritual Contribution. યૂરોપઅમેરિકાના યે સાહિત્યમીમાંસકો કે સાધુસન્તો ભાખે છે કે એ બાઇબલ સમોવડાં છે?

ઈંગ્રેજી ભાષામાં તો The Book એટલેજ બાઇબલ.

ખરેખર! બે–બે હજાર વર્ષથી એક ભાષાંતર એ એમનો સર્વોત્કૃષ્ટ મહાગ્રન્થ એ બીના યૂરોપઅમેરિકાના સાહિત્યોને જેટલી ઝંખવનારી છે એથી યે અધિકી ઇશૂ ખ્રીસ્તના મહિમાની ને ગૌરવની તે ઇતિહાસસિદ્ધ પરમ સાક્ષી છે.

આમ યૂરોપઅમેરિકા પોતાનું સર્વશ્રેષ્ઠ ને સર્વસ્વ ગણે છે તે યૂરોપઅમેરિકાને એશિયાએ દીધું. અમેરિકા યૂરોપ પાસે આજ પોતાનું લ્હેણું માગે છે ને યૂરોપ તે વાળવા કમ્મર કસી રહ્યું છે. ઇતિહાસ પૂછે છે–પૃથ્વીના ચોખંડમાંથી માનવજાત પૂછે છે–આકાશમાંથી Ange-

ls–દેવો પૂછે છે કે યૂરોપઅમેરિકા એશિયાનું એ બે–બે હજાર વર્ષજૂનું મહાઋણ ક્યહારે ને કેમ વાળશે?

બે–બે હજાર વર્ષથી પશ્ચિમમાં બાઇબલ જેવો પરમ ગ્રંથ નથી. શા કારણે?

ઘણાં કારણો ગણાવવા સમય નથીઃ બે સૂચવું છું.

એક તો એ કે: It is a grand spiritual Epic: It is the story of a Divine Hero.

ઇલિયડમાંનાં કાર્થેજમાંનાં કે ક્ષત્રિયતીર્થ ચિતોડમાંનાં યે કેસરિયાં કરતાં એમાંનું વીરત્વ દૈવી છે. મૃત્યુમુખમાં સ્હામે મુખડે પગલાં માંડતા યોગીન્દ્રની એ મહાકથા. કુરુક્ષેત્રના સંહાર સરિખડું એનું એક મૃત્યુ ઇતિહાસ ઘડનારૂંઃ લંકાદહનમાંના પાપદહન સરિખડો એનો એક મૃત્યુ-તણખો માનવજાતનાં ઘણાં પાપ દહન કરનારો.

સત્ય ને અસત્યની, પુણ્ય ને પાપની Eternal storyનું એ મહાકાવ્ય છે. આત્મિક સત્યોનો એ મહારાસો છે, It is an Epic of Human Sacrifice: સત્યના યજ્ઞમાં નરમેધનું–સન્તમેધનું એ પરમ કાવ્ય.

એમણે રચ્યા જીવનના મન્ત્રો; આપણે લખિયે છીએ જીવનનાં ભાષ્ય.

ને ભાષ્યો કરતાં મન્ત્રો ચિરંજીવ હોય જ ને?

અને બીજું કારણઃ પૂર્વની એક ગ્રંથશૈલી છેઃ પરમ કવિતા, પરમ ઇતિહાસ, પરમ ફિલસુફીના એકાગ્ર સંવાદના સિતાર સમાં બ્રહ્મસંગીતની ગ્રંથગૂંથણની. ઇલિયડમાં મહાઇતિહાસ છે; પરમ કવિતા છે; ગીતા કે શાંતિપર્વ નથી. ગીતાજી એવો બ્રહ્મસિતારનો ગ્રંથ. વિરાટદર્શનમાંના કાલસત્ય ફિલસુફી ને કવિતા જગતસાહિત્યમાં બીજે ક્યહાં ક્યહાં દીઠાં? એવો જ ઇતિહાસ કવિતા ને ફિલસુફીનો બ્રહ્મસંવાદ શ્રીમદ્ ભાગવતમાં છેઃ ને તેથી અઢાર પુરાણોની માળાનો તે મેર.

એ જ બ્રહ્મસંગીતના સિતારની શૈલી બાઇબલમાં છે.

ને બાઇબલમાંની Pastoral Poetry શ્રીમદ્ ભાગવત સરિખડીજ છે.

ઉપનિષદોની Parables—વાર્તાઆદેશની શૈલી યે બાઇબલમાં સારી વિકસેલી છે.

એથી એ મહાગ્રન્થનું શ્રેષ્ઠત્વ.

આજે ૨૦ મી સદીમાં ન્હાનકડી ગીતાંજલિએ યે યૂરોપઅમેરિકાને ચમકાવ્યા—છક કીધાઃ તો બાઇબલ જેવો મહાગ્રન્થ બે—બે હજાર વર્ષથી પશ્ચિમના સાહિત્યમાં અદ્વિતીય રહે એમાં મ્હને તો આશ્ચર્ય નથી લાગતાં.

## અઢાર વર્ષનું મૌન

શંકરાચાર્યજીની પેઠમ માત્ર તેત્રીશ વર્ષનાજ આયુષ્યવન્તા ઇશૂ ખ્રીસ્તના જીવનના ૧૮ વર્ષની કથા બાઇબલમાં નથી. બાર વર્ષની વયે ઇશૂએ યેરુસેલમમાં દર્શન દીધાં, પછી અદૃશ્ય થયો, ને પછી ૩૦ ની વયે પેલેસ્ટાઇનમાં છતો થયો. વચગાળાનાં—૧૨ થી ૩૦ સૂધીનાં અઢાર વર્ષ ખ્રીસ્ત ક્યહાં હતો? ત્હેણે શું કીધું? બાઇબલમાં એનો ઉત્તર નથી.

બાઇબલના અભ્યાસી એવે 18 Years of Silence કહે છે.

ખ્રીસ્તની જીવનકથા ગાતા ચારે Gospels નું એ અઢાર વર્ષ વિશે મૌન છે.

દેખીતી રીતેજ એ તૈયારીનાં વર્ષો હતાં.

કહેવાય છે, ને કેટલાંક વર્ષો ઉપર એવી વાત આવી હતી, કે કોઇક રશિયાના મુસાફરને લ્હાસામાંથી એક ગ્રન્થ સાંપડ્યો. એમાં એવું વર્ણવેલું છે કે ખ્રીસ્ત ટિબેટમાં ગયો હતો.

જો એ વાત ખરી હોય તોઃ અને ખ્રીસ્તના જન્મ પ્રસંગે, શ્રી કૃષ્ણના દર્શને શિવજી પધાર્યા'તા એમ, the Wise Men of the East પધાર્યા હતા તે હકીકતમાંથી, Sermon on the Mount માંના ધર્મોપદેશના ને બૌદ્ધોપદેશના સામ્યમાંથી, તેમજ બાઇબલમાંના અન્ય

કેટલાક સિદ્ધાન્તોના, ચમત્કારોના, યોગજીવનના હિંદુ સિદ્ધાન્તો સાથેના સામ્યમાંથીઃ કલ્પનાને રમવાને ચોકની ચન્દની મળે.

બ્રહ્મચર્યનાં બાર વર્ષ: સમાવર્તન પછીનાં ત્રણ–ચારેક વર્ષ પર્યટન-દેશાટનનાંઃ ને વર્ષ દોઢેક જતાંઆવતાંનું: એમ અઢાર વર્ષ થાય.

કાશ્મીર ને કાશ્મીરનો ઉત્તરદેશ, હિમાલયમાંનો ઉત્તરાખંડ, ને એની બે પાંખો રૂપ ગાન્ધાર–કન્દહાર ને ત્રિષ્ટુપ–તિબેટ; રાવળપીંડીની સમીપમાં તક્ષશીલાની શારદાપીઠઃ એ ભૂગોલભાગમાં ખ્રીસ્ત ભમ્યો હોય એ કવિતા પૂરતું યે સંભવિત શું નથી?

કેટલાંક વર્ષો ઉપર આમાંની કેટલીક વાતો વાતાવરણમાં હતી. ને ત્ય્હારે બ્રહ્મચર્યાશ્રમી ખ્રીસ્તને કાવ્યનાયક સ્થાપીને, શ્રીમદ્ ભાગવત સરિખડું, ગીતાના અષ્ટાદશ અધ્યાય સમા મૌનના–અલોપ ગોપનના એ અઢાર વર્ષનું, કાવ્ય રચવાના અભિલાષ થયા હતા. પણ સર્વે યે અભિલાષ કોઇના યે ક્ય્હાંઇ ફળ્યા જાણ્યા છે?

સાંભળ્યું છે કે Nestorian Christians બીજા સૈકામાં કોચીનની આસપાસ મલબાર કાંઠે આવ્યા'તા, ને ત્ય્હાં ઇશૂપુરાણ રચાયું હતું.

એ પુરાણ પ્રચાર પામ્યું હોત તો બુદ્ધની પેઠે ઇશૂયે આજ હિન્દુઓના ૨૪ અવતારમાં સમાસ પામ્યા હોત.

કોઇક દહાડો તો એ અઢાર વર્ષ આડા પડેલા પડદા ઉપડશે ને? ઇતિહાસ ત્ય્હારે કંઇક અજબ કથની કથશે.

ઇતિહાસદૃષ્ટિએ ત્ય્હાં સૂધી તો એ અઢાર વર્ષો મૌનનાં જ છે.

## ખ્રીસ્તનું ધર્મામૃત

શ્રી સ્વામી નારાયણનો ગુજરાતમાં પાદુર્ભાવ થતાં પહેલાં શ્રી રામાનન્દ સ્વામીએ કહ્યું હતું કે 'અમે તો ડુગડુગિયું વગાડિયે છિયે, વેશ તો વાંસે આવે છે.' ખ્રીસ્તના યે પ્રાગટ્ય પહેલાં John the Baptist થયો ને ત્હેણે પેલેસ્ટાઇન ભરી ઉચ્ચાર્યું કે 'આવે છે, તે આવે છે.'

ખ્રીસ્તે ભાખ્યું કે I come not to destroy but to fulfil.

એટલે ખ્રીસ્તના ધર્મામૃતમાં નવીનતા કરતાં સર્વસંગ્રહતાના ચિરંજીવી સત્યાંશ વધારે હોય તો આશ્ચર્ય ન થવાં જોઇએ.

ક. ખ્રીસ્તી ધર્મના બે પ્રધાન સિદ્ધાન્ત: Fatherhood of God ને Brotherhood of Man. ગીતાજીમાં અર્જુને ઉચ્ચાર્યું છે કે पितासि लोकस्य चराचरस्य.

Cow has no soul જેવાં ઈંગ્રેજી વાંચનમાળાનાં અનર્થકારી વાક્યો વિસારીને વિચારતાં Brotherhood નું પરમ વિશાલ ideal તો બુદ્ધ ભગવાનનું, ને મહાવીર ભગવાનનું; જેને પાછળથી St. Francis of Assissi એ પણ અનુમોદન દીધું, કે I feel the very flowers to be my brothers & sisters.

ખ. ખ્રીસ્તી ત્રિમૂર્તિ. God the father, God the Son, God the Ghost. બ્રહ્મા વિષ્ણુ ને મહેશ્વરની હિંદુ ત્રિમૂર્તિ પ્રસિદ્ધ છે.

ગ. હિન્દુઓનો અવતારવાદ તો જગજાણીતો.

ઘ. Tne Golden Rule. Do unto others as you wish to be done by them; એ તો હિંદુઓના आत्मवत् सर्वभूतेषु નો જાણે પડઘો.

ચ. ખ્રીસ્તનો ભક્તિમાર્ગ છે, સગુણોપાસના છે. હિન્દનાં યે ભક્તિના માર્ગ ને સગુણોપાસના વેદજૂનાં છે. सत्यं ज्ञानमनन्तं ब्रह्म: आनन्दरूपममृतं વિ.

છ. ચમત્કારોનું યે કેટલુંક સામ્ય; પાણી ઉપર ચાલવાની યોગસિદ્ધિ; કુંવારી કુન્તીને કર્ણ જન્મ્યો, કુંવારી મેરીને ખ્રીસ્ત જન્મ્યો વિ.

જ. The Sermon on the Mount ને બુદ્ધોપદેશનું જગવિખ્યાત સામ્ય.

ઝ. Bearing the Cross; દુ:ખનો–પાપનો જગતભાર હું વહું છું.

ગીતાજી: अनन्यश्चिन्तयन्तो मां ये जना: पर्युपासते,
तेषां नित्याभियुक्तानां योगक्षेम वहाम्यहम्.

૮. અને વળી

દેવભક્તો દેવ પામે, પિત્રિભક્તોજ પિત્રિને;

ભૂતભક્તો ભૂત પામે, મ્હારા ભક્ત તો મ્હને.

૬. દશ મહાઆજ્ઞાઓ; હિન્દુઓનાં ધર્મનાં દશ લક્ષણો.

૭. The Idea of Second Birth; દ્વીજત્વ હિન્દુઓનું. હિન્દુ અને ખ્રીસ્તી એમ ઘણા ઘણા સિદ્ધાન્તોનું સામ્ય.

૮. અને મ્હારે મને તો ખ્રીસ્તનો પરમ સિદ્ધાન્ત Atonement-At-one-ment: with God, with Nature: પરમ પુરુષ સાથે, મહામાયા સમોવડી ત્હેની પ્રકૃતિ સાથે.

એ તો હિન્દુ ધર્મશાસ્ત્રોમાંનો જાણે સ્વતઃ યોગ જ. युज to join. In Tune with the Infinite: અનન્તની એકતાનતા.

અને એ જ છે શ્રી કૃષ્ણે અર્જુનને ભાખેલી एषा ब्राह्मी स्थितिः, पार्थ।

આમ ગીતાજી ને ઉપનિષદોમાં ખ્રીસ્તી ધર્મના ઘણાખરા સિદ્ધાન્તો શોધકને સાંપડે છે.

પણ ખ્રીસ્તનું જીવનામૃત તો ગીતાજી કે ઉપનિષદમાંથી નહીં જ સાંપડે.

બાઇબલ કે ખ્રીસ્તના ધર્મામૃત કરતાં ખ્રીસ્તજીવન અનેકધા ઉત્કૃષ્ટ. મ્હારો તો પરમ પુજ્યભાવ છે તે ખ્રીસ્તજીવનને કાજે.

Apart from His miracles or His teachings the story of the life of Christ—to my mind—is *the Supreme Truth of Christianity.*

ખ્રીસ્તનું એ જીવનામૃત જરા વિચારિયે.

### ખ્રીસ્તનું જીવનામૃત.

ખ્રીસ્તી ધર્મની બે પ્રધાન શાખાઓ, કેથોલિક ને પ્રોટેસ્ટન્ટ.

અન્યોન્યે પરસ્પરને બાળ્યા, કાપ્યા, સંહાર્યા, અનેકધા સન્તાપ્યા. એ ઇતિહાસ આજ ઉકેલવાના નથી.

Broadly speaking

કૅથોલિકો ખ્રીસ્તજીવનના અનુસરણના યત્નશીલ;

પ્રોટેસ્ટન્ટો ખ્રીસ્તસિદ્ધાન્તના અનુસરણના યત્નશીલ.

તેથી કૅથોલિક સાધુઓ સંન્યાસીઓ, અને ભોંયરામાં કાંટાવાળા ગેરબન્ધ પોતે પોતાને મારીને યે તપ તપનારા.

ખ્રીસ્તજીવનમાંથી તરી આવતી ત્રણ વાતો છે, ને એમાં જ ખ્રીસ્તી ધર્મની પરમ વિશેષતા છે.

યાહુદી પ્રજા ત્હારે પયગમ્બરોની જનેતા પ્રજા હતી. વસન્તમાં ફૂલ ખીલે એમ ત્હાં પયગમ્બરો પ્રફુલ્લતા.

પહેલી વાતઃ કેટલાક પયગમ્બરો રાજકુલના. રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર રાજકુમારો હતા.

કેટલાક ધનિકઃ શ્રી કૃષ્ણની સોનાની દ્વારિકા; મહમ્મદ સાહેબનાં લક્ષ્મીજી સમાં ધનવાન પત્ની.

એમ એમની રાજસત્તા કે ધનસત્તા.

ખ્રીસ્તની ગરીબીઃ એના ચેલાઓની યે, ગોપિકા સમોવડી, ગરીબી ને જ્ઞાનગરીબી.

પરિણામ એ કે ખ્રીસ્તી ધર્મ પંડિતોના પાંડિત્યશિખરમાંથી નથી નિર્ઝર્યોઃ સન્ત જનના હૈયામાંની એ અમૃતધારા ઉછળી છે.

ઉપનિષદો કે ગીતાજીમાંની બુદ્ધિની સંસ્કારિતા કરતાં શ્રીમદ્ ભાગવતમાંની હૈયાની સંસ્કારિતા વિશેષ.

ખ્રીસ્તનું બ્રાહ્મણજીવન, સંન્યસ્તજીવન, યોગજીવનઃ એ તો બ્રહ્મર્ષિ હતો, એ તો યોગીન્દ્ર હતો.

धैर्यं यस्य पिता, क्षमा च जननी, शान्तिश्चिरं गेहिनी,
सत्यं सूनुरयं, दया च भगिनी, भ्राता मनःसंयमः;
शय्या भूमितलं, दिशोपि वसनं, ज्ञानामृतं भोजन-
मेते यस्य कुटुंबिनो, वद, सखे! कस्मात् भयं योगिनः?

અનભે યોગી જનના વર્ણનનો એ શ્લોક જાણે ખ્રીસ્ત યોગીન્દ્રનું

અમે બ્રહ્માંડનાથના બ્રહ્મચારી;
અમે નિરવધિ બ્રહ્મનાં બ્રહ્મચારી;
અમે બ્રહ્માંડદેવના બ્રહ્મચારી;
અમે આનન્દ બ્રહ્મના બ્રહ્મચારી.

એવો હતો જગતનો એ જોગન્દર; એશિયાનો ધર્મપુત્ર, યૂરોપનો ધર્મપિતા. એને અમારી હો હજારો વન્દના.

અર્જુને શ્રી કૃષ્ણને કહ્યું હતું એથી અધિકું તો શું ઉચ્ચારૂં?

नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः
पुनश्च भूयोपि नमो नमस्ते



# બ્રાહ્મણત્વ



(હળવદમાં મળેલા અખિલ ભારતવર્ષીય ઔદીચ્ય બ્રહ્મસમાજના અષ્ટાદશમા સંમેલનમાં એપ્રિલ ૧૯૨૫ માં આપેલું ભાષણ.)

**ઋષિસન્તાનો!**

આજથી એકસો ને બત્રીશ વર્ષ પૂર્વે સર્વશ્રેષ્ઠ ઈંગ્રેજ રાજનીતિવેત્તા બર્કે સારૂં યૂરોપ સાંભળે એમ ઉચ્ચાર્યું કે The age of Chivalry is gone: ક્ષત્રિય સુજનતા ગઇ, ઇતિહાસવાસિની થઇ. સહુ કોઇ જાણે છે કે અર્વાચીન યુગમાં વૈશ્યત્વ પ્રધાનપદે પ્રવર્તે છે. અને હવે?– હવે શૂદ્ર યુગનાં આવતાં પગલાંના પડઘા સંભળાય છે. પણ ચારેય યુગમાં ધર્મની પેઠે, જ્યોતિવન્તુ કે ઝાંખું પ્રકાશતું, બ્રાહ્મણત્વ તેજ જગતનું સનાતન સત્ય. સતયુગ સાથે પ્રગટ્યું; ને, આભની પેઠે સ્હવાર મધ્યાહ્ન સન્ધ્યા ને રાત્રીને આચ્છાદી રહેલ છે.

હળવદનાં નરનાર! ત્હમારો ઇતિહાસ મૂળરાજજૂનો છે. પાટણનો ક્ષત્રિય રાજવંશ અસ્તાચળે ચ્હડાવ્યો એ કરણ વાઘેલાએ આથમતાં આથમતાં હરપાળદેવ મકવાણાને સાતસો ગામ શિરપાવ દીધાં, શકત માતાએ પાટડીએ પહેલ્લું તોરણ બાંધ્યું, માતાને બાલકો–ઝાલાઓ જન્મ્યા, ને પછી ઝાલાઓએ ઝાલાવાડ વસાવીઃ ઇ. સ. ની ૧૩ મી સદીની આખરનો ને ૧૪ મી સદીના ઉદયનો એ ઇતિહાસ. ઔદીચ્યોનો ઇતિહાસ તે પહેલાંનો. ઝાલાઓની પૂર્વે, ત્રણસો વર્ષ પૂર્વે, મૂળરાજની ઉત્તરાવસ્થામાં ગુર્જરદેશે ઔદીચ્યો આવ્યા. ઝાલાવાડની પૂર્વે સિદ્ધપુર, સિંહપુર, સ્થંભતીર્થ ને હળવદ.

उदीच्या: ऋषयः सर्वे; આપ સૌ ઋષિસન્તાનો છોઃ ઋષિવંશજોને વન્દન હો! વન્દન હો ઋષિપુત્રોને ને ઋષિપુત્રીઓને;

पुनश्च भूयोऽपि नमो नमस्ते.

વડિલોપાર્જીત એ ઋષિધન રહ્યુંસહ્યું યે આપણે સાચવિયે–આજનાં પૂરમાં તો એટલું યે ઓછું નથી.

ઋષિસન્તાનોને બ્રાહ્મણત્વની કથા કંઇક કહું. આપ જાણો છો તે જણાવું તેટલું ક્ષમા કરશો.

પરિષદ્ ને ઉપનિષદઃ સાથે બેસી બ્રહ્મસભામાં એક વિષયની ઋષિચર્ચા તે ઉપનિષદ. બ્રહ્મસભામાં અનેક વિષયોની સમગ્ર ઋષિચર્ચા તે પરિષદ્. આ બ્રહ્મપરિષદ મળી છેઃ ત્હાં એકજ મુદ્દાની. બ્રાહ્મણત્વની, ઉપનિષદ્કથા કંઇક કહીશ. આપ સૌને અધૂરી લાગે એટલી ક્ષમાયાચના.

વિષયનો મહિમા ન્હાનો નથી; એના ઇતિહાસ આર્યત્વજૂના છે.

## ૨, બ્રાહ્મણભાવના

આર્ય પ્રજાના ઇતિહાસને ગૌરવરંગે રંગતું બ્રાહ્મણત્વ એટલે શું? બ્રહ્મસભાને એ ભણાવવાનું ન હોય, સ્મરાવવાનું હોય.

બ્રાહ્મણો એટલે વેદમન્ત્રોના દૃષ્ટા, બ્રહ્મસૂત્રો ને ઉપનિષદોના ઉદ્‌ગાતાઓ, ધર્મસૂત્રો ને ગુહ્યસૂત્રોના આજ્ઞાપ્રવર્તકો. સંસારના એવા મહેલ રાજમાર્ગ ને કોટકાંગરા બાંધ્યા, જેનાં કાળવર્ણાં ખંડેર, દિલ્હી–આગ્રાના રાજમન્દિરોથી યે અતિ કૌતુકકારી, યુગયુગાન્તરોના પલટાઓ પછી યે કાળને હસતાં આજ ઉભાં છે.

બ્રાહ્મણો એટલે જ્ઞાન–તપ–શીલ–ધર્મની મૂર્તિઓ. રામચંદ્રજીના શ્રી ગુરૂદેવ વસિષ્ઠજી, ભરતરાજના શ્રી ગુરૂદેવ કણ્વ મુનિ, પરાશર પતંજલિ પિંગળ ભાસ્કરાચાર્યઃ જેમનાં સંસારવિધાને ને સાહિત્યપ્રબન્ધે હજારો વર્ષ સામ્રાજ્ય માણ્યાં. વ્યાસ ને વાલ્મીકિઃ યુગયુગથી પ્રજાજીવનને જે ઘડી રહ્યા છે.

બ્રાહ્મણો એટલે આર્ય પ્રજાના ચિન્તકો શોધકો રાજમંત્રીઓ સેનાગુરૂઓ તત્વજ્ઞો ફિલસુફો કવિઓ દૃષ્ટાઓ સ્મૃતિકારો સંસારશાસ્ત્રીઓઃ નિજનિજના વિષયના આચાર્યો.

બ્રાહ્મણો એટલે આર્યપ્રજાના આર્યત્વના ગુરૂઓ.

સુક્રાત, એરિસ્તાતાલિસ, અફ્લાતૂનઃ કેન્ટ, શોપનહાવર, ટૉલસ્ટોયઃ એ યૂરોપના ઋષિવરો. લ્યૂથર, સેઇન્ટ ફ્રાન્સીસ ઑફ્ એસિસિ, સેઇન્ટ લાયોલા, સેઇન્ટ ઝેવિયર્સઃ યૂરોપના એ બ્રહ્મર્ષિઓ.

ફિરદૌસી ને શેખ સાઅદીઃ ફતેહપુર સીક્રીના શેખ સલીમ ચીશ્તી; અજમેરના ઓલિયા મુઅયુદ્દીન અજમેરી, અમદાવાદના ઓલિયા શેખ અહમ્મદ શાહ આલમ દરિયાખાનઃ એવા છે ઇસ્લામના બ્રાહ્મણો. અધ્યારૂઓ છે ઝરથૂસ્ત્રના બ્રાહ્મણો.

ઇંગ્લાંડમાં ડાર્વિન જોવેટ ન્યૂમેન માર્ટિનો ટેનિસનઃ અમેરિકામાં એમર્સન થોરો એડિસન; ભારતમાં શ્રદ્ધાનન્દજી, જગદીશ બોસ, ટાગોરઃ એ આ યુગના બ્રાહ્મણો.

બ્રાહ્મણભાવના જગતપ્રસરેલી છે. જન્મથી ઉતરે; કે પ્રારબ્ધથી પામે; કે સંસ્કારથી કેળવેઃ જગતમાં જ્યહાં જ્યહાં બ્રાહ્મણત્વ તે સહુ જગતના બ્રાહ્મણ.

તપોવનનો બ્રાહ્મણ એટલે જગતનું સાક્ષાત તપોધન.

બૌદ્ધ ધર્મ તો બ્રાહ્મણધર્મ સ્હામે બળવો હતો. બૌદ્ધોના ધર્મશાસ્ત્ર ધમ્મપાદમાં બ્રાહ્મણપ્રશસ્તિ છે.

શ્લો. ૪૦૩. गम्भीरपञ्ञं मेधाविं यग्गामग्गस्स कोविदं,
उत्तमत्थं वनुपत्त तमहं ब्रूमि ब्राह्मणम्.

શ્લો. ૪૦૭. यस्स रागो च दोसो च मानो मक्खो च पातितो,
सासयोरिव आरग्गा तमहं ब्रुमि ब्राह्मणम्.

શ્લો. ૪૧૮. सव्वलोकाभिभुं वोरं तमहं ब्रुमि ब्राह्मणम्.

'સર્વ લોકનો પરાભવ કરનાર વીરને હું બ્રાહ્મણ કહું છું.'

બ્રાહ્મણત્વ એવું હતું; વિરોધીઓ યે જેની પ્રશસ્તિ ગાતા. બૌદ્ધો ને બ્રાહ્મણો પરસ્પરના દાના દુશ્મન હતા. બ્રાહ્મણોએ બૌદ્ધ ધર્મને ભારતમાંથી ધોયો, પણ બુદ્ધ ભગવાનને દશાવતારમાં સ્થાપ્યા.

વિરોધીઓનો યે ત્હારે એવો ગુણસત્કાર હતો.

દેશદેશમાં, પ્રજાપ્રજામાં, ધરતીના ચોખૂટમાં ક્ષત્રિયો થયા છે, તેમ બ્રાહ્મણો યે થયા છે.

ચિતોડના ક્ષત્રિયો સમોવડ જગતમાં સજ્જન ક્ષત્રિયો થયા નથીઃ બ્રહ્માવર્તના બ્રાહ્મણો સમોવડ બ્રહ્મર્ષિઓ જગતખોળે કાળ જન્માવશે, જગત ત્હારે ઓળખશે.

બ્રાહ્મણ એટલે સાત્ત્વિકતાની મૂર્તિઃ તપની પ્રતિમાઃ જગતની સાક્ષાત્ આત્મવિભૂતિ.

બ્રાહ્મણ એટલે ધર્મધ્વજધારી ભટ્ટરાજ.

જગતની વિભૂતિઓ એવા બ્રાહ્મણને કાજે છે.

### ૩, આજે એ બ્રાહ્મણત્વના પડછાયા

એ સત્વ હતુંઃ આજે તો આપણે—પ્રધાનતઃ—એ બ્રાહ્મણત્વના પડછાયા છીએ. અન્તર્યામીને પૂછી આપણામાંના કેટલા કહી શકે કે 'હું એ બ્રાહ્મણ?'

આજે તો આપણે પ્રાચીનતાની દોઢીએ બેઠેલા દોઢીવાન છીએ; મન્દિરભીતરમાંનાં પૂજારી નથી.

પૂર્વે સાત સાગર બ્રહ્મચારીને ઓળંગવાના હતા; આજે સાત જળધારાઓ બટુકને ઓળંગાવીએ છીએ.

પૂર્વે બાર વર્ષે બ્રહ્મચર્યનું સમાવર્તન થતું; આજે બાર મિનિટમાં બટુકનું સમાવર્તન સંકેલીએ છીએ.

પૂર્વે બ્રહ્મવર્ચસ્થી બ્રાહ્મણને પિછાનતાઃ આજે લૂવાણા યે પ્હેરે છે તે યજ્ઞોપવિતથી ઓળખીએ છીએ.

કાશી ભણવા જતા બ્રહ્મચારીનો નાટકી વેશ ભજવીએ છીએ; બ્રહ્મચારીને પાછો વાળી બ્રહ્મચર્ય ભંગાવીએ છીએ; આઠ વર્ષના બ્રહ્મચારીની ભિક્ષા ત્હેની સાસુ પીરસે તો ગૌરવ ગણીએ છીએ.

કાશી જતા બ્રહ્મચારીને પાછો વાળીએ છીએઃ સાગર ઓળંગી

દેશાન્તર જનાર બ્રહ્મચારીનો બહિષ્કાર કરીએ છીએ.

આર્યત્વપ્રાચીન જગતશોભન બ્રાહ્મણત્વના આપણે તો આજ પડછાયા.

પડછાયા ખરા; પણ એવા અજબ પડછાયા કે વસ્તુઅદર્શનેયે એ પડછાયા અલોપ નથી થયા. એવા પાકા સંસારરંગના પડછાયા.

સંઘ વહી ગયા પછીનાં જાણે આર્યસંઘનાં વજ્રપગલાં.

પણ એ તે પડછાયા છે? કે ઇતિહાસનાં સૂત્રો?

એ પગલાં છે, તો પૂર્વની સ્મૃતિઓ છે, ઇતિહાસનાં સંભારણાં છે. એ પગલાં ને એ પડછાયા પ્રાચીનત્વઅર્વાચીનત્વને જોડનારી સાંકળો છે. એ સાત જળધારાઓ છે, તો સાત સાગરનાં સ્મરણો છે. એ પડછાયા ને પગલાં ભૂંસવા જેવાં નથી. એ પડછાયા ને પદાવલિ ભૂંસ્યે ઇતિહાસ ભૂંસાશે.

એ પડછાયા છે ઇતિહાસના અક્ષરઃ એ પગલાં છે કાળના આંકડા.

અને ત્હો યે—અને ત્હો યે પ્હો ફાટયો છે, પ્હુરોડ પડ્યું છે; રાત્રીના પડદા સંકેલાવા માંડ્યા છે. આશા ને આસ્થા છે કે દિવસ ઉગશે.

## ૪, વિરાટશરીર ને ચાર વર્ણો

શાસ્ત્રસ્થાપિત વર્ણાશ્રમ વ્યવસ્થામાં આપ સૌની શ્રદ્ધા છે, મ્હારી યે શ્રદ્ધા છે, આર્યગૌરવી સૌની યે શ્રદ્ધા હોય જ.

ઇ. સ. ના ૧૬મા સૈકામાં હોબ્સ નામના ઇંગ્રેજ ફિલસુફે વિરાટશરીર—Livinthon એ નામનો ફિલ્સુફીગ્રંથ લખ્યો. આપણી—આર્યાવર્તના આર્યોની વિરાટભાવના તો વેદપ્રાચીન છે. ઋગ્વેદની ઋચા છેઃ—

ब्राह्मणोऽस्य मुखमासित् बाहुराजन्यः कृतः ।
उरुस्तदस्य यद्वैस्यः; पदभ्यां शूद्रोऽजायत ॥

**સંક્ષેપમાં:** બ્રાહ્મણ મુખ; ક્ષત્રિય બાહુ;
વૈશ્ય જંઘા; શૂદ્ર પાય; વિરાટશરીરનાં.

**અનુસ્મૃતિ:** लोकानां तु विवृद्ध्यर्थं मुखबाहूरुपादतः
ब्राह्मणं क्षत्रियं वैश्यं शूद्रं च निरवर्तयत्.

અને મુખ ઉત્તમાંગમાં છે. એ મુખે વેદ ઉદ્દગાયા.

ભાગવત એકાદશ સ્કંધમાં કહ્યું છે કે: પૂર્વે એક જ વર્ણ હતો, ને તે હંસ કહેવાતો. એકના ચાર વર્ણ, પછી ચારમાંથી અઢાર વર્ણ. ને પછી ચારસો.

પ્રજાદેહના વિરાટશરીરની આપણી એ સનાતન આર્યભાવના.

શૂદ્ર એટલે સેવાભાવ; વૈશ્ય એટલે વિશ્વના વસૂઓ; ક્ષત્રિય એટલે જગતનું વીરત્વ; બ્રાહ્મણ એટલે ધરતીની અધ્યાત્મલક્ષ્મી.

હાથી કે સિંહ કે રીંછ તો શું, પણ સાગર વીજળી વાતાવરણ નગેન્દ્રરાજો: વિશ્વનાં મહાતત્વો: સહુ આજ મનુષ્યબુદ્ધિથી હાર્યાં છે, વશ વર્તે છે. આજે જગત્માં બુદ્ધિયુગ પ્રવર્તે છે. સંગ્રામમાં યે શરીરબળ નહીં, બુદ્ધિબળ જીતે છે. વાણિજ્યમાં યે શોધકબુદ્ધિના જગતવ્યાપાર ખેડાય છે. મનુષ્યબુદ્ધિના દિગ્વિજયનો આ બુદ્ધિયુગ.

મ્હારા દેહશૂદ્રોની સેવા રોજ ને સારી કરૂં છું: ન્હાતાં પદયુગલોને ઠીક ઠીક ધોઉં છું: આપ સહુ એમ જ કરતા હશો. પગે ચ્હડે છે એટલી રજોટી કોઇ અંગને નથી ચ્હડતી. પગ એટલે ગતિ. પગે ફોડલા કે ગડગુમડ હોય તો દેહથી કેટલું ચલાશે? જગતસ્પર્ધામાં જીતવું છે કે હારવું? મહાપ્રજાઓની જગશરતોમાં ભારતને પાછળ રાખવું છે કે મોખરે? દેશકાળ વિચારવાની શાસ્ત્રાજ્ઞા શાસ્ત્રગ્રન્થોમાં જ રહેશે? શૂદ્રોનો ઉદ્ધાર માત્ર શૂદ્રોના કલ્યાણ કાજે નથી, સમસ્ત સંસારદેહના કલ્યાણ કાજે છે. શૂદ્રો યે પ્રજાદેહનાં અંગ છે: વિરાટશરીરમાંથી અળગાં કર્યાં નહીં કરાય. પાયને પાછળ મૂકી દેહ આગળ ધપશે? શાસ્ત્ર ભાખે છે વિરાટશરીર એ પાય ઉપર ઉભું છે; એ પાયે ચાલી પ્રજાદેહે જીવનયાત્રા સાધવાની છે. શૂદ્રોને તો નહીં જ, સંસારને યે શૂદ્રોના ઉદ્ધાર વિના નહિ ચાલે.

એમ જ ઉરુ ને ઉદરના ઉદ્ધાર. ઉરુના થાપા ઉપર ઉત્તમાંગ ઉભું છેઃ ઉદરમાં અન્નનું રૂધીર થઇ હૃદયમાં જાય છે, એ રૂધિરથી અંગો પોષાય છે.

એમ જ બાહુઃ રાજવીના ઉદ્ધાર, સંસારજટાયુની એ પાંખો છે, ને અરિરૂપ રાવણ સ્હામે જુધ્ધે એ ઝૂઝશે.

પણ પ્રજાચિન્તકો! ચિન્તવશો જરા? ઉપરછલ્લું જ જોશો? કે જરાક ઉંડેરૂં યે જોશો? પગની ગતિપ્રેરણા પગમાં છે કે મસ્તિકમાં? ઉદરમાંના અગ્નિની ચેતના ઉદરમાં નથી, મનુચૈતન્યમાં છે. બાહુનાં પરાક્રમોની પ્રેરણા બાહુમાં નથી, શીર્ષનાં સંકલ્પબલમાં છે.

અને વિરાટશરીરનું મસ્તક એટલે બ્રાહ્મણ.

બ્રાહ્મણત્વના ઉદ્ધારમાં પ્રજાની બુદ્ધિના પ્રજાની પ્રતિભા ને પ્રેરણાના, પ્રજાની ભાવના ને આદર્શના, પ્રજાનાં ધર્મ નીતિ સાત્વિકતાના ઉદ્ધાર છે.

બ્રાહ્મણત્વના ઉદ્ધારનો પડકાર ભારત ભરી હજી કેમ નથી ગાજતો? પ્રજાનેતાઓ ડાળાંપાદડાંને જ પાણી કાં પાય? થડમૂળને પાણી કાં ન પાય? પ્રજાનાયકો છેક જ એવી અલ્પદૃષ્ટિના છે? મનાતું નથી.

પગ કે હાથ કપાઇ પડે તે ઇષ્ટ નથી જ. પણ પગ કે હાથ કપાયા છતાં યે મનુષ્ય જીવે. માથું કપાયો મનુષ્ય જીવ્યો જાણ્યો નથી.

બ્રાહ્મણત્વ કપાયે પ્રજા જીવી શકે જ નહીં.

પ્રજા જીવે છે એટલુ બ્રાહ્મણત્વ હજી યે જીવતું છે.

ભારતની પ્રજાસભા [ Assembly ] ભારતીય સેન્ડહર્સ્ટ માગે છે; વિનાવિલંબે જરૂર છે; ભારતનું ક્ષત્રિયત્વ સૈકાથી સૂકાય છે. શુદ્રોના ઉદ્ધારની બાંગ દેશભરમાં સંભળાય છે; વિનાવિલંબે જરૂર છે; ભારતનો દલિત વર્ગ સૈકાઓથી દળાય છે.

બ્રાહ્મણત્વના ઉદ્ધારનું કેમ મૌન છે? શમશમાકાર ને સૂનકાર સમી એ ઉદાસીનતા કાં? Anti-Brahmin movements-બ્રાહ્મણવિરોધી ચળવળો તો રાજપ્રકરણમાં જન્મી છે. 'સુધારાવાળાઓ'એ

પેટ ભરી બ્રાહ્મણોને ભાંડયા, વગોવ્યા; જીભના કુહાડા માર્યા, કલમના ભાલા માર્યા; ત્હો યે બ્રાહ્મણત્વ મરતુંમરતું યે જીવે છે. Anglo-Indiansનું વાજીંત્ર હજી યે એ બાણશય્યાશાયી બ્રાહ્મણત્વથી ભડકે છે, વારે ને ત્હેવારે બ્રાહ્મણત્વને ભાંડે છે. અબ્રાહ્મણોએ તો ક્ય્હાંક ક્ય્હાંક રણધ્વજ રોપ્યા છે.

દેશબન્ધુઓ! ભૂલ થાય છે; બ્રાહ્મણત્વની ભૂલનો વિરોધ સહુને ઇષ્ટ છે–બ્રાહ્મણને યે. ને ઇતિહાસમાં બ્રાહ્મણત્વની યે ભૂલો થઇ છે. પણ સંભાળજો: બ્રાહ્મણનો વિરોધ એટલે આર્યત્વનો વિરોધ, બ્રાહ્મણત્વનો વિરોધ એટલે આર્યસંકૃતિનો વિરોધ.

પરદેશીઓ ને પાદરીઓ એ વિરોધ સ્હમજીને કરતા હશેઃ આપણાઓ વણસ્હમજ્યે કરે છે.

આમાં ઉદાસીનતા યે ઇષ્ટ નથી.

મહારાજા જામ સાહેબે ભત્રિજાઓને સેન્ડહર્સ્ટમાં કેળવ્યા, નવયુગના ક્ષત્રિયો સરજ્યા, ભારતસેનામાં આજ કેપ્ટનો છે. સારૂં ને શોભિતું કીધું. મ્હારા શિષ્યો થાય; એમનાં કીર્તિગૌરવે હું યે ગૌરવશાળી છું. ભારતના એ ભાવિ વીરોને મ્હારે ત્ય્હાં ન્હોતર્યા હતા, નગરને દાખવ્યા હતા. એક તો સામ્રાજ્યસેવામાં આફ્રિકાકાંઠે રણમાં યે હોમાયો.

જામનગરને ખોળે મોતિયું પાકતા ને પાકે છેઃ એમના યે ઉછેર ને મોલ જામ સાહેબ બાપુએ સુધાર્યા. સારૂં ને શોભિતું કીધું. જામનગરના મુગટમાં મુક્તાવલિઓ એથી યે અધિકી શોભો!

પણ મોતીથી યે મોંઘામૂલા ને ભાવિ ભડવીરોથી યે મહાઓજસ્વી જામનગરમાં શાસ્ત્રીજીઓ પાકતા. એ ફાલ ઓછા ન ઉતરે એના પ્રબન્ધે બન્ધાયા જ હશે ને? કેશવજી ને કાલિદાસ શાસ્ત્રીજી ત્ય્હાં હતા; શંકરલાલ શાસ્ત્રી ત્ય્હાં ભણ્યા; ઝંડુભટ્ટજી ત્ય્હાં થયા; મહામહોપાધ્યાય હાથીભાઇ શાસ્ત્રી હજી ત્ય્હાં છે. એ બ્રહ્મપ્રણાલિકા ભવિષ્યમાં યે અવિચ્છિન્ન જ રહેશે ને?

'જામ મોતિયુંવાળો' જગ જાણે છેઃ તેમ જામ આદિત્યરામજી વાળો, જામ ઝંડુભટ્ટજીવાળો, જામ કેશવજી શાસ્ત્રીવાળો-એ ભૂલવા જેવું નથી.

પાટણ ભાગ્યે હળવદ, ને હળવદ ભાગ્યે ધ્રોળ, ને ધ્રોળ ભાગ્યે જામનગર કાઠિયાવાડમાં 'છોટી કાશી' ગણાતાં. પચ્ચાસ–પોણોસો વર્ષ ઉપર જામનગર કાઠિયાવાડનું વિદ્યાતીર્થ હતું.

દલપતરામ ડાહ્યાભાઈઃ ડાહ્યો વેદિયો વેદજ્ઞાતા હતા, અગ્નિહોત્રી હતા, જામનગરના હતા. નારદભાઈને ન્હોતરે જામનગરથી જઈ વઢવાણ વાસ્યું.

દલપતરામ મૂળીમન્દિરમાં કાવ્યશાસ્ત્ર ભણ્યા. કવિપદનું પ્રથમ પારિતોષિક મહારાજ રાજ રણમલની રાજસભામાં ધ્રાંગધ્રે પામ્યા.

કવિ ને હાથી ત્ય્હારે એમ રાજદરબારે શોભતા.

દેશના રાજામહારાજાઓ! રાજસન્તાનોને પાંડવકૌરવ શા મહિમાવન્તા, વીરત્વછલકાતા, લોકમાનમલપતા ઉછેરવાના તમ અભિલાષ સૌએ વધાવવા યોગ્ય જ છે. પણ દ્રોણાચાર્ય વિના પાંડવકૌરવને કોણ સરજશે? ચન્દ બિરદાઈ વિના ક્ષત્રિયસુભટોને પાણીપતે કોણ સંચરાવશે?

અસુરો બ્રાહ્મણત્વને પીડતાઃ સૂર્યચન્દ્રવંશીઓ બ્રાહ્મણત્વને સંરક્ષતા, પોષતા, સન્માનતા.

'ગૌબ્રાહ્મણપ્રતિપાળ' ક્ષત્રિય રાજવીઓનું બિરદ હતુંઃ ગૌ એટલે લોકલક્ષ્મી ને બ્રાહ્મણ એટલે લોકગુરુઓ.

મનુષ્યની એકાદશે ઇન્દ્રિયો જતન કરવાની, ખીલવવાની, પરિશુદ્ધવાની છેઃ પણ કાન કે આંખ ફૂટયે માનવી મરે નહીંઃ અન્તઃકરણ વીંધાયે તો મૃત્યુ.

પ્રજાશરીરમાં બ્રાહ્મણત્વ અન્તઃકરણ છેઃ બ્રાહ્મણત્વનાશે સર્વનાશ.

અન્તઃકરણની નિર્મલતા, પવિત્રતા, સાધુતાથી જગત્યાત્રા કલ્યાણક છે.

ચાર આશ્રમોમાં સંસાર ગૃહસ્થાશ્રમ ઉપર ઉભો છે.

ચાર વર્ણોમાં સંસાર બ્રાહ્મણત્વ ઉપર ઉભો છે.

## ૫, વર્ણ અને જ્ઞાતિ: સનાતન ને મધ્યકાલીન

બ્રહ્મસભાને એક પ્રશ્ન પૂછું ? બ્રાહ્મણભાવે ઉત્તર દેજોઃ

ચાર સનાતન કે ચારસો ?

ઉદીચ્યોઃ મહારાજ મૂળરાજ સોળંકીએ ઉત્તરાવસ્થામાં પાપનાં પ્રાયશ્ચિત માંડ્યાંઃ ઉત્તરમાંથી બ્રાહ્મણસંઘ ન્હોતર્યો ને આવ્યો તે ઔદીચ્યઃ ઇ. સ. ૯૯૦ની લગભગમાં. ઇ. સ. ૯૯૦ પહેલાં ઔદીચ્ય જ્ઞાતિ પૃથ્વીના કિયા પડમાં હતી ?

મોઢેરા વસ્યા પછી મોઢેરાવાસી બ્રાહ્મણો તે મોઢઃ વડનગર–વીસનગર વસ્યા પછી વડનગરા ને વીસનગરાઃ કે તે પહેલાં ? કનકસેન ચાવડે પંજાબમાંથી ઉતરી વડનગર–આનન્દપુર ચોથા–પાંચમા સૈકામાં વસાવ્યું. શ્રીમાળ વસ્યા પછી શ્રીમાળીઓ. તે પૂર્વે ઔદીચ્ય મોઢ વડનગરા વીસનગરા શ્રીમાલી–એવી જ્ઞાતિઓ હતી ?

ચાર વર્ણ વેદસંમત છેઃ જ્ઞાતિઓ વેદસંમત ખરી ?

વર્ણવ્યવસ્થા ગૃહ્યસૂત્રોમાં છે; જ્ઞાતિઓ ગૃહ્યસૂત્રોમાં નથી.

બ્રાહ્મણ વર્ણ વેદપ્રાચીન, શાસ્ત્રસ્થાપિત; જ્ઞાતિઓ પાછળની, દેશકાળબાંધી.

બ્રાહ્મણત્વ સનાતન, જ્ઞાતિત્વ મધ્યકાલીન.

બ્રાહ્મણત્વ ગયે શાસ્ત્રધર્મ જાય, સનાતનત્વ જાય; જ્ઞાતિત્વ ગયે શાસ્ત્રધર્મ ન જાય, સનાતનત્વ ન જાય, મધ્યકાલીનત્વ જાય.

પોણોસો વર્ષ પૂર્વે ઇ, સ. ૧૮૫૧ માં જ્ઞાતિનિબન્ધ નામના દળમાં ન્હાનકડા ને ગુણધર્મે મ્હોટા ગ્રન્થમાં આ સહુ વાર્તા દલપતરામે વિસ્તારેલી છે. નવું હું કાંઇ કહેતો નથી. પોણોસો વર્ષે ગુજરાત સમક્ષ આજ એ ઇતિહાસનાં ને દલપતરામનાં વચનોની આ પુનરાવૃત્તિ થઇ.

બ્રહ્મપુત્રો! ને બ્રહ્મપુત્રીઓ! જેટજેટલું આજે પ્રચલિત છે એ સન્ધુ સનાતન નથી.

વર્ષે વર્ષે થડ મૂળ ન જ ખરેઃ વિપ્લવે વિપ્લવે સંસ્કૃતિઓ ન પડે. પાનખરમાં પાંદડાં ખરે, વસન્તમાં નવપલ્લવ પ્રગટે.

સનાતન છે તે ચિરંજીવ છે, સંરક્ષવું ઘટેઃ સનાતન નથી તે શાસ્ત્રભાખ્યા દેશકાલાનુસાર, કુદરતબાંધી ઋતુમર્યાદાનુસાર, કરમાશે, ખરશે, ને પાછું પાંગરશે.

થડ મૂળને કુહાડો કોઇ મારવા દે જ નહીં: 'પાંદડાને નહીં પડવા દઇએ' એવો આગ્રહ તો દુરાગ્રહ નથી?

## ૬, ઇતિહાસમાં બ્રાહ્મણત્વ

એ ખરૂં છે કે રામાયણ–ભારતથી માંડીને ઇતિહાસે પ્રધાનભાવે ક્ષત્રિયત્વના વિજય નોંધ્યા છે, શસ્ત્રટંકારનાં યશોગાન ગાયાં છે. રાજાઓ રાજ્યો રાજવંશોની ઉથલપાથલો એ ઇતિહાસ, એમ સ્હમજાઇ ગયું છે.

થોડાક વૈશ્ય ઇતિહાસ રચાયા છે. દા. Records of the East India Company; જગતની મહાવૈશ્ય પ્રવૃત્તિની એ કથની.

બ્રાહ્મણત્વના ઇતિહાસ અતિ વિરલ છે. મહાધર્મોની મહાવાર્તાઓ લખાઇ છે; પણ Buckle's History of Civilization બકલકૃત સંસ્કૃતિનો ઇતિહાસ તો કોઇક જ.

ક્ષત્રિયત્વના કે વૈશ્યત્વના કરતાં બ્રાહ્મણત્વના વિશ્વદિગ્વિજય ઓછા ચમત્કારી નથી.

નેપોલિયન, જંઘીસખાન, એટીલા, સિકન્દરના જગતદિગ્વિજય બ્રાહ્મણત્વના દિગ્વિજય આગળ ઝાંખા છે.

બૌદ્ધ ધર્મે એશિયા જીત્યો, ખ્રીસ્તી ધર્મે યૂરોપ જીત્યો, ઇસ્લામે ત્રણે ય ખંડ જીત્યા.

બ્રાહ્મણત્વે બૌદ્ધ ધર્મને ભારતપડમાંથી ધોયો; શ્રીમદ્ શંકરાચાર્યે ભાષ્યો રચ્યાં ને ચાર શારદાપીઠો સ્થાપી.

વિદ્યાનગરમાં શ્રીમદ્ વલ્લભાચાર્યજીનો દિગ્વિજય ને સુવર્ણઅભિષેક; વૈષ્ણવ ધર્મનો મુગલાઇમાં યે મહિમા.

ચતુર્દિશાના ચાર ધર્મસ્થંભો સમા કર્ણાટકમાંના ચાર આચાર્યપ્રવર; બંગાળામાં શ્રી ચૈતન્ય, ગુજરાતમાં નરસિંહ, મેવાડમાં મીરાં, અયોધ્યામાં તુલસીદાસજી: ત્ય્હાં–ત્ય્હાંનું એ મ્હોરલું બ્રાહ્મણત્વ.

ગઇ સદીમાં પંજાબને દયાનન્દજીએ જીત્યો, ગુજરાતને સહજાનન્દજીએ જીત્યો; નૈષ્ટિક બ્રહ્મચારીઓનાં બ્રહ્મચર્યના એ વિજય.

રામકૃષ્ણ, દયાનન્દ, વિવેકાનંદ, રામતીર્થ: ભારતના નવયુગનું એ સંન્યાસજીવન. આજના કોઇ દેશથી આછું કે ઓછું છે?

શાળાભણ્યા ક્ષત્રિયત્વના કે વૈશ્યત્વના ઇતિહાસથી એ બ્રાહ્મણત્વના ઇતિહાસ ઉતરતા છે?

ઇ. સ. ૧૧૯૩ માં ક્ષત્રિયોએ દિલ્હી ખોઇ; સ્હાડા પાંચશે વર્ષે, ઇ. સ. ૧૭૫૮ માં બ્રાહ્મણ પેશ્વાએ ઘડીક પાછી લીધી: હિન્દના ઇતિહાસના એ ઉચ્ચાર.

જગતના ક્ષત્રિયત્વને જ્‌હારે જ્‌હારે બ્રાહ્મણત્વની પ્રેરણા, ત્ય્હારે ત્ય્હારે ક્ષત્રિત્વની યે ઔર જાહોજલાલી. ધર્મપ્રેરણાપ્રેર્યાં ઇસ્લામનાં દળવાદળ; ઇંગ્લાંડમાંના Puritans; પેલેસ્ટાઇનમાંના Crusaders; રામદાસ સ્વામીપ્રેર્યા શિવાજી મહારાજ; નાનકશાહપ્રેર્યો શિખસમાજ; દયાનન્દપ્રેર્યો આર્યસમાજ.

બ્રાહ્મણભાવપ્રેર્યું ક્ષત્રિયત્વ જગતનું કલ્યાણક: અમેરિકામાંનો ગુલામી રદ કરવા કાજેનો આન્તર્વિગ્રહ. વૈશ્યભાવપ્રેર્યું ક્ષત્રિયત્વ જર્મનીનું મહાજોમ: સાતે વર્ષે યે આજ યૂરોપના વૈશ્ય મહામન્ત્રીઓ બદલાની રકમોનો નિર્ણય કરી રહ્યા નથી.

આપણા નાકડા ગુજરાતના ન્હાનકડા બ્રાહ્મણત્વનું આ નવયુગનું–છેલ્લા એંશીપોણોસો વર્ષનું–દર્શને ઠીક ઠીક છે: શરમાવા જેવું નથી.

નવયુગનો આપણો પરમ બ્રાહ્મણ તો મચ્છુકાંઠામાં ટંકારા પાસે ડેમી તીરે જીવાપરમાં જન્મેલો, જડેશ્વરથી ભાગેલો, આર્યત્વનું વેદકાળથી પૂર્વવૃત્તાન્ત જાણણુહાર, ને ભારતનું ભાવિ–યથામતિ–પારખનાર ને

ભાખનાર, વેદટંકારકારી, મહાદષ્ટા મહર્ષિ દયાનંદ સરસ્વતી.

સારા એશિયામાં સૌરાષ્ટ્રમાં સિંહ પાકે છેઃ સૌરાષ્ટ્રનો એ સિંહ હતો. લાખ્ખો વચ્ચે એકલો ઉભોઃ કરોડો વચ્ચે એકલો ઉભશે.

ગુજરાતે એને ન સંઘર્યોઃ એણે ગુજરાતને ન તજ્યું. ગુર્જરોના વતન સપ્તસિન્ધુમાં તે પરવર્યો, ભારતનો ને જગતનો દિગ્વિજય આદર્યો. એ ગુજરાતી બ્રાહ્મણની જન્મશતાબ્દિનો મહામહોત્સવ સારા ભારતવર્ષમાંથી બે લાખ યાત્રીઓએ જમનાતીરે શ્રીકૃષ્ણજન્મકલ્યાણી મથુરા નગરીમાં એકેક માસ ઉપર હમણાં જ ઉજ્વ્યો.

ગુજરાતના પરમ વૈશ્ય બ્રાહ્મણ રણછોડલાલ રહેંટિયાવાળાઃ અમદાવાદના મીલ ઉદ્યોગના પિતામહ.

વિશ્વામિત્રને શાસ્ત્રે રાજર્ષિ કહ્યા છે; તેમ ભાઇ મોહનદાસને વૈશ્યર્ષિ કહેવાય. એ ખેડૂત ને એ વણકર. એમનાં વ્રતતપ પણ વૈશ્ય શ્રીમદ્ રાયચન્દ્રજીમાંથી. આ વૈશ્યયુગમાં–પ્રધાનતઃ–એમનું વૈશ્યદર્શન. ને વૈશ્ય સરકાર સ્હામે વૈશ્ય શસ્ત્રઅસ્ત્રથી ઝૂઝે છે. વૈશ્ય દેશ-કાળને પારખી યુગધર્મ રચવા મથે છે. ભાઇ મોહનદાસ આજના વૈશ્યર્ષિ.

એ ય સૌરાષ્ટ્રનો સિંહ છે; ને જર્મનીને હંફાવનારી આવી શસ્ત્રસજ્જ સરકારને યે એકલો ભારે પડે છે.

જ્ઞાનીઃ વેદાન્તશોધણાકારી મણિલાલ નભૂભાઇ, અદ્વૈતચક્ર સુદર્શનને ઘૂમાવનાર; અમેરિકાથી દર્શને આવતા. થોડોક કાળ કલાપીના ગુરુ સમા. ભિલખામાં શ્રીમન્નાથ શર્મા.

વૈદ્યરાજઃ ઝંડુભટ્ટજી અને એ બન્ધુચતુષ્ટય.

શાસ્ત્રીજીઓઃ કાઠિયાવાડમાં કેશવજી શાસ્ત્રી ને કાલિદાસ શાસ્ત્રી; શંકરલાલ શાસ્ત્રી; વડોદરે બદ્રીનાથ શાસ્ત્રી ને છોટુ મહારાજ; મુંબઇમાં જયકૃષ્ણ મહારાજ; કચ્છમાં પોશાળમાં રસઅલંકારાચાર્ય પ્રાણજીવન શાસ્ત્રી ને ઉપનિષદાચાર્ય પિતાંબરદાસજી.

સાક્ષરોઃ સંસારશાસ્ત્રી દલપત, પ્રેમશૌર્યવન્તો નર્મદ, ભાષ્યકાર

ગોવર્ધનરામ. એમના ત્યાગ જ્ઞાન સાહિત્યસેવા દેશહિતચિન્તન. દલપતરામનાં તો શીલ બ્રહ્મચર્ય ને સંસારદર્શન બ્રહ્મર્ષિ જેવાં. દલપતરામ એટલે નવા અને જૂનાનો, પશ્ચિમના અને પૂર્વના સદ્‌ગુણોનો, ફાર્બસ અને સ્વામી નારાયણનો સમન્વય.

૧૮૫૮ થી શસ્ત્ર ને ક્ષત્રિયત્વ તો ભારતનાં હરાઇ ગયાં; એટલે અમરજી દિવાન જેવો ક્ષત્રિયત્વરંગીલો સમશેરિયો બ્રાહ્મણ નવયુગમાં નથી.

પણ બ્રાહ્મણ રાજમન્ત્રી તો નવયુગના છે; ને ઘણા છે; ને થોડાક સારા યે છે.

મુંબઇમાં મનઃસુખરામભાઇ હતા. જૂનાગઢ ભાવનગર કચ્છના રાજપ્રતિનિધિ. દિવાનસૃષ્ટા–Divan–maker કહેવાતા.

ભાવનગરમાં શામળદાસ હતા, પટ્ટણીજી છે. જૂનાગઢમાં ગોકુળજી ઝાલા હતા.

એમની ન્હાની આવૃત્તિઓ કલ્યાણરાય બક્ષીજી ને પુરુષોત્તમરાય ઝાલા: તેથી યે ન્હાની આવૃત્તિઓ ગોંડળમાં જોશીજી, વાંકાનેરમાં દેવશંકરભાઇ, વઢવાણમાં ભીમજીભાઇ, ધ્રોળમાં મૂળશંકરભાઇ, માણાવદરમાં ત્રિભુવનદાસભાઇ.

પણ બ્રાહ્મણ રાજમન્ત્રીઓમાં પરમ રાજમન્ત્રી, આપણા આ નવયુગમાં તો. ગગા ઉદયશંકર. એમનાં વાવ્યાં પુણ્ય કાઠિયાવાડમાં નાગરોએ અડધી સદી સૂધી લણ્યાં; ભાવનગરનું રાજકુલ હજી યે લણે છે ને લણશે.

માનચેસ્ટર શિકાગો એન્ટવર્પ એવાં એવાં આજનાં વૈશ્યતીર્થો. થર્માપિલિ ને ચિતોડ, વોટરલૂ ને કુરુક્ષેત્ર, મુકડન સુશીમા ને માર્ન: જગતનાં ક્ષત્રિય તીર્થરાજો.

તક્ષશીલા ને નલીન્દ, ઓક્ષફર્ડ ને ફિલાડેલફિયા: જગતનાં એ જ્ઞાનતીર્થો.

પણ કાશી: કાશી એટલે યેરુસેલેમ ને મક્કા સરિખડું જગતનું ધર્મતીર્થ. કાશી એટલે બ્રાહ્મણત્વનું બીજું બ્રહ્માવર્ત. ત્ય્હાં ભારતના

બ્રહ્મદિગ્વિજય થતાઃ ફિલસુફીઓ ત્હાં થપાતી અને ઉત્થાપાતીઃ સંસ્કૃતિઓ ત્હાં ઘડાતી ને પડતી.

વારાણસી એટલે ભારતનો બ્રહ્મઅખાડો,

રોમ ને એથેન્સ સમાં જગતમાં હસ્તિનાપુર છે બીજાંઃ જો કે દિલ્હી જેટલા સોહાગ ને વૈધવ્ય ને સોહાગ જગતની કોઇ પાટનગરીએ નથી ઓઢયાં, ને ઉતર્યાં, ને પાછાં ઓઢયાં.

પાંચ પાંચ વાર ભારતનું ભાગ્ય ઘડનાર બ્રહ્મા સમા કુરુક્ષેત્રની યે ન્હાની આવૃત્તિઓ જગતમાં છે. પણ કુરુક્ષેત્રમાં ભારતનાં રાજવંશોના જેટજેટલા વિપ્લવ થયા તેટતેટલા જગતના કોઇ એક રણક્ષેત્રમાં નથી થયા. એમ કુરુક્ષેત્ર જગતમાં અદ્વિતીય.

તેમ વારણાવટમાં ફિલસુફીઓના ધર્મોના સંસ્કૃતિઓના સ્થાપન ને ઉત્થાપન થયાં, એટલાં મક્કા શરીફમાં નથી થયાં, યેરુસેલેમમાં નથી થયાં, જગતની કોઇ એક ધર્મનગરીમાં નથી થયાં.

બ્રાહ્મણત્વની બ્રહ્મનગરી વારાણસી જગતમાં આજે યે એમ અદ્વિતીય બ્રહ્મનગરી છે.

જગતના, આર્યાવર્તના, ગુર્જરરાષ્ટ્રના બ્રાહ્મણત્વના પ્રાચીન–અર્વાચીન ઇતિહાસની રેખાઓ કંઇક આવી છે.

## ૭, થોડીક સૂચનાઓ

કેટલીક સૂચનાઓ કરું ? રજા છે?

આજનું ત્હમારું શુભ પગલુંઃ સર્વ જ્ઞાતિના બ્રાહ્મણોને—સકલ બ્રહ્મસમાજને અહીં ન્હોતર્યો છેઃ તો દર્શને આવ્યો છું.

બ્રાહ્મણ વર્ણ ! સંસારને ત્હારી જવાબદારી તો જાણે છે ને?

વર્ણાનાં બ્રાહ્મણો ગુરુ; મહેતાજીસૂની શાળા, ત્હેવો બ્રાહ્મણ–સૂનો સંસાર.

સદ્ધર્મનિષ્ઠ બ્રાહ્મણવિહોણું નગર શાસ્ત્રે કુગ્રામ ભાખ્યું છે, ત્યાજ્ય ગણ્યું છે.

નગર નગરે, ગામે ગામ, નયુગના પોલિસ પટેલ ને મુખી છે. નવયુગનો ત્ય્હાં ત્ય્હાં એક એક બ્રાહ્મણ સ્થાપવાની જરૂર છે? યા નથી? આજનો મહેતાજી ગામનો બ્રાહ્મણ નથી. ધર્મગુરુ નથી; 'માસ્તર' છે; પાદરી પંડ્યો પુરોહિત નથી.

મન્દિરે મન્દિરે દેવમૂર્તિ છે, મન્દિરે મન્દિરે બ્રાહ્મણ નથી. દેશનાં કંઇ કંઇ મન્દિરો, જૂનાં ને નવાં, બ્રાહ્મણસૂનાં છે.

ભારતના ને જગત્ના વૈશ્યત્વને, ભારતના ને જગતના ક્ષત્રિયત્વને બ્રાહ્મણત્વની પરમ સાત્ત્વિકતાથી રંગો.

શૂદ્રોના ઉદ્ધાર વિના ગતિ નથી; વૈશ્યોના ઉદ્ધાર વિના ઉદર નહીં ભરાય; ક્ષત્રિયોના ઉદ્ધાર વિના સંરક્ષશે કોણ? પણ બ્રાહ્મણોદ્ધાર વિના તો સન્ધુ યે શૂન્ય. પાયહાથને અપંગવાયુ એટલે રોગાવસ્થા, મૃત્યુ નહીં. મસ્તિકને અપંગવાયુ એટલે મૃત્યુ.

બ્રાહ્મણત્વનો વિનાશ એટલે સંસારનાશ, સંસ્કૃતિનાશ. બ્રાહ્મણો એટલે સંસારના સંસ્કારગોપ્તા.

બ્રાહ્મણત્વના ઉદ્ધાર પછી જ નવસ્મૃતિઓ, નવસંહિતાઓ, નવ-ઉપનિષદો, નવમહાકાવ્યો સંભવે. દ્રોણાચાર્ય પછી અર્જુન ને કર્ણ. અસુરોને શુક્રાચાર્ય હતા, સુરોને બૃહસ્પતિ હતા.

અને ત્ય્હાં સૂધી? ત્ય્હાં સૂધી વાણિયા કહે છે તેમ 'સમા પ્રમાણે.' ચાર વર્ણના ને ચાર આશ્રમના ચાર યુગઃ ત્હેમાં બ્રાહ્મણયુગ એટલે સતયુગ.

ઔદીચ્ય બ્રહ્મસમાજને જ નહીં, ગુજરાતના બ્રહ્મસમાજને—ભારતના બ્રહ્મસમાજને મ્હારી પ્રણિપતો છેઃ

૧. ક્ય્હાં છે ત્હમારૂં બ્રહ્મવિદ્યામન્દિર? the College of Divinity? Davar's College of Commerce ની અર્ધી સદી-ની જ્યૂબિલિ ઉજવાઇ. Yaguik's College of Commerce, Sydenham College of Commerce, College of Agriculture, Engineering College, Technical Schools,

કલાભુવનઃ સારાંખોટાં ન્હાનાંમોટાં આ વૈશ્યયુગનાં એ વૈશ્યવિદ્યામન્દિરો.

ઉજ્જયિનીમાં–ક્વેટામાં ક્ષત્રિયત્વના મહાવિદ્યાલય સ્થાપવાના પ્રયત્ન કંઇક થયા. Indian Sandhurst, Indian Marine ના ક્ષાત્રપોકારના પડઘા ભારતની રાજ્યસભામાં ને દેશભરમાં સંભળાયા. શૂદ્રોના ઉદ્ધાર કાજે તો સત્યાગ્રહો યે આદરાયા.

એ સહુ પ્રજાદેહને જરૂરનાં ને જોઇએ છીએ. અળખામણો રંક બ્રાહ્મણ. બ્રાહ્મત્વને કાજે બ્રહ્મવિદ્યામન્દિરની–A College of Divinity ની વાર્તા યે ક્‌હાંથી હોય?

યૂરોપમાં મઠ–Monasteries છેઃ Missionary Colleges છેઃ ત્‌હાં સાધુઓ સર્જાય છે, પ્રચારકો ઘડાય છેઃ પુરોહિતો, પૂજારીઓ, ધર્મગોસાઓ, સરજી શકાય તેટલે દરજ્જે સરજાય છે.

આપણા બ્રાહ્મણત્વનાં બ્રહ્મવિદ્યામન્દિર–Schools of Divinity ક્‌હાં? આપણી B. D ને D. D. ની પદવીઓ કોણ આપે છે? ક્‌હાં અપાય છે?

આપણી પા તો એક છેઃ ગુજરાતની પરવાડે; મહારાષ્ટ્રનો સીમાડો શરૂ થાય છે ત્‌હાં; દંડકારણ્યને સીમાન્તે; ગુર્જરરાષ્ટ્ર ને મહારાષ્ટ્રના સીમાસંગમ ઉપર; મારવાડી પ્રતાપ શેઠના બ્રહ્મદાને સ્થપાયેલી; ત્‌હાં પૂર્વપશ્ચિમની ફિલસુફીઓનો અભ્યાસ ઉદ્‌ઘાટન સમન્વય થાય છે; કરવીર પીઠના શ્રીમદ્ શંકરાચાર્યજી–પૂર્વાશ્રમના ડૉ. કૂર્તકોટી એના અધિષ્ઠાતા હતાઃ અમલનેરમાંની એ College of Philosophy.

બ્રહ્મસમાજને મ્હારી પ્રથમ પ્રણિપત; a College of Divinity બ્રાહ્મણત્વનું બ્રહ્મવિદ્યામન્દિર ગુર્જરરાષ્ટ્રે સ્થાપો.

દેશની સંસ્કૃત પાઠશાળાઓ–વેદશાળાઓને સંજીવિની છાંટી એ સ્થંભો ઉપર શિખર રચો; અને ત્‌હેમાં નવયુગના નવભિખ્ખુઓ સરજો.

બ્રાહ્મણત્વ! ત્‌હારો ઉદ્ધાર તું નહિ કરે તો કોણ કરવાનું છે? આજે તો સહુએ ત્‌હને તજ્યું છે.

કાઠિયાવાડમાં આશરે બસ્સો કુરાનશાળાઓ છે. એથી યે વધો પણ સંસ્કૃત પાઠશાળાઓ ને વેદશાળાઓ કેટકેટલી?

અમદાવાદમાં આજે ન્હાનીમ્હોટી દશેક સંસ્કૃત પાઠશાળાઓ છે. આશરે અઢીસો વિદ્યાર્થીઓ બ્રાહ્મણત્વના ભાવ ને કર્મકાંડ ભણે છે. એ પાઠશાળાઓને બ્રાહ્મણત્વની High Schools કરી, એમને માથે બ્રાહ્મણત્વની એક College સ્થપાય–એ પાઠશાળાઓનું એકીકરણ નહીં, પણ સમન્વયે સધાય; ગુર્જરદેશની સર્વ પાઠશાળાઓની શિક્ષણ-પ્રણાલિકા વિદ્યાવ્યવસ્થા ગુરુસંભાવનાનાં નિરીક્ષણ–પરીક્ષણ કાજે અધિ-દ્રષ્ટા–Inspector નિમાય; બ્રહ્મસભા આજ એટલું યે નહીં કરે? દેશના બાલ બ્રહ્મવિદ્યામન્દિરોનો સમન્વય?

મહાશયથી, મહાનુભાવિતાથી, દેશકાળની નાડી પારખીને પુરો-હિતો પ્રચારકો–નવયુગના નવબ્રાહ્મણો સરજાયઃ તો દેશભરમાં કો અજબ બ્રહ્મજ્યોત જાગે.

બ્રાહ્મણત્વ જગતનો મેઘ છેઃ એ વર્ષ્યે જ ધરતીમાં ધનધાન્ય વસૂઓ ને બ્રહ્મલક્ષ્મી ઉભરાશે.

છેલ્લાં પ્રચંડ સંગ્રામમાં જર્મનીએ ઇંગ્લાંડ ઉપર ઝેપેલીનો–વિરાટ-વિમાનો પાઠવ્યાં. ઇંગ્લાંડે પોતાના બ્રાહ્મણોને બોલાવ્યા કે આ વાયુપુત્ર હનુમાનજીઓનો પ્રતિકાર કરો.

રણસંગ્રામમાં જર્મનીએ Gas–વાયુઅસ્ત્ર છોડ્યું. ઇંગ્લાંડે પોતાના Scientists–વિજ્ઞાનશાસ્ત્રીઓને ન્હોતર્યા કે આ કીયું અસ્ત્ર? એનો પ્રતિકાર શો?

કુરુક્ષેત્રમાં દુર્યોધને આચાર્ય મુપસંગમ્ય કર્યું હતુંઃ આજ વીસમી સદીમાં–પાંચ હજાર વર્ષે યે રાજમન્ત્રીઓ બ્રાહ્મણત્વને શરણે ગયા કે આચાર્યો! પ્રતિકાર શોધો ને પઢાવો.

૨૦ મી સદીમાં યે આજે મહાસંગ્રામોમાં અગસ્ત ઋષિ જેવા બ્રાહ્મણદીધાં જ અસ્ત્રશસ્ત્ર જીતે છેઃ ક્રપ કે નોબલ કે લૂઇનાં બાણગોળા ને તોપબન્ધૂકો.

બ્રાહ્મણત્વને એક ચેતવણી : બ્રાહ્મણત્વના અવગુણ ત્યાગજો; પ્રાચીન કે અર્વાચીન, બ્રાહ્મણત્વની ભૂલો અળગી રાખજો.

રાવણ બ્રાહ્મણ હતો, ઋષિપુત્ર હતો. વેદમન્ત્રોનાં જટા ઘન પદ રચ્યાં છે. પ્રાચીન કાલમાં કે આજ બ્રાહ્મણત્વની ભૂલો નથી થઇ એમ નથી. મનુષ્યના સુખ કાજે Science ઉદ્‍ભવ્યું ને કેળવાયું; આજ મનુષ્યના મહાસંહાર માટે યોજાય છે.

વિદ્યુતાચાર્ય એડિસન છે, રેડિયમાચાર્ય કરી હતા; એમણે રાત્રિના દિવસ કીધા, ક્ષર શબ્દોચ્ચારને અક્ષર કીધો, અખંડ અગ્નિ શોધ્યા, માનવજાતનાં સુખસૌભાગ્ય વધાર્યાં.

અને પછી?–પછી પ્રાચીન કૃપાચાર્ય સમા પશ્ચિમના અર્વાચીન કૃપાચાર્યોએ મનુષ્યસંહારનાં અજબ સાધનો, જળ સ્થળ અંતરિક્ષ ને જળસ્થળાન્તરમાં સંહારવાનાં માયાવી અસ્ત્રશસ્ત્ર સરજ્યાં. યૂરોપ અમેરિકામાં એમ આજ કેટલાક બ્રાહ્મણો મેધાનો દુરુપયોગ કરી રહ્યા છે.

લક્ષ્મીના દરુપયોગથી મેધાનો દરુપયોગ સહસ્રધા નિન્દ્ય છે. બ્રહ્મસમાજ! પ્રાચીન કે અર્વાચીન, બ્રાહ્મણત્વની ભૂલોથી અળગા રહેજો, અળગા રહેજો.

નવયુગની ન્હાનકડી નવસ્મૃતિઓ રચાઇ : કંઇક કંઇક યુગધર્મ પ્રબોધાયા; નવાંકુરો ધરતીમાં હજી નથી ચોંટયા કેમ? નવયુગના નવપ્રચારકો ક્ય્હાં? નવવિધાનના નવમાળીઓ વિનાનાં નવઉદ્યાન સૂનાં છે.

બ્રાહ્મણત્વના એ બ્રહ્મવિદ્યામન્દિરને અંગે બે વાનાં બીજાં જોઇશે. એક તો સંસ્કૃત ગ્રન્થોનું મહાગ્રન્થાલય.

ગ્રન્થો જર્મની જાય છે, ગ્રન્થો યૂરોપ જાય છે, ગ્રન્થો ભારતવર્ષનો કાંઠો છોડે છે. સાંભળ્યું છે કે હિમાલયશિખરે નેપાળમાંથી સાત હજાર ગ્રન્થો ગયા. વાંદરાની નિકાસ સ્હામે પોકાર ઉઠચો; ગ્રન્થોની નિકાસ સ્હામે પોકાર કોને સૂઝે? વાંદરા જાય તે ન પોષાય; વિદ્યા જાય તે ભલે જાય. વીસમી સદીમાં યે બલિહારી છે આપણા અગ્રણી રાજપ્રકરણી પ્રજાનાયકોની! વિદ્યાથી વાંદરાં મોઘાંમૂલાં!

વાંદરાંને રક્ષો: હનુમાનજીના વંશજ છે. માંસાહારી નહીં હો તો એટલું જીવદયાથી કીધું જાણીશું. પણ વિદ્યાને–ગ્રન્થોને યે સંરક્ષો: ભારતની એ બ્રહ્મલક્ષ્મી છે.

એ ભારતીય બ્રહ્મલક્ષ્મીના બ્રહ્મમન્દિર સરિખડૂં સંસ્કૃત ગ્રન્થોનું મહાગ્રન્થાલય ક્યહારે માંડશો?

બીજું એને અંગે: Sacred Books of the East ના જેવી આપણા શાસ્ત્રગ્રંથોનાં ગુજરાતી ભાષાન્તરોની ગ્રન્થમાલા.

ઈંગ્લાંડને પરધર્મોના ધર્મગ્રન્થો ભણવાની જરૂર છે, ને તે ભાષાન્તરો કરાવે: આપણે આપણાં યે ધર્મશાસ્ત્રોની ભાષાન્તરમાલા શા માટે જોઇએ? આપણે આપણું જાણીએ જ છીએ ને? શા માટે ભાષાન્તરમાલા? શો તઅજ્જુબીનો છે તમાસો?

સાત ગૃહ્યસૂત્રોનાં–આપસ્તંભ, સાંખ્યાયન, પારસ્કર, ગોભિલ ને બીજાં ત્રણનાં ઇંગ્રેજી ભાષાન્તરો છપાયે પચ્ચાસ વર્ષ વીત્યાં. એ સાતેનાં આપણાં ગુજરાતી ભાષાન્તરો ક્યહાં?

ત્હો યે ખરૂં છે કે છૂટાંછવાયાં પગરણ ક્યહાંક મંડાયાં છે.

આપણે તો સનાતની થવું નથી, સનાતની કહેવડાવવું છે. એવું સનાતનત્વ–પોપટમુખના રામનામ પેઠે મીઠું લાગે; પણ અર્થહીન ભાવહીન એ સનાતનત્વ મિથ્યા સનાતનત્વ છે. આપણે તો સાચ્ચું સનાતનત્વ જોઇએ છીએ.

શાસ્ત્રભાષાંતરમાલાની નહિ; શાસ્ત્રમાલાની પ્રસિદ્ધિ પૂનાએ આદરી હતી. પછી સ્વ. શંકર પાંડુરંગ પંડિતે વેદસંહિતાનું મરાઠી ભાષાંતર માંડ્યું; ને અમદાવાદમાંથી સ્વ. પિતાંબરદાસે વેદાર્થયત્ન માસિકમાં એ મરાઠી ભાષાન્તરનું ગુજરાતી ભાષાન્તર ચલાવ્યું હતું.

પછી મુંબાઇમાં પ્રસિદ્ધ થયું મરાઠી શ્રુતિબોધ. એ યે અધૂરૂં રહ્યું.

એટલાં યે આદર્યાં અધૂરાં રહ્યાં કોઇ વિરલો પૂરાં કરશે?

મ્હારી બીજી પ્રણિપત એ છે કે આજથી સત્તરસો વર્ષ પૂર્વે

બૌદ્ધ સંઘ મળ્યો, ને એશિયા જીતવા ભિખ્ખુઓને દિશદિશમાં પાઠવ્યા. દેવોને પ્રિય રાજમહારાજ અશોકરાજે મહારાજકુમાર મહેન્દ્ર ને મહારાજકુમારી સંઘમિત્રાને સંઘદીક્ષા દીધી, ને એ સાધુસાધ્વીને સિંહલદ્વીપ જીતવાને પ્રેર્યાં.

વર્તમાન ભારતના ઓ બ્રાહ્મણસંઘ! જગત જીતવાને બ્રાહ્મણોને ક્ય્હારે પાઠવશો? બૌદ્ધ સંઘ માર્ગ દાખવી ગયો: મુક્તિફોજ માર્ગ દાખવે છે. એવી બ્રહ્મસેના સજશો ને દિશદિશમાં સંચારશો?

સ્થૂલવાદ ઉપર અધ્યાત્મવાદનો હુમલો; હિંસા ઉપર અહિંસાનો હુમલો; મહાસંહારના સંહાર કાજેનો જગત્‌હુમલો; શસ્ત્ર ઉપર શાસ્ત્રનો હુમલો; સુખવાદ ઉપર કલ્યાણવાદનો એ હુમલો.

બૌદ્ધ ભિખ્ખુઓએ એશિયા ઉપર કીધો હતો એવો: ખ્રીસ્તી ધર્મગુરુઓએ યૂરોપ ઉપર કીધો હતો ત્હેવો; સદ્ધર્મનો દિગ્વિજય.

દયાનન્દજીએ ભારતવર્ષને ડોલાવ્યું: વિવેકાનન્દ રામતીર્થ વીરચંદ રાઘવજી જગત જીતવાના સાગરમાર્ગ દાખવી ગયા.

અખિલ ભારતના બ્રહ્મસમાજ! આર્ય સંસ્કૃતિનો ઉદ્ધાર ને જગત્‌પ્રસાર ત્હારે શિરે છે, સ્થૂલવાદી જગત્ ત્હારા અધ્યાત્મવાદની વર્ષાની કાળકાંઠે વાટ નિહાળે છે.

બુદ્ધે એશિયા જીત્યો; ખ્રીસ્તે યૂરોપ જીત્યો; ઇસ્લામે ત્રિખંડ જીત્યા; હરિઇચ્છા તો બ્રાહ્મણત્વ ચોખંડને જીતશે.

ભારતે જગતને ઘણું ઘણું આપ્યું છે. ભારતે દીધું છે એવું કોઇ દેશે જગતને હજી દીધું નથી. જગતને આપવા શું રંક ભારતવર્ષ પાસે હજી યે એક છે: ત્હેનું આર્યત્વ, ત્હેનું બ્રાહ્મણત્વ.

બ્રહ્મસભાને મ્હારી ત્રીજી વિનતિ: અમદાવાદની, ગુજરાતની પ્રત્યેક નગરીની આપની પ્રાચીન વ્યવસ્થા એવી છે કે પૃથક્ પૃથક્ ધંધાનાં પૃથક્ પૃથક્ મહાજન, ને સહુ મહાજનોને શિરે નગરીનું મહાજન ને નગરશેઠ.

બ્રહ્મસમાજ ! ગયે વર્ષે વરતેજમાં સકલ ગુજરાતનો ક્ષત્રિયસમાજ મળ્યો હતો? કે ગોહેલ કે ઝાલા કે જાડેજાસમાજ?

મુંબઈમાં Trades Union Conference મળી હતી; સકલ વૈશ્યસમાજ.

પૃથક્ પૃથક્ બ્રાહ્મણજ્ઞાતિઓનાં સંમેલનો ભલે થાવ, પ્રજાને કંઈક લાભકારી નીવડશે. બ્રાહ્મણત્વનાં એ પેટામહાજનો.

એમને માથે સમસ્ત બ્રહ્મસમાજ સ્થાપો, જ્ઞાતિઓના સ્થંભોને શિરે બ્રાહ્મણ વર્ણનું શિખર ચ્હડાવો.

એ અખાતો ને ઉપસાગરોનો મહાસાગરે સંગમ સાધો.

શ્રીમાળી શુભેચ્છક, ઉદીચ્ય પ્રકાશ, મોઢ માર્તંડ, નાગર ઉદય માસિકો જોયાં છે. જામનગરમાંથી 'બ્રાહ્મણ' પ્રગટ્યું હતું એને દર્શને રાજી થયો હતો. અસ્ત થયું. એનું દર્શન આજે યે ભૂલાતું નથી.

પાટનગરોમાં શ્રીમાળી છાત્રાલય, ઉદીચ્ય છાત્રાલય, નાગર છાત્રાલય, એવાં જ્ઞાતિછાત્રાલયો દીઠાં છે. રાજકોટમાં ન્હાનકડું કેવળરામ માવજી બ્રાહ્મણ **છાત્રાલય** આદર્યું હતું. જ્ઞાતિછાત્રાલયો વચ્ચે એ **વર્ણછાત્રાલય** હતું. કુશળ હશે જ. અમદાવાદમાં મધ્યસ્થ **વૈશ્ય છાત્રાલય** છે.

સપ્ત રંગ ગૂંથાઈ ઇન્દ્રધનુષ્ય આભે મંડાયઃ બ્રાહ્મણત્વના સકલ રંગ ભેળાઈ બ્રહ્મચાપ ભારતવર્ષના સંસારના આભમાં ક્ય્હારે મંડાશે?

આપણો એક બ્રહ્મવડલો હતો. એની વડવાઈઓએ પૃથક્ પૃથક્ મૂળ નાંખ્યાં, થડ થાપ્યાં. આદ્ય થડના સંબંધ તોડયા તોડાશે? જૂદી જૂદી જ્ઞાતિઓમાં કેટલાંકનાં તો એનાં એ જ ગોત્રો છે.

બ્રાહ્મણત્વ! ત્હારાં પેટામહાજનોનાં અંગોમાં વહતું રહેજે, જોમથી ધડકજે. અંગોમાંથી હૃદયમાં પધારીશ, ત્હારી પરિશુદ્ધિ ત્ય્હારે ને ત્ય્હાં થશે.

બ્રાહ્મણત્વ! ત્‍હારે બ્રહ્મવડલે પધાર. વેદયશસ્વી એજ ત્‍હારૂં સનાતન ધામ.

બ્રાહ્મણો! સહુ બ્રાહ્મણ થાવ.

અને એ સર્વ તમ બ્રહ્મયજ્ઞમાં પત્નીઓને સંગાથે રાખજો. વિના-પત્ની યજ્ઞ આદર્યે દેવો યે હવિ નથી સ્વીકારતા.

ભૂલશો તો નહીં જ, છતાં સ્મરાવું છું. નારી જાતિને વિસારતા મા. નારી નરકી ખાન હે. એ બ્રહ્મર્ષિઓ મહર્ષિઓ દ્રષ્ટાઓ કવિવરો સંસારશાસ્ત્રીઓને સ્ત્રીજાતિએ જન્માવ્યા, ધવરાવ્યા, ઉછેર્યા. સ્ત્રીજાતિ પુરુષની પત્ની પુત્રી ભગિની માતા છે.

એ ગાર્ગીઓ ને લીલાવતીઓના ઇતિહાસ સહુ જાણો છો. શ્રીમદ્ ભગવાન શંકરાચાર્ય ને પંડિતવર્ય મંડનમિશ્રની વિદ્વદ્ચર્ચામાં મધ્યસ્થ, ને અન્તે શંકરાચાર્યજીની વિજેતા, મંડનમિશ્રની સત્પત્ની ભારતી હતી. કૃષ્ણાવતારને ઋષિઓએ ન્‍હોતો ઓળખ્યો, ઋષિપત્નીઓએ ઓળખ્યો હતો. સુન્દરીની સૂક્ષ્મ દૃષ્ટિ પુરુષમાં નથી.

સંસાર—આપણા કે અન્યના સંસાર સંસાર રહે છે તે સ્ત્રીજાતિનાં સંરક્ષણે. સુન્દરી સાચવે છે એટલાં ધર્મ નીતિ આચાર સંસ્કાર સંસ્કૃતિ સંસારનાં સચવાય છે.

બ્રહ્મસમાજ! બ્રહ્મવિદ્યામન્દિરની સંગાથે બ્રહ્મચારીણીઓના બ્રહ્માશ્રમ, સંન્યાસિનીઓના મઠ, સેવિકાઓના ધર્માલય સ્થાપવાનું ભૂલતા મા. સંસારપૂરનાં મેલાં પાણીને નિર્મળી એ છાંટશે. બ્રહ્મચર્ય પાળવા આતૂર સદ્બુદ્ધિશાળી વિધવાઓના સંસારપ્રશ્નનો યે એ ઉકેલ.

એ સેવિકાઓ, એ સંન્યાસિનીઓ, એ બ્રહ્મચારિણીઓ સંસારને પુણ્યનિર્મળ કરશે, ધર્મના કલ્યાણરંગે રંગશે. ગૃહિણીઓમાં ધર્મભાવના ભરી ગૃહવાસનું પુણ્યધામ રચશે.

યોગક્ષેમ વહામ્યહમ્ : યોગક્ષેમ ઉભયનો ભાર ઉપાડવા ભગવાને વચન

આપ્યું છે. યોગ એટલે ઉપાર્જન–પુરુષ: ક્ષેમ એટલે સંચ્યયન-સ્ત્રી.

प्रकृतिं पुरुषं चैव विध्यनादि उभावपि.

પુરુષ ને પ્રકૃતિની બ્રહ્મલીલા તે બ્રહ્માંડ એમ સ્ત્રીપુરુષની પ્રેમલીલા તે સંસાર.

गृहिणी गृहमुच्यते: ગૃહ ઉદ્ધારવાં હોય તો પ્હેલાં ગૃહિણીને ઉદ્ધારજો.

ઋષિપુત્રીઓ! ભવિષ્યને અજવાળણહારા બ્રહ્મર્ષિઓ ભવિષ્યની ત્હમારી કૂખમાં પોઢેલા છે.

સુન્દરી એટલે પુરુષની પ્રેરણા. એ ચાપપ્રેર્યાં પુરુષનાં બાણ દિશદિશમાં પરવરશે.

સંસારસંસારના ને સંસ્કૃતિઓના જયપરાજય ઘડનાર બ્રાહ્મણો ને બ્રાહ્મકુંવરીઓ છે.

## ૮, ઉપસંહાર

ગુજરાતના બ્રહ્મસમાજ! ગુજરાતને ભારતવર્ષને જગતને ત્હારી જવાબદારી તો સ્હમજે છે ને?

વિભૂતિયોગના અધ્યાયને અન્તે ભગવાન ઉચ્ચર્યા કે; વધુ ભાખ્યે શું? એક અંશથી જગત ટકાવી હું ઉભો છું.

એ એક અંશ તે જગતનું બ્રાહ્મણત્વ.

આત્માના ઉદ્ધાર વિના મનુષ્યનો ઉદ્ધાર મિથ્યા છે; તેમ જગતના બ્રાહ્મણત્વના ઉદ્ધાર વિના જગતભરના સંસારોના ઉદ્ધાર મિથ્યા છે, કારણ કે આત્માનો અન્નદાતા બ્રાહ્મણ છે.

સંસાર દેહ છે; એ દેહનો આત્મા બ્રાહ્મણત્વ.

પ્રાચીન, મધ્યકાલીન, ને અર્વાચીન; આર્યાવર્તનાં બ્રાહ્મણત્વનાં ત્રણ દર્શન કરાવી આજ સમાપ્ત કરીશ. એ ત્રણે દર્શનો યુગદર્શન છે, સંસ્કૃતિદર્શન છે.

શાંકરદિગ્વિજયમાં કથા છે કે ભગવાન શંકરાચાર્ય ફરતા ફરતા

નર્મદાતીરે માહિષ્મતિ નગરીએ શ્રી પ્રયાગ ક્ષેત્રથી આકાશમાર્ગે પધાર્યા. રેવાજીએ પાણી જતી દાસીઓને જોઇ પૂછ્યું; બાઇ રે! માહિષ્મતિ નગરીમાં પંડિતરાજ મંડનમિશ્રનું ધામ કીયું ?

રેવાજીની એ ગુણગર્વિલી પણીયારીઓનો ઉત્તર સારા ભારતવર્ષમાં સૈકાઓથી સંભળાય છે.

स्वतःप्रमाणं परतःप्रमाणं, कीरांगना यत्र गिरं गिरन्ति;
द्वारस्थनीडांतरसन्निरुद्धा; जानीहि तन्मडंनपंडितौकः.
फलप्रदं कर्म फलप्रदोऽजः, कीरांगना यत्र गिरं गिरन्ति;
द्वारस्थनीडांतरसन्निरुद्धा; जानीहि तन्मडनपंडितौकः.
जगध्द्रुवं स्याज्जगदध्रुवं स्यात्, कीरांगना यत्र गिरं गिरन्ति,
द्वारस्थनीडांतरसन्निरुद्धा; जानीहि तन्मंडनपंडितौकः.

શ્રી શાંકરદિગ્વિજય, સર્ગ ૬ ઠ્ઠો, શ્લો. ૪, ૫, ૬.

ભૂતલમંડન ને વિશ્વગૌરવી બ્રાહ્મણત્વનું પવનલહરીઓમાં ફરફરતી ધજાવાળું એ પ્રાચીન બ્રહ્મધામ.

પરમ બ્રાહ્મણનું ઘર એટલે બ્રહ્મોદ્યાન; ત્હાં અખંડ બ્રહ્મયજ્ઞ હોય. ત્હાંથી બ્રહ્મયજ્ઞના ધૂપ સારો સંસાર મ્હેકાવી મ્હેકી રહે.

મધ્યકાલીન બ્રહ્મપુરીનું વર્ણન દલપતરામે મિથ્યાભિમાનના પ્રહસનમાં ભાખ્યું છે, ને સારૂં ગુજરાત તે સુણી હસ્યું છે.

ક્યારો તો તુલસી તણો તગતગે, ટૂંકે પને પોતિયાં,
નેવે તો લટકે વળી વળગણી, ધોઇ ધર્યાં ધોતિયાં;
દીસે દર્ભઝુડી, રૂડી શિવ તણી દ્હેરી પણે પાસ છે;
એ એંધાણ થકી જ જાણ ઉરમાં વિપ્રો તણો વાસ છે.

ગુજરાતના લોકક્હેણ પણ કહે છે કે

ન્હાના મહારાજ ને મ્હોટું ટીલું, પાઘડી ઢીલી ને મોઢું વ્હીલું;
ટૂંકી પોતડી ને તુલસીક્યારા, એ એંધાણે બ્રાહ્મણવાડા.

આપ્યું છે. યોગ એટલે ઉપાર્જન—પુરુષ: ક્ષેમ એટલે સંચયન-સ્ત્રી.

प्रकृतिं पुरुषं चैव विध्यनादि उभावपि.

પુરુષ ને પ્રકૃતિની બ્રહ્મલીલા તે બ્રહ્માંડ: એમ સ્ત્રીપુરુષની પ્રેમ-લીલા તે સંસાર.

गृहिणी गृहमुच्यते: ગૃહ ઉદ્ધારવાં હોય તો પ્હેલાં ગૃહિણીને ઉદ્ધારજો.

ઋષિપુત્રીઓ! ભવિષ્યને અજવાળણહારા બ્રહ્મર્ષિઓ ભવિષ્યની ત્હમારી કૂખમાં પોઢેલા છે.

સુન્દરી એટલે પુરુષની પ્રેરણા. એ ચાપપ્રેર્યાં પુરુષનાં બાણ દિશદિશમાં પરવરશે.

સંસારસંસારના ને સંસ્કૃતિઓના જયપરાજય ઘડનાર બ્રાહ્મણો ને બ્રાહ્મકુંવરીઓ છે.

## ૮, ઉપસંહાર

ગુજરાતના બ્રહ્મસમાજ! ગુજરાતને ભારતવર્ષને જગતને ત્હારી જવાબદારી તો સ્હમજે છે ને?

વિભૂતિયોગના અધ્યાયને અન્તે ભગવાન ઉચ્ચર્યા કે; વધુ ભાખ્યે શું? એક અંશથી જગત ટકાવી હું ઉભો છું.

એ એક અંશ તે જગતનું બ્રાહ્મણત્વ.

આત્માના ઉદ્ધાર વિના મનુષ્યનો ઉદ્ધાર મિથ્યા છે; તેમ જગતના બ્રાહ્મણત્વના ઉદ્ધાર વિના જગતભરના સંસારોના ઉદ્ધાર મિથ્યા છે, કારણ કે આત્માનો અન્નદાતા બ્રાહ્મણ છે.

સંસાર દેહ છે; એ દેહનો આત્મા બ્રાહ્મણત્વ.

પ્રાચીન, મધ્યકાલીન, ને અર્વાચીન; આર્યાવર્તનાં બ્રાહ્મણત્વનાં ત્રણ દર્શન કરાવી આજ સમાપ્ત કરીશ. એ ત્રણે દર્શનો યુગદર્શન છે, સંસ્કૃતિદર્શન છે.

શાંકરદિગ્વિજયમાં કથા છે કે ભગવાન શંકરાચાર્ય ફરતા ફરતા

નર્મદાતીરે માહિષ્મતિ નગરીએ શ્રી પ્રયાગ ક્ષેત્રથી આકાશમાર્ગે પધાર્યા. રેવાજીએ પાણી જતી દાસીઓને જોઇ પૂછ્યું; આઇ રે! માહિષ્મતિ નગરીમાં પંડિતરાજ મંડનમિશ્રનું ધામ કીયું ?

રેવાજીની એ ગુણગર્વિલી પણીયારીઓનો ઉત્તર સારા ભારતવર્ષમાં સૈકાઓથી સંભળાય છે.

स्वतःप्रमाणं परतःप्रमाणं, कीरांगना यत्र गिरं गिरन्ति;
द्वारस्थनीडांतरसन्निरुद्धा; जानीहि तन्मडंनपंडितौकः.
फलप्रदं कर्म फलप्रदोऽजः, कीरांगना यत्र गिरं गिरन्ति;
द्वारस्थनीडांतरसन्निरुद्धा; जानीहि तन्मडनपंडितौकः.
जगध्रुवं स्याज्जगदध्रुवं स्यात्, कीरांगना यत्र गिरं गिरन्ति,
द्वारस्थनीडांतरसन्निरुद्धा; जानीहि तन्मंडनपंडितौकः.

શ્રી શાંકરદિગ્વિજય, સર્ગ ૬ ઠ્ઠો, શ્લો. ૪, ૫, ૬.

ભૂતલમંડન ને વિશ્વગૌરવી બ્રાહ્મણત્વનું પવનલહરીઓમાં ફરફરતી ધજાવાળું એ પ્રાચીન બ્રહ્મધામ.

પરમ બ્રાહ્મણનું ઘર એટલે બ્રહ્મોદ્યાન; ત્‍હાં અખંડ બ્રહ્મયજ્ઞ હોય. ત્‍હાંથી બ્રહ્મયજ્ઞના ધૂપ સારો સંસાર મ્હેકાવી મ્હેકી રહે.

મધ્યકાલીન બ્રહ્મપુરીનું વર્ણન દલપતરામે મિથ્યાભિમાનના પ્રહસનમાં ભાખ્યું છે, ને સારૂં ગુજરાત તે સુણી હસ્યું છે.

ક્યારો તો તુલસી તણો તગતગે, ટૂંકે પને પોતિયાં,
નેવે તો લટકે વળી વળગણી, ધોઇ ધર્યાં ધોતિયાં;
દીસે દર્ભઝુંડી, રૂડી શિવ તણી દહેરી પણે પાસ છે;
એ એંધાણ થકી જ જાણ ઉરમાં વિપ્રો તણો વાસ છે.

ગુજરાતના લોકકૂહેણ પણ કહે છે કે

ન્હાના મહારાજ ને મ્હોટું ટીલું, પાઘડી ઢીલી ને મોઢું ઢીલું;
ટૂંકી પોતડી ને તુલસીક્યારા, એ એંધાણે બ્રાહ્મણવાડા.

એ પૃથ્વીપડના મધ્યકાલીન બ્રાહ્મણત્વની બ્રહ્મપુરી. ત્હો યે ત્યહાં વચ્ચે સદાશિવની દ્હેરી ને પૂજાસામગ્રીના તુલસીક્યારા તો હતા જ.

હવે આજના—૨૦ મી સદીના ભરતદેવની પુણ્યભૂમિના બ્રાહ્મણત્વનું બ્રહ્મધામ શોધીએ. ખરે જ! શરમાવા જેવું નથી. મહિમાવન્તું ને ગૌરવ લેવા જેવું છે. ગુજરાતમાંથી કોઇક તે દીઠું છે; હિંદમાંથી થોડાક તે ઓળખ્યું છે; જગતની શારદાપીઠોમાં તે જગન્જાણીતું છે.

ત્રીશેક વર્ષો ઉપર મુંબઇમાં પૂછ્યું હોત કે રાનડે મહારાજનું ધામ કીયું? વીશેક વર્ષ ઉપર પૂછ્યું હોત પ્રો. ગજ્જરની વિજ્ઞાન-પ્રયોગશાળા—Laboratory ક્યાં? પન્દરેક વર્ષ ઉપર પૂનામાં પૂછ્યું હોત કે ટિળક મહારાજનું ધામ કીયું? અમદાવાદમાં દલપતરામને કાવ્યધામે હિંદુ મુસલમાન પારસી ઇંગ્રેજને પણ આવતા દીઠા છે.

આજે—૧૮૨૫ માં કલકત્તામાં જઇને પૂછો; જગદીશ બોસનું ધામ કીયું? સજ્જનો અને સન્નારીઓ! કીરાંગનાઓ તો સચેત હતી; જડ પણ જ્યહાં 'અદ્વૈત' 'અદ્વૈત' ઉચ્ચારે છે, સ્થૂલસ્થૂલમાંથી ચેતનનાં વિધુતકિરણો—Electrones ઉછળી રહ્યાં છે, વનસ્પતીઓ જ્યહાં ગાજી ઉઠે છે કે 'અમે સજીવ છીએ.' 'અમે સજીવ છીએ;'

जानीहि तत् श्री जगदीशधाम

વિદેશી સરકાર સન્માની રહી છે, જગતની શારદાપીઠો ન્હોતરી રહી છે, સ્થૂલસૂક્ષ્મની સીમાઓ જે ભૂંસી રહ્યો છે, એ અમારો આજના આર્યાવર્તનો પરમ બ્રાહ્મણ ડો. સર જગદીશચન્દ્ર વસુ.

ઋષિસન્તાનો! નિરાશ મા થતા. આર્યાવર્તનું પ્રાચીન બ્રાહ્મણત્વ આજે યે જીવતું છે, જગતવન્દ્ય છે.

બ્રાહ્મણત્વની ભાગીરથીના એ સાત્વિક દેવપ્રવાહનો ઉચ્છેદ ન થાય; ગુજરાતના બ્રહ્મસમાજ! એ પુણ્યપ્રણાલિકા અખંડ રહે એટલું ગુર્જરરાષ્ટ્રે જોવાનું ત્હારે શિરે છે.

અષ્ટાદશમા ઔદીચ્ય બ્રહ્મસમાજ! આજે વાતોજ કરવા આ તસ્દી લીધી છે? તો ભાષણો કરી–સાંભળી વિખેરાઇ જજો. કે દૃઢ-સંકલ્પ થઇ કાંઇક શુભનાં પગરણ માંડવા ઇચ્છાના અંકુર છે?

આજે આપનું અઢારમું સમ્મેલનઃ અઢાર અધ્યાયો ગીતાજીના ગવાઇ રહ્યે ગાંડીવધન્વા ગાજી ઉઠ્યો ને પડકાર્યો

नष्टो मोहः, स्मृतिर्लब्धा, त्वत्प्रसादात् मयाऽच्युत!
स्थितोऽस्मि गतसन्देहः करिष्ये वचनं तव.

અઢાર–અઢાર વર્ષે યે ભગવત્પ્રસાદ પામ્યા હો, સ્મૃતિ લાધી હોય, સન્દેહ વામ્યા હોય, મોહ નાશ પામ્યો હોય, તો ઉઠો ને બ્રાહ્મણ-ત્વનું વેણ પાળો.

સદ્ધર્મનું એકજ કામે કરીને ઉઠજો.

ગુજરાતના બ્રહ્મસમાજ! બ્રાહ્મણત્વ પડકારે છે; સાંભળશો? ઉઠો; જાગો; વરીષ્ઠને પારખો ને પામો.

પરબ્રહ્મે બ્રહ્માંડ સરજી વિશ્વના બ્રાહ્મણોને દીધેલું છે.

# ભારતીય ઈતિહાસનાં કેટલાંક લક્ષણો



(તા૦ ૨૩ મી જાનેવારી ૧૯૨૭, વનિતાવિશ્રામ હોલ, મુંબઇમાં શ્રી ઉદય મંડળ શ્રી રસિક મંડળ શ્રી ગુજરાતી સેમિનાર તરફથી આપેલું ભાષણ.)

ગાવ એ મહાકથા મનુષ્યમોહિની, અહો ભારતકુલ!

**વિદ્યાર્થી મિત્રો!**

ભારતીય ઇતિહાસ એટલે માનવકથાની એક અજાયબી.

આજના ભાષણના વિષયને અડકતાં અંગુલીઓ ઠરી જાય છે, બુદ્ધિ થંભી જાય છે, આંખડલી અનિમિષ રહે છે. મહાસાગર ઉપર મીટ માંડી રહી મોજાંઓના ગૂઢ સન્દેશ કો પીધાં કરે—પીધાં જ કરે, એવું કંઇક થાય છે.

સાગર પાતાં થાકતો નથી; પીધાનો ધરવ પીનારને થતો નથી; એવો છે ભારતીય ઇતિહાસ.

क्व सूर्यप्रभवो वंशः? क्व चाल्पविषयामतिः?
तितीर्षुर्दुस्तरं मोहादुडुपेनास्मि सागरम्.

ક્ય્હાં સૂર્યજન્મિયો વંશ? ક્ય્હાં અલ્પમતિ વસ્તુની?
મોહ છે હોડલે મ્હારે તરવા સાગર દુસ્તર.

રઘુવંશની ઇતિહાસકથા આરંભતાં કાલિદાસને એ ભાવ જાગ્યા હતા; આપની સન્મુખ આજે ઉભતાં મ્હને યે એ ભાવ જાગે છે. ક્ય્હાં ભારતીય ઇતિહાસનો મહાસાગર? ક્ય્હાં મ્હારૂં જ્ઞાનબુદ્ધિનું હોડકું? ને ક્ય્હાં આજની ત્રણેક ઘડીના અવધિમાં એ મહાવાર્તાના અર્થવિસ્તારનો દિશાનિર્દેશ?

આભને ઓળંગવાના પંખીની પાંખના જાણે ફડફડાટ!

ક્ષમા કરશો—આપની આશાને પરિતર્પી ન શકું તો મ્હને ક્ષમા કરશો.

ભારતીય ઇતિહાસના રેખાચિત્રની ઝાંખી યે કરાવી શકું ત્હો યે મ્હને તો સંતોષ થશે.

સફર લાંબી છે, ધીરજ ને ભાવથી આદરિયે.

એક તો; ભારતીય ઇતિહાસની કવિતા એટલી અદ્‌ભુત છે, એનું Romance એટલું પ્રતાપી છે કે Prosaic જીવ પણ કવિતાની પવન-પાવડીએ ઉડતો થાય. મ્હારો પતંગ બને તેટલો પૃથ્વી સંગાથે સન્ધાયેલો રાખીશ.

બીજું; ઇતિહાસ સર્વસ્વનું કેન્દ્ર એટલે મનુષ્યજાતિની કલ્યાણસિદ્ધિ. ભારતીય ઇતિહાસમાં એ એટલી બધી છે કે સન્તો ને ફિલસુફો પણ મોહાશ્ચર્ય પામે છે. સંસારશાસ્ત્રના અભ્યાસી તરીકે બુદ્ધિનું લંગર બનશે એટલું મોહાશ્ચર્યનાં પૂરપ્રવાહમાં તણાવા નહિ દઉં.

ચાલો ત્ય્હારે: પ્રથમ તો ઇતિહાસ એટલે જ શું?

ઇતિહાસ એટલે મનુષ્યજાતિની મહાવાર્તા: વિધાતાની અદૃશ્ય અંગુ-લીએ આલેખેલા અનુભવમન્ત્રો: પૃથ્વીપાટે પડેલા કાલના અમ્મર આંકડા.

ઇતિહાસ એટલે બ્રહ્માંડના મહાસાગર ઉપર અખંડ ઉછળતી તરંગાવલિના અક્ષર લેખ.

ઇતિહાસ એટલે મહાસત્યોની કવિતા, ને મહાકવિતાનાં સત્ય.

ઇતિહાસ એટલે કલ્પનાપર અદ્‌ભુતતા: પરમ કલાવિધાયક બ્રહ્માં-ડનાથનું રચેલું મહાકાવ્ય: રામાયણ, મહાભારત, ઇલિયડ, શાહનામું તો એના એકૂકેક અધ્યાય.

ઇતિહાસ એટલે સત્‌ની લીલા.

અને ભારતીય ઇતિહાસ એટલે જગત્‌ઇતિહાસના મહાવર્તુલનું મધ્યબિન્દુ. સિકન્દરથી માંડીને કોલંબસ, વાસ્કો ડી ગામા, નેપોલિયન અને કયસર બીજા વિલ્હેમ સૂધીના જગત્‌સંશોધકો ને જગત્‌સામ્રા-જ્યવાદી સ્વપ્નદ્રષ્ટાઓનું સ્વપ્નસ્વર્ગ.

વ્રજમાં કૃષ્ણજીને શોધતાં સખા સાંપડે એમ ભારત શોધવા

નીકળેલા યૂરોપને અમેરિકા ખંડ સાંપડ્યો.

લક્ષ્મીસમૃદ્ધ યૂરોપની આજની લક્ષ્મી કેટલીક અમેરિકાએ આપી, કેટલીક ભારતે આપી, બાકીની કીમ્બરલી જેવી હીરાખાણોએ આપી.

આંબાને મ્હોર બેસે, કેરી આવે, વેડાય, ને પાંદડાંયે ખરી પડે; બીજે વર્ષે બીજી વસન્ત આવે, મ્હોર બેસે, કેરી થાય, વેડાય; એ વેડાવું ને એ પાંગરવું, એ લૂંટાવું ને એ ઉભરાવું, એ કરમાશ ને એ પુનરુજ્જીવનઃ—वासांसि जीर्णानि यथा विहाय। વિ. શ્લોકભાખ્યા યુગ-યુગનાં નવસૃજનઃ તે ભારતીય ઇતિહાસકથા.

યૂરોપીય ઇતિહાસવેત્તાઓ ભાખે છે કે મધ્ય એશિયા એટલે the Cradle of Mankind—મનુષ્યજાતિનું પારણું. કોકેસસ એટલે આર્યપ્રજાના પંચ મહાનદ જ્હાંથી વિધવિધ દિશાઓમાં વહ્યા એ આર્યોનું વતન. આર્યપ્રજાનું—આર્યસંસ્કૃતિનું ઓછામાં ઓછું અશુદ્ધ સ્વરૂપ તે આજની ભારતીય આર્યપ્રજા અને ભારતીય આર્યસંસ્કૃતિ.

કોકેસસના આર્યત્વના પડછાયા આજે પૃથ્વી ઉપર ક્યહાંયે શોધતાં જડે તો તે ભારતવર્ષમાં.

જગતઇતિહાસમાં સેમેટિક વંશ છે, મોંગલ વંશ છે, રાતા ઇન્ડિયનોનો વંશ છે. છતાં મનુષ્યજાતનો ઇતિહાસ એટલે આર્યત્વના ઇતિહાસનું ઉજવળમાં ઉજ્વળ પર્વ.

ભારતીય ઇતિહાસ એટલે સંસારશાસ્ત્રના અજબ અખતરાઓનું સંગ્રહસ્થાન.

દ્રૌપદીના પાંચ પતિ, શ્રી કૃષ્ણની અષ્ટ પટરાણીઓ, રામનું એક પત્નીત્વ, સીતાજીનું એકપતિત્વ, સુભદ્રાહરણનો રાક્ષસવિવાહ, સીતા દ્રૌપદી સંયુક્તાના સ્વયંવરો; પિતૃઆજ્ઞાધારી રામ, પિતૃસ્વતંત્ર પ્રહ્લાદ, સરસ્વતીનાં બ્રહ્મચર્ય, તારામંદોદરીના વિધવાવિવાહ; સાગરબાંધી પૃથ્વીના એકચક્ર ચક્રવર્તીઓ, રાજ્યશૂન્ય પ્રજાશાસનનાં રાજવિધાન; સત્યવાદી હરિશ્ચન્દ્ર, રાજ્યખેલખેલાડી ચાણાક્ય; રાજવીકુલમાં મેરુ સમોવડા દેવોને

પ્રિય અશોકદેવ, શાહાનશાહ અકબરશાહ; સુન્દરીકુલમાં સૌન્દર્યમણિ સરિખડી શકુન્તલા, સંયુક્તા, નૂરજહાંન; મુમતાજ મહેલ; અહલ્યાબાઇ; લક્ષ્મીબાઇને ચાંદબીબી સમી અમરસુહાગિણી રાજરાણીઓ, કુન્તા ને જીજીબાઇ સમી રાજમાતાઓ: કવિતા, સ્થાપત્ય, ચિત્ર, સંગીત, નાટક સૌન્દર્યનો સર્વાંગે ખિલાવ; ઢાકાનું મલમલ–સાત સાત પડ છતાં યે મહીંથી શરીર ઝંખાય: અમદાવાદનો કિનખાબ–જેની સોનામોહિની આજે યે નથી ઉતરી: મેઘદૂત ને શાકુન્તલ, રામાયણ ને મહાભારત: દેલવાડાનાં મન્દિરોની આરસકોતરી કવિતા, તાજમહાલયનું આરસઆલેખ્યું દામ્પત્યકાવ્ય, ગોકુલવૃન્દાવનની ગોપકવિતા; બુદ્ધ સમા ધર્મ સંસ્થાપક, કપિલ કણાદ પતંજલિ સમા ફિલસુફો, વારણાવટમાંના ફિલસુફીના અખાડાઓ ને ધર્મવિપ્લવો; બ્રહ્માવર્તનું બ્રાહ્મણત્વ; ચિતોડનું ક્ષત્રિયત્વ...ક્ષત્રિયોનાં કેસરિયાં, ક્ષત્રાણીઓના જૌહર; મી. બોલ્ડવિને ચતુર્થાંશ સમૃદ્ધિ યુદ્ધકાલે ઈંગ્લાંડને સોંપી, ઈંગ્લાંડે મહામન્ત્રી સ્થાપ્યા: ભામાશાહે પ્રતાપને સર્વસ્વ સમર્પ્યું હતું: એ ભામાશાહ ટોડરમલ્લ જગડૂશાહ વસ્તુપાળ તેજપાળ સમાઓનું વૈશ્યત્વ: સંન્યાસીઓ, રાજ્યત્યાગી રાજસંન્યાસીઓ; મનુસ્મૃતિ ને આઇને અકબરી સમા Codes, રાજતરંગિણી અકબરનામા બાબરશાહનું આત્મવૃત્તાન્ત–સમા ઇતિહાસો: કાદમ્બરી સમી જન્માન્તરની મહાવાર્તા; સાગરખોળે ઉછળતા પારસીઓનો ગુજરાતખોળે સમાસ: પ્રાચીનમાં પ્રાચીન ખ્રીસ્તીઓની ૧ લા–૨ જા સૈકામાં જ મલબાર કાંઠે વસાહતો:

જગતઇતિહાસની અજાયબીઓ જ વીણી વીણીને જાણે પરમેશ્વરે ભારતીય ઇતિહાસ રચ્યો ન હોય!

ભારતીય ઇતિહાસ એટલે જગતઇતિહાસની ચાવી.

જગતઇતિહાસના કેટલાક ભ્રમ છે, તેમ ભારતીય ઇતિહાસના પણ કેટલાક ભ્રમ ઇતિહાસના બાલ અભ્યાસીઓમાં ઘર કરી રહ્યા છે.

રોમે ગ્રીસને જીત્યું; ઇતિહાસપર્યેષકો ભાખે છે કે ના, ગ્રીસે રોમને

જીત્યું;-ગ્રીસ સંસ્કૃતિએ રોમન સંસ્કૃતિને જીતી. કારણ કે સરવાળે તો ઇતિહાસ એટલે સંસ્કૃતિઓની હારજીત.

Britons never shall be slaves: ભવિષ્યવાણ તરીકે તો આપણે સૌ Chorus પૂરિયે કે પૃથ્વીની કોઇ યે પ્રજા ગુલામગિરિમાં ન હજો. એ કવિતચરણને ઇતિહાસના સત્ય તરીકે સ્વીકારતાં પહેલાં રોમના બજાર વચ્ચેનો પોપ ગ્રેગરીનો પ્રસંગ ઇતિહાસપટેથી ધોવો પડે. ઇ. સ. ૧૦૧૪ ની આસપાસ, સોરઠી સોમનાથના પ્રસંગ પહેલાં એકાદ દાયકે, બ્રિટનમાં કાયદો ઘડાયો કે બાલકોને ગુલામ તરીકે વેચવાં નહિ. White Slaves' Traffic ની ચર્ચા આજ વીસમી સદીમાં યે આથમી નથી, ને ત્હેના નિષેધના કાયદા હજી ઘડાય છે.

ભારતીય ઇતિહાસના યે એવા કેટલાક ભ્રમ છે.

પહેલો ભ્રમ: ભારત એટલે ઉત્તર હિન્દ: વિન્ધ્યાચળ હિમાલય હિન્દુકુશ કારાકોરમ હાલા ને સુલેમાન પર્યન્તની પર્વતબાંધી કિલેબંધી.

ત્રેતામાં રામચંદ્રજી, ને ત્હેમની યે પૂર્વે અગસ્ત્ય મુનિ દક્ષિણની વિન્ધ્યા પૂર્વઘાટ ને પશ્ચિમઘાટની પર્વતબાંધી ને સાગરબાંધી કિલેબંધીમાં આર્યત્વ લઇને પ્રવેશ્યા ત્યહારથી દક્ષિણ પણ આર્યદેશ થયો. છતાં મનુમહારાજની આર્યદેશની વ્યાખ્યા ઇતિહાસ ભૂંસી શક્યો નથી. શાલીવાહન, પુલકેશિન, ચારે આચાર્યો, સાયણાચાર્ય, વિજયનગર, વિજાપુર, ચાંદબીબી, શિવાજી, પેશ્વાઇની મહાવાર્તા ભારતીય ઇતિહાસમાંથી અળગી રખાય એમ છે જ નહિ. ગોળકોંડાની ખાણોના જેવા એ યે આપણા ઇતિહાસના હીરા છે.

બીજો ભ્રમ: ભારત એટલે કુસંપનું વતન: ભારતનાં રાજકુટુંબો એટલે કૌરવપાંડવ ને પૃથ્વીરાયજયચન્દ; ભારતની ભિન્ન ભિન્ન કોમો એટલે પરસ્પરનાં ખૂન.

ખરું. કિયા દેશમાં એમ નથી બન્યું? રશિયા જર્મની ઈંગ્લાંડ -નું છેલ્લું યૂરોપી યુદ્ધ એટલે મામામાસીફોઇનાં ભાંડુડાં વચ્ચેનું જ

યુદ્ધ કે નહિ? ભારતનાં બારમી સદીનાં ને ઇ. સ. પૂ. ૩૨ મી સદીનાં નાટક વીસમી સદીમાં યૂરોપને નથી ભજવતું દીઠું? અકબરશાહ જ્યહારે જૈન પારસી ખ્રીસ્તી ધર્માચાર્યોને ન્હોતરતા હતા ત્યહારે મેરી ને ઇલિઝાબેથ નિજ ખ્રીસ્તી બન્ધુઓને જ પજવતાં હતાં. કબીર ને નાનક હિન્દુઇસ્લામના સમન્વય કાજે મથતા હતા ત્યહારે યૂરોપખોળે વિગ્રહ ખેલાતો હતો. ૧૬૪૮ માં વેસ્ટફેલિયાના તહનામાં પહેલાં સારા યૂરોપમાં ધર્મવિગ્રહની લોહીનીછોળોને અગ્નિના ભડકા ઠામઠામ ન્હોતા શું ઉછળતા?

ભારતીય ઇતિહાસનો ત્રીજો ભ્રમ એ છે કે ઇસ્લામ એટલે અન્ધકારયુગ. પંદર વર્ષની અંદર બે બે વાર સમરકન્દ જીતનાર બાબર, અઢાર વર્ષે પાણીપત ખેલનાર હુમાયૂન્, તેર વર્ષે હેમૂને જતો કરી ગાઝી ન થનાર અકબર, આઠ વર્ષે હળદીઘાટમાં ઉતરનાર સલીમશાહ, પચ્ચીસ વર્ષમાં રાણો અમર અને મલીક અંબરને જીતનાર શાહજહાંન, બાવીશ વર્ષે બદક્ષાનમાં ચાલતે સંગ્રામે સેનાનીઓની તરવાર મ્યાન કરાવી નિમાઝનો આજ્ઞાટંકાર કરતો શાહજાદો ઔરંગઝેબ; આગ્રા, દિલ્હી, ફતેહપુર સીક્રીના મહાલયો; તાનસેન સુરદાસ જેવા સંગીતાચાર્યો; ટોડરમલ્લ જેવા મન્ત્રીશ્વર, નાનક કબીર મુબારક અકબર સમા ધર્મસમન્વયકારકો; કેશવદાસ વિહારીદાસ ગંગ સુરદાસ તુલસીદાસ સમા કવિઓ; અને ઇસ્લામના દુશ્મન પ્રતાપ દુર્ગાદાસ શિવાજી ગુરુ ગોવિન્દઃ જે યુગમાં થયા એ યુગને અન્ધકારયુગ ભાખનારને ઇતિહાસની આંખ છે કે કેમ? એ પ્રશ્ન શું ન પૂછાય?

ઇસ્લામ અન્ધકારયુગ ન હતોઃ સર્વ સંસ્કૃતિઓની પેઠે ઇસ્લામ પણ જ્યોતિર્યુગ હતો.

ભારતીય ઇતિહાસનો ચોથો ભ્રમ એ છે કે ત્યહારે સ્ત્રીઓની અધમ દશા હતી. લીલાવતી સરસ્વતી ગાર્ગી સીતા દમયંતી—ની પૌરાણિક કથાઓ ન ગણાવતાંયે યશોધરા સંયુક્તા કર્માદેવી જીજીબાઇ અહલ્યાબાઇ લક્ષ્મીબાઇ, ગુલબદન બાનુ બેગમ, સુલ્તાન સલીમા બેગમ, નૂર-

જહાંન, મુમતાઝ બેગમ, રોશનઆરા, જહાનઆરા, ઝેબુન્નિસા બેગમ, ચાંદબીબી—જે દેશમાં થયાં એ દેશમાં સ્ત્રીઓની અધમ દશા ભાખનાર ઇતિહાસ ભાખે છે કે ઇર્ષ્યા? એમ જ પૂછાય. એમનાં જોડલાં જગતઇતિહાસમાંથી શોધી–શોધીને દાખવજો એટલે ઓળખીશું.

શું ઇસ્લામ યુગમાં કે શું હિન્દુ યુગમાં સુન્દરીનું સ્થાન ચન્દ્રકલા સમું ઉન્નત જ હતું.

ભારતીય ઇતિહાસનો પાંચમો ભ્રમ એ છે કે ભારત એવો દેશ છે કે જેના ઉપર પરદેશી હુમલાઓ થયાં જ કર્યા છે!

ખરૂં જગત્ખોળે કિયો મહાદેશ છે કે જેના ઉપર પરદેશીઓએ હુમલા નથી કીધા? જેને પરદેશીઓએ નથી જીત્યો એ દેશનું નામ કહો. જ્યહાં પરદેશીઓએ નથી રાજ્ય કીધું એ કિયો દેશ? ગ્રીસ, રોમ, ફ્રાંસ, જર્મની, રશિયા?

ઈંગ્લાંડને રોમે જીત્યું, એંગલ્સે જીત્યું, સેક્ષને જીત્યું, ડેનમાર્કે જીત્યું, નોર્સમેને જીત્યું, નોર્મન્ડીના ડ્યૂકે જીત્યું. ને એ સૌએ રાજ્યે કીધાં. એ સૌ હુમલાઓ ને સવારીઓ શું ન હતાં?

ભારતમાં એ સૌ બન્યું છે—પાંચે વાનાંઓ. માત્ર ભારતમાં કે પ્રધાનતઃ ભારતમાં એમ બન્યું છે એ ભ્રમ ઉતારજો.

જગતઇતિહાસના એવા અનેક ભ્રમ આજ પ્રવર્તે છે. જગતઇતિહાસના અભ્યાસીઓ ભાખે છે કે એ ઇતિહાસ નથી, ઇતિહાસના ભ્રમ છે.

સદ્બન્ધુઓ! ફ્રેંન્ચવિપ્લવનો ત્રિમન્ત્રી પોકાર હતો, ત્રિરંગી જયધ્વજ હતો. ભારતીય ઇતિહાસનો યે ત્રિવેર્ણો કાલપટ છે; હિન્દુ યુગ, ઇસ્લામ યુગ, યૂરોપીય યુગ.

ઇ. સ ૧૧૯૩ ની સાલમાં સ્થાણેશ્વરના રણસંગ્રામમાં પૃથ્વીરાય ચૌહાણ પડયો ત્યહાં સૂધીનો હિન્દુયુગ.

ઇ. સ. ૧૭૦૭ માં ઔરંગાબાદમાં ઔરંગશાહ દફનાયો ત્હેની

સાથે ઇસ્લામનું ચક્રવર્તીત્વ દફનાયું.

ઇ. સ. ૧૭૪૮ માં ત્રિચિનોપલ્લીના ઘેરાથી કે ઇ. સ. ૧૭૫૭ માં પ્લાસીના આંબાવાડિયાંઓમાં તોપખાનાં ગાજ્યાં ત્હારથી બ્રિટને હિન્દને ઇસ્લામીઓ કનેથી જીતવા માંડ્યું. ઇ. સ. ૧૮૫૮માં ઇસ્ટ ઇન્ડિયા કંપનીનું રાજછત્ર ગ્રેટબ્રિટનના રાજવીશિરે ધરાયું ત્હારથી ભારતમાં બ્રિટનનું ચક્રવર્તીત્વ.

ભારતીય ઇતિહાસના ભિન્નભિન્ન યુગના એ સીમાસ્તંભો. ભારતીય ઇતિહાસના કાલગંગાના એ ઘાટ. તીર્થના ઘાટે ઘાટે ડૂબકી મારીએ છીએ એમ ચાલો આપણે યે આજ એ ત્રણેય યુગઘાટે સ્હેજસ્હેજ ડૂબકી મારી લઇએ.

સ્હામે પૂરે તરનારા તારાઓની પેઠે ગંગામુખથી મૂળ ભણી વિચરિયે. ત્હારે પહેલ્લું આવશે કલકત્તા.

અને કલકત્તા એટલે યૂરોપીય યુગ.

એ ભણતાં એક ચેતવણી દઉં છું, યૂરોપીઓને તેમ જ હિન્દીઓને; Political આંખે વાંચશો તો ઇતિહાસ અડધો ઉકલશે.

We are too near & in the period; absence of proper perspective is natural. એમાં કોમી ભાવ રાજકીય પક્ષાપક્ષી પેસે તો ઇતિહાસવેત્તા ફ્રીમેન ગીબન મેલીસન જેવા સ્પષ્ટદષ્ટાને બદલે ફૂડ મેકોલે હન્ટર કે વ્હીલર જેવા એકઅંખાળા નીવડે.

એ ખરૂં છે કે આ યુગમાં ક્લાઇવ, હેસ્ટીંગ્સ, ડેલહૌસી, કર્ઝન, ડાયર, ઓડ્વાયર થયા છે; તેમ જ એ પણ ખરૂં છે કે આજ યુગમાં સર વિલિયમ જોન્સ, ટોડ, ફોર્બ્સ, રીપન, હ્યુમ, મેક્ષમૂલર, એડવિન આર્નોલ્ડ, મોન્ટેગ્યુ યે થયા છે. કૌરવપાંડવ ઉભયને અવલોકજો. ઇતિહાસદૃષ્ટા એટલે બેઅંખાળો નર.

યૂરોપી યુગને પણ ભવિષ્ય અજબ કહેશે.

આત્મારામ ભૂખણની પેઢી આફ્રિકા વ્હેપાર કરવા ગઇ, ને

આખો આફ્રિકા ખંડ જીતી ઘેર કીધો; એમ કોઇ કહે તો? તો ત્હેને પરીઓની વાર્તામાંની એક ન કહો? આ પણ એક પરીની વાર્તા જેવું છે.

મહમ્મદ ઘોરી ૭ વાર હાર્યો; સાતમી વારે સ્થાણેશ્વરમાં ભરતખંડને જીત્યો. બાબરે ૧૫૨૬ માં પાણીપતના એક સંગ્રામમાં ને ૧૫૨૭ માં કહાનવાના બીજા સંગ્રામમાં ભરતખંડને જીત્યો. હુમાયૂને ૧૫૩૯ ને ૧૫૪૦ ના બક્ષરકનોજના બે યુદ્ધોમાં ભારત ખોયું. બહેરામખાને ૧૫૫૬ ના એક પાણીપતવિજયમાં હિન્દ સર કીધું. ૧૭૬૧ના પાણીપતના એક પરાજયથી પેશ્વાઇનાં પૂર પાછાં વળ્યાં.

ભારત એમ જીતાતું ને એમ ખોવાતું.

૧૭૪૮ થી ગણતાં ૧૧ દાયકા ને ૧૭૫૭ થી ગણતાં પૂરો એક સૈકો બ્રિટને ભારત જીતતાં લીધો. ૧૮૫૮માં ચક્રવર્તીત્વ સાધ્યું, ને ૧૮૭૭માં ચક્રવર્તીત્વ ઉચ્ચાર્યું. સૈકાભરની એ અખંડ જયપ્રવૃત્તિ.

મદ્રાસ, કલકત્તા, મુંબઇ; એમ ત્રણ સ્થળેથી વ્યૂહરચના આદરી, ને સૈકાભર અખંડ ભરતી ઉછાળી.

ઇસ્લામે સિદ્ધ કીધું કે હિન્દુકુશ કારાકોરમ હાલા સુલેમાનની દુર્ગદિવાલો અભેદ્ય નથી. યૂરોપે સિદ્ધ કીધું કે સાગરની ખાઇઓ કે પૂર્વઘાટ ને પશ્ચિમઘાટ પણ અજેય નથી.

જાળવતાં આવડે તો આત્મા એકજ અજેય છે.

આ યુગમાં ભારતનાં કમાડ ઉઘડયાં; ભારત પૃથ્વીની પ્રજાઓમાં ભળ્યું. જલધિ ને પર્વતાવલિની કુદરતી કિલ્લેબન્ધીમાં ઘેરાયેલું ભારત જગત્‌થી અળગું પડી ગયું હતું. આ યુગમાં પૃથ્વી જલ ને વાયુમાર્ગે ભારત મહાપ્રજાઓ સાથે જોડાઇ પૃથ્વીકુલમાં ભળ્યું, ભારતના જગત્સંબંધ બંધાયા.

ભારતમાં ચક્રવર્તીઓ આવતા અને જતા. ભરતદેવ, અશોકદેવ, અકબરશાહ, ઔરંગશાહ ચક્રવર્તી થયા. ત્હો યે આ યુગમાં નાડીઓ

જેવા સલેપાટથી ને તારથી ભારતના અવયવોનું સંગઠન થયું છે એવું પૂર્વે થયું ન હતું.

આ યુગ એટલે દૈવાસુર પ્રકૃતિ સમી Modernismનો જન્મયોગ.

આ પડઘાનો યુગ છેઃ યૂરોપમાં બોલાય એના અહીં પડઘા પડે. એ દષ્ટે જોતાં ભાઇ મોહનદાસની સ્વરાજ્યઘોષણા યૂરોપનો પડઘો છે.

આ યુગમાં Militant Hinduism નો જન્મ થયો. ભારતમાં એ ટંકાર કીધો ૧૮૭૭ માં ઓંકારનો ઝુંડો દિલ્હી દરબાર વચ્ચે ફરકાવી મહર્ષિ દયાનન્દે; ને પશ્ચિમ ગોલાર્ધમાં કીધો ૧૮૯૩ માં વિશ્વની ધર્મમહાસભા વચ્ચે હિન્દુત્વનો સન્દેશ ઉચ્ચારી સ્વામી વિવેકાનન્દે. હિન્દના જગતસંદેશનાં મૂળ એમણે સજીવન કીધાં. બૌદ્ધોએ અશોકદેવના સમયમાં ધર્મમહાસભા ભરી ભિખ્ખુઓને જગતયાત્રાએ પાઠવ્યા હતા. બે હજાર વર્ષે ફરીથી ભારતમાં આત્મિક જગતચક્રવર્તીત્વની ભાવનાનો પુનર્જન્મ થયો.

ચાલતો યુગ એટલે ત્રણ દૈત્યની વાર્તા; વાતપ્રવાહ, જલપ્રવાહ, તે વરાળિયો. વરાળિયાની બ્હેન વીજળીને એ કુટુંબમેળામાં ઉમેરીશું તો ઇતિહાસ સાક્ષી પૂરશે.

આજની સંસ્કૃતિ એટલે એ ચાર દૈત્યોની માયાવી લીલા. આગગાડી, તાર, આગબોટ, વિમાન, મનવાર, જલાન્તરચારિણી મનવાર; વોટ, માર્કોની, ફ્રેન્કલીન, એડીસન, ફોર્ડ.

દલપતરામના અમર શબ્દોમાં કહીએ તો આપણી દષ્ટે આજનો સુધારો એટલે હુન્નરખાનની ચ્હડાઇ.

જગતસાહિત્ય, જગતસમાચાર રોજરોજ ઘરનાં બારણામાં આવી પડે છે,

આ યુગમાં જગત્ ન્હાનું થયું, હિન્દ વિશાળ થયું. હિમાલય ને હિન્દી મહાસાગર ઓળંગી ભારતીય દૃષ્ટિ પાછી વિશ્વવિશાળ થઇ.

પણ બદલામાં મ્હોંમાગ્યાં મૂલ હિન્દે દેવાં પડયાં છે. આજે યે

હિન્દી રૂનો ભાવ અમેરિકા કહે તે, મોતીનો ભાવ પેરિસ ભાખે તે.

ઇસ્લામયુગમાં બહુધા લક્ષ્મી હિન્દમાં રહેતી. આજે બહુધા લક્ષ્મી ભારતનો કાંઠો છોડી જાય છે

૧૭૪૮માં આર્કાટના ઘેરામાં ઓસામણ ભારતીય વીરોએ પી ભાત બ્રિટિશ સૈનિકોને આપ્યાં હતાં, આજે ય તે આપણે તો ઓસામણ જ રહે છે.

અસ્તુ. વ્યાધીઅવસ્થામાં મગનાં પાણી એ બલપ્રદ છે.

આજનો યુગ એટલે સુવર્ણયુગ. સોનાની શોધમાં યૂરોપ અમેરિકા ગયો, ને પછી પૃથ્વીમાં પરવર્યો. જ્હાં જ્હાં જડયું ત્યહાંથી, અમેરિકા આફ્રિકા એશિઆ આસ્ટ્રેલિયામાંથી, સોનું ને જવાહીર સંઘરી સંઘરી યૂરોપમાં સંચ્યાં. મૂલ્યવાનનાં એટએટલાં મૂલ કેટકેટલાંકોએ એવાં પ્રીછ્યાં છે?

૨૦મા સૈકાની યૂરોપની લક્ષ્મી ને પંદરમા સૈકાની યૂરોપની લક્ષ્મી એની બાદબાકી તે છેલ્લી પાંચ સદીનો યૂરોપી સંસ્કૃતિનો જગત્ ઇતિહાસ.

સંસ્કૃત સાહિત્યને સજીવન કરી આંગણે આંગણે વ્હેંચનાર અને હિન્દુયુગ ને ઇસ્લામયુગના ઇતિહાસના સંશોધક આ યુગનું ઋણ આપણે ઇતિહાસના અભ્યાસીઓએ આજ સ્વીકારવું જ ઘટે.

હિન્દ આવવા નીકળેલો યૂરોપ જગત્યાત્રાએ કેમ સંચર્યો એ કથા કોલંબસનાં જીવનવૃતમાં ને Seely's Expansion of England માં વિસ્તારથી આલેખેલી છે.

રાતો સમુદ્ર ને ઇરાની અખાતને માર્ગે ભૂમધ્ય સમુદ્ર વાટે હિન્દનો યૂરોપ સાથે વ્હેવાર હતો. બગદાદ, ડમાસ્કસ, અલેપ્પો, એલેક્ઝાન્ડ્રિયા, વેનિસ, જીનિવાના શહેરો હિન્દના માલ ઉપર કમીશન ચ્હડાવતાં, ને તેથી પશ્ચિમ યૂરોપને એ માલ મોંઘો પડતો.

ભરતનો સિદ્ધો માર્ગ પશ્ચિમ યૂરોપને લાધે તો એ નગરોનું કમીશન ન ચ્હડે, સસ્તાઇ થાય, લાભ પોતાને રહે.

પૃથ્વી ગોળ છેઃ પશ્ચિમમાં પ્રયાણ આદરશું તો પૂર્વમાં પ્હોંચીશું. સાગર ઉપર ઝંપલાવ્યું. પશ્ચિમ યૂરોપની દરિયાઇ પ્રજાઓની સ્પર્ધા જામી.

પહેલા ફિરંગીઓ (પોરટયુંગીઝ સ્પેનિયાર્ડ્ઝ) વ્હડયા. પછી વલંદા, પછી ફ્રેંચ. છેલ્લે ૧૬૦૧માં ઇસ્ટ ઇન્ડિયા કંપની.

હિન્દની અઢળક દૌલતનાં આકર્ષણે પશ્ચિમ યૂરોપ જાગી ઉઠયો. હિન્દ આવતાં મારગમાં યૂરોપને અમેરિકા ખંડ ઠેશે વ્હડયો.

યૂરોપીય પ્રજાઓની એ સ્પર્ધા હજી યે પૂરી નથી થઇ, જો કે સ્થાંઝ પડી છેઃ કારણ કે જીતવાની પૃથ્વી ખૂટી ગઇ.

એ પ્રજાસ્પર્ધામાંથી યૂરોપમાં જ નવનવા પ્રજારોગ જન્મ્યા; Colonization, Industrialism, Capitalism, Imperialism વિ. અને એ પ્રજારોગોની યૂરોપીય ઔષધીઓ પણ યૂરોપમાં જન્મીઃ The French Revolution, Socialism, અને આ વીસમી સદીમાં the League of Nations અને Bolshevism.

એમ ચાર મહાદૈત્યોએ અજબ દુનિયા બનાવી ને બતાવી.

એટલાન્ટિક મહાસાગરમાં તેમ હિન્દી મહાસાગમાં આદિમાં યૂરોપીઓ દરિયાના બ્હારવટિયા હતા.

એમનાPass–port–પરવાના શિવાય બાદશાહની બેગમોથી યે શ્રી મક્કા શરીફની હજ વિનાઅપમાન થઇ ન શકતી.

શાહાનશાહ અકબરશાહનાં રાજમાતાને ને સુલ્તાનાને હજ કરવા જતાં પહેલાં પરવાનો મેળવવો પડ્યો હતો; પરવાનો આવતાં એક વર્ષ લાગ્યું; એક વર્ષ હજ એ શહેનશાહ બાનૂઓને મૂલતવી રાખવીપડી હતી.

શાહાનશાહોના મહેલમાં એ ચાંચિયાઓની એટએટલી શેહ પડતી.

યૂરોપીઓ વ્હેપારની છૂટ માગતા, સાથે કિલ્લેબંધી માગતા. મૂળ રક્ષણ કાજેની કોઠીઓ પછીથી રાજગાદીઓ થઇ પડી.

અર્વાચીન યૂરોપમાં નવવિચારોની જન્મભૂમિ ફ્રાન્સ. હિન્દ સર કરવાનું સ્વપ્નું યે પહેલ્લું ફ્રેન્ચને–ડુપ્લેને આવ્યું.

એણે ત્રણ સાધનો હિન્દ જીતવાનાં કલ્પ્યાં: તોપ, વ્યૂહરચના Subsidiary System.

કર્નલ મેલિસન કહે છે કે સેન્ટ થોમીનાં ન્હાનકડા યુદ્ધે નિર્ણય ઉચ્ચાર્યો કે યૂરોપી શસ્ત્રો ને યૂરોપી સૈન્યવ્યૂહ હિન્દને હરાવશે.

ડુપ્લેની Political sagacity એ નિરખી લીધું કે Subsidiary System થી હિંદ વશ થશે, ને વશ રહેશે.

ક્લાઇવે, વેલેસ્લીએ, ગોફે, હેવલોકે ડુપ્લેનું અનુકરણ કર્યું છે.

૧૮૫૭ નો બળવો એટલે કંપની સરકારની ભૂલોનો ભડકો; Remote and immediate. ભારતીય એકતાનો એ પોકાર ન હતો. ફ્રેન્ચ વિપ્લવની પેઠે એને ભાવનાની પીઠણી ન હતી. વીરત્વ હતું, ભારતવર્ષને પાયામાંથી ધણધણાવ્યું. દક્ષિણના ડુંગરા સળગે એમ ભારતનાં નગરો સળગી ઉઠ્યાં. પણ ફોગટ. સંસ્કૃતિનાં પૂર સંસ્કૃતિને જીતે છે. બળવો એ સંસ્કૃતિ ન હતી.

આ યુગનાં બે વાનાં આજ ખાસ ધ્યાન ખેંચે છે.

એક, જ્ઞાનગંગા ઘરઘરને પગથિયે પગથિયે આવી છે. શાળાઓ પાઠશાળાઓ શારદાપીઠો ફૂવારા જેવી પ્રફુલ્લી છે.

બીજું, ઇસ્લામ ચોરામાં જ રહેતો; યૂરોપની ભરતી ઓરડામાં પરસાળમાં રસોડામાં ચોકમાં દેવપૂજામાં યે છલકતી આવે છે.

આપણે ગળીને પાણી પીનારા. બધું યે ગળીને પીશું તો જે આવે તે ઇષ્ટ જ છે. ગરણે ગળ્યા વિના પીએ ત્હેને વાળા થાય.

કલકત્તા બહુ જોયું; આગળ ચાલિયે. આગ્રે જતાં આવશે દિલ્હી ને આગ્રા: અને આગ્રા એટલે ઇસ્લામ યુગ.

આગ્રાનો રાતો અકબરશાહી કિલ્લો ને શાહજહાનનું સમાધિમન્દિર. પેલી પા પાંચેક માઇલ ઉપર અકબરશાહનું સમાધિમન્દિર, ને વીશેક માઇલ છેટે દૃષ્ટિમર્યાદાને કાંઠે ફતેહપુર સીક્રીનાં ખંડેર.

આગ્રા એટલે ઇસ્લામ, મુગલાઇ, અકબરશાહ, ખરેખર ! ભાર-

તીય ઇસ્લામ એટલે મુગલાઇ અને અકબ્બરશાહ.

ઇસ્લામ સંસ્કૃતિ હતી; કુરાન માત્ર ન હતું, સમશેર માત્ર ન હતી; ઇસ્લામ સર્વદેશીય સંસ્કૃતિ હતી.

ને ઉદારતા ને ગોત્રસમાસ—હિન્દુયુગના મહામન્ત્રો, સર્વ મહારાજનીતિજ્ઞોના મહામન્ત્રો પાળ્યા ત્હારે તો ભારતમાં ઇસ્લામ અજબ પ્રફુલ્યો. એવો પ્રફુલ્યો કે જગતનો કો રાજવંશ હવે એવો પ્રફુલ્લશે. જગત્‌ની બાદશાહવલિઓમાં અકબ્બરશાહ અજોડ છે.

ઇસ્લામમાં દવાનળનો પ્રતાપ હતો, દાવાનળ પેઠે દુનિયામાં પ્રસર્યો. ઇતિહાસનું કોઇ અગ્નિપૂર એટલું વેગવન્તુ નથી પથરાયું.

ફ્રેન્ચરેવોલ્યૂશન ૧૭૮૯ માં પેરિસમાં જન્મી, જર્મની અને રશિયામાં એની સિદ્ધિ છેક ૧૯૧૮ માં—તેર દાયકે થઇ. યૂરોપમાં ઘૂમી વળતાં એ દવાનળને સવા સૈકો લાગ્યો.

બ્રીટને હિન્દ જીતતાં દસ—અગિયાર દાયકા ખેડ્યા.

ઇસ્લામનો જન્મ થયો ઇ. સ. ૬૨૨ માં. ઇ. સ. ૭૧૧ માં પૂર્વ દિશામાં ઇસ્લામે સમરકન્દ જીત્યું; પશ્ચિમ દિશામાં જીબ્રાલ્ટર ઓળંગી ઇસ્લામ સ્પેઇનમાં ઉતર્યો; ઇ. સ. ૭૧૨ માં દક્ષિણ દિશામાં સિન્ધુતીરે સિંધમાં ઇસ્લામે દર્શન દીધાં.

નવ દાયકામાં પૂર્વે પશ્ચિમે ને દક્ષિણમાં એટએટલું ઘૂમ્યો એ એક ઇસ્લામ.

નવ દાયકામાં આફ્રિકા યૂરોપ એશિયાના કિનારા ઇસ્લામે સળગાવી મૂક્યા.

એલેક્ઝેન્ડ્રિયાની પુસ્તકશાળાની કથા એ ઇસ્લામની Epitome. પોતાથી અન્યથાને ઝાંખરાં માનવાં, ને ઝાંખરાંને બાળવાં; એ ભસ્મનું ખાતર કરી મંહી ઇસ્લામને વાવવો.

ઇસ્લામના મહાવિજેતાઓ પણ દાવાનળ જેવા; મહમ્મુદ ગઝનવી ને ઘોરી; જંઘીસખાન હલાકુખાન તૈમુરલંગ બાબરશાહ; નાદીરશાહ

ને અહમ્મદશાહ અબદલી; ઘણાખરા ઘોડાપૂર જેવા, આવતા ને ઓસરી જતાં.

મધ્ય એશિયાના એ મહાવંટોળ; એમાંનો એકૂકેક એલેક્ઝાંડર ને નેપોલિયન હતો.

રોમનો દોર તોડનાર ગોથ ને વેન્ડલ્સ, એટીલા ને એલેરિકના એ પિત્રાઇ વંશજો.

ચીનને કોટ ચણવો પડયો: ભારતનો હિન્દુકુશનો કોટ અભેદ્ય ન નીવડયો. ખૈબરઘાટ ને બોલનઘાટના ગિરિઘાટ—આજે યે રાજમાર્ગ નથી તે–ઇસ્લામના રાજમાર્ગ થયા.

ઇસ્લામના અભ્યાસ કાજે વાંચો અમીરઅલી લેનપૂલ હોલ્ડેન.

ઇસ્લામયુગ ભણતાં હિન્દુને તો બારણામાં એ જ પ્રશ્ન થશે કે ૧૧૯૩ માં હિન્દુત્વ કેમ હાર્યું ?

રાજસંન્યાસી ચિતોડપતિ સમરસિંહનું કાગરકાંઠે બલિદાન હોમાયું; ત્હો યે હિન્દુપત કેમ હાર્યું ?

ઇસ્લામી ઇતિહાસનવેશોને ન માનિયે, ઇંગ્રેજ ઇતિહાસનવેશોને ન માનિયે. ચન્દ બરદાઇના પૃથુરાજરાસાને તો માનીશું ને?

પિથલના સો સામન્તો હતા. છેલ્લો સ્થાણેશ્વરનો રણસંગ્રામ પિથલ ઘડાયેલા એ સામન્તો લેઇને લ્હડયો ને હાર્યો. ને એ એમાંથી એકને તો લોહ હાથે ધરવાની બાધા હતી!

સોને બદલે બે લ્હડે તો આજે યે જીતો ખરા? સોના બે જ? એમ કેમ?

ટ્રોયનો મહાવિનાશ તે હિન્દુપતનો વિનાશ. સોનાની લંકાનો મહાવિનાશ એ જ હિન્દુપતનો મહાવિનાશ.

૭–૭ વાર પિથલે હેલનનાં હરણ કીધાં; પરણેલી નહિ, કેટલીક વાગ્દાન દીધેલી હેલનોનાં.

રાજકુંવરીઓનાં હરણ એ પિથલના વિનાશનું કારણ. રાસો ભાખે

છે ચન્દ્રાવતીની રાજકન્યા, મહોબા[illegible] રાજકન્યા, કનો[illegible] રાજકન્યા.

રાસો પિથલનાં પરાક્રમ ગાય છે. પિથલ સદાયે [illegible] ને એમ જીતી જીતીને હાર્યો.

એકએક જીતમાં એનાં પન્દરપન્દર પીંછાં ખરતાં ગય. સંયુક્તા-હરણના મહાવિજયને અન્તે ત્રણ સામન્તો રહ્યા. મોર પાંછે રળિયામણો ને રાજવી શૂરે સોહામણો. પિથલમયૂરને ત્રણજ પીંછાં!

પૃથુરાજરાસો કહે છે રાજકુંવરીઓનાં હરણ એ હિન્દુપતની હાર.

હેસ્ટીંગ્સના સંગ્રામમાં હેરોલ્ડ ટોસ્ટીગને જીતીને હાર્યો હતો. પૃથુરાજ છ–છ વાર જીતીને હાર્યો. હિન્દુપત જીતનાં સ્મશાનો વચ્ચે સૂતું. હિંદુચક્રવર્તિત્વ ખરેખર! સંયુક્તાની ચિતામાંજ ભસ્મીભૂત થયું.

અને બીજો સહજ પ્રશ્ન એ થાય છે કે ત્યહારે ઇસ્લામ કેમ પડ્યો? એના ઉત્તરમાં પુસ્તકો લખાયાં છે. હું તો એક શબ્દમાં કહેવાય તેટલું સમાવીશ; Lack of political wisdom.

છેલ્લા જગતસંગ્રામમાં કયસર કેમ હાર્યો? Lack of statesmanship: સબમરીન પોલીસીથી દુનિયાને દુશ્મન કીધી.

ઔરંગશાહે કાબૂલવિજેતા જોધાણનાથ જસવન્તસિંહને ઉપકાર-ને બદલે અપકાર કરી દુર્ગાદાસને દુશ્મન કીધો; દક્ષિણવિજેતા અંબર-નરેશ જયસિંહનો વચનભંગ કરી શિવાજીને કટ્ટો રિપુ કીધો: ગુરુ-ઓને છંછેડી શીખોને શત્રુ કીધા; જઝિયા વેરો સજીવન કરી હિન્દવા ભાણ રાણા રાજસિંહને વેરી કીધો.

ઔરંગશાહની Lack of Political Sagacity; એણે ચારે દિશાઓ સળગાવી મૂકી, ને મંહી ઇસ્લામ હોમાયો.

કેટલીક વેળા ભારતીય ઇસ્લામના અભ્યાસીને થાય છે કે શાહ-ઝાદા ઔરંગઝેબને બદલે શાહઝાદો દારા શીકોહ તખ્તે આવ્યો હોત તો?

દારાએ ઉપનિષદનાં ભાષાન્તર કીધાં હતાં. બીજો અકબરશાહ

નીવડવાની દારાની આગાહી હતી. મુગલાઇ બીજા સૈકાઓ સુધી કદાચ નીભત.

પણ વિધાત્રીના આંકડા પડી ચૂક્યા હતા. ઇસ્લામી ચક્રવર્તીત્વ ઔરંગશાહની કબરમાં દફનાયું.

અને ઔરંગશાહના અવગુણ ગાનાર! ઔરંગશાહની ગુણવિભૂતિઓને યે સંભારજે.

ઔરંગશાહ દિલ્હીને તખ્તે ઇસ્લામનો રાજસંન્યાસી હતો. એને રાજદરબારમાં સંગીત નાચ ન્હોતાં જોઇતાં. એણે પોતાની કબર કાજે મુકબરાનો મહેલ નથી બન્ધાવ્યો. એ દિલ્હીનો બાદશાહ પોતાની આજીવિકા પોતે ઉપાર્જન કરતો. ચાલતે રણસંગ્રામે સેનાની શમશેર મ્યાન કરાવી રણક્ષેત્ર વચ્ચે સારી યે મહાસેનાને એણે નિમાઝ પઢાવી હતી.

ઔરંગશાહ એટલે મહારાજનીતિના મન્ત્રશુન્ય બાદશાહઃ ઔરંગશાહ એટલે ઇસ્લામનો આજ્ઞાધારી ફકીર શાહાનશાહ. ઇસ્લામ સ્થાપતાં એણે બાદશાહત ખોઇ.

એ ખરૂં છે કે ઇસ્લામ એટલે મહમ્મદ ગઝનવી, નગરકોટ ને સોરઠી સોમનાથ. ઇસ્લામ એટલે તૈમુર ને નાદીરશાહની કત્લે આમ. ઇસ્લામ એટલે ચિતોડની ભસ્મ.

એ ખરૂં છે કે ઇસ્લામ એટલે મહમ્મદ તઘલખ, અલ્લાઉદ્દીન ખીલજી, પ્રેમમૂર્ખ સંસ્કારસોહાગિણી રઝિયા બેગમ.

એ ખરૂં છે કે ઇસ્લામ એટલે પદ્મિણીની આત્મહત્યા અને એવું એવું કેટલુંક; ને કેટલા યે સંહાર.

પણ એ તો કાગડાની પેઠે એક આંખે ઇસ્લામને જોયો. હિન્દુઓ નર છે, તે નરની પેઠે બે આંખે ઇસ્લામને નિહાળશે.

ભારતીય ઇસ્લામની High water-mark એટલે મુગલાઇ. ને મુગલાઇ વિશે હિન્દુ કવીશ્વર જગન્નાથ પંડિત ભાખી ગયા છે કે दिल्हीश्वरो वा जगदीश्वरो वा.

ઈંગ્રેજ ફરગ્યુસન મુગલો માટે લખે છે કે They planned like giants and they axecuted like jewelers; રાક્ષસોની પેઠે મહાયોજનાઓ યોજતા, ને જડિયાની પેઠે નંગોથી જડતા.

અકબ્બરશાહ માટે કર્નલ મેલિસન કહે છે કે જગતના બે સમ્રાટ-શિખરો, રૂમશામનો સ્વામી માર્કસ ઓરેલિયસ ને દિલ્હીપતિ અકબ્બરશાહ.

બેએક વર્ષ ઉપર Nineteenth Century and After માં એક મીસરી પાશાનો લેખ હતો. જગતભરના અમરનામધારીઓની નામાવલિના યશદરબારમાં અકબ્બરશાહને સિંહાસને સ્થાપ્યા હતા.

ઇસ્લામ એટલે દીલ્હી આગ્રા ફતેપુર સીક્રી; બિજાપુર, ગૌર, લખનૌ, અહમ્મદાબાદની સ્થાપત્યકલા.

ઇસ્લામ એટલે મુગલાઇ; અને મુગલાઇ એટલે છ મહાન બાદશાહોની પરંપરા. જગત્‌ના બાદશાહનામામાં છ રાજવીઓની અખંડ એવી પરંપરા શોધી વળજો ને જડે તો જણાવજો.

મુંગલાઇ એટલે ટોડરમલ્લ ને આઇને અકબરી.

મુગલાઇ એટલે તાનસેન બેજૂ બ્હાવરો.

મુગલાઇ એટલે ફૈઝી ને અબુલ ફઝલ, બહેરામખાન ને ખાનખાનાન.

મુગલાઇ એટલે ગુલાબ ને ગુલાબનું અત્તર.

મુગલાઇ એટલે નૂરજહાન મુમતાઝ મહેલ લાલારૂખની પ્રેમકથાઓની અદ્‌ભુત કવિતા.

મુગલાઇ એટલે શાલામાર ને નિશાત ને અછબલ, હરિપર્વત, પરી મહેલ, ચશ્મે શાહીના માણુણહારા.

ઇસ્લામ એટલે ઓલિયા કવિઓ કલાકારો ઇતિહાસકારો ફ્રિલસુફ્રી સુન્દરીઓ તાજમહેલ ઇબાદતખાનું.

તાજની દામ્પત્યકવિતા ને ઇબાદતખાનાની ધર્મઉદારતા જગત્‌ના બીજા કો રાજમહેલમાં દેખો ત્યહારે દાખવજો.

એ ઇબાદતખાનામાં ઉદારમતવાદી શેખ મુબારકના પુત્રો, ઇસ્લામ-

આગ્રહી બ્રિદ્વાની, જૈન હીરવિજય સૂરી, પારસી અધ્વર્યું મહેરજી રાણા, ખ્રીસ્તી ફાધર એક્વેવિયા, હિન્દુ યોગીઓ મળતા; ને તારામંડળમાં ચન્દ્રમા સમોવડો વચ્ચે અકબરશાહ વિરાજતો; ને સૌ પરસ્પરને પિછાનવા મથતા.

જગત્‌ના રાજમહેલોમાંથી ક્ય્હાં–ક્ય્હાંના રાજમહેલમાં ઇબાદતખાનું હતું ? કે છે ?

ભારતીય ઇસ્લામનું શિખર મુગલાઇ, ને મુગલાઇનું શિખર અકબર, ને અકબરનું શિખર ઇબાદતખાનું. અકબરશાહનો ઇતિહાસ તો આપ સહુ ભણ્યા છો; છતાં થોડીક તારીખો ગણાવવાની પુનરૂક્તિ કરૂં છું; ક્ષમા કરશો.

૧૫૪૨ માં હિન્દુ રાજ્યમાં હિન્દુ મહેલમાં અકબરશાહનો જન્મ, રણને કાંઠે.

૧૫૫૬ માં ચૌદમે વર્ષે હેમૂના વધનો નિષેધ કરી ગાઝી ન થયા.

૧૫૬૦ માં અઢારમે વર્ષે સેનાધિપ મન્ત્રીથી સ્વતંત્ર થયા.

૧૫૬૨ માં વીશમે વર્ષે સંગ્રામમાં ગુલામો પકડવાનો નિષેધ કીધો.

૧૫૬૩ માં એકવીસમે વર્ષે જઝિયા માફ કર્યો.

૧૫૬૪ માં બાવીસમે વર્ષે હિન્દુ તીર્થોના મૂડકા વેરા સકલ ભારતવર્ષમાં માફ કીધા. આજે યે દ્વારિકામાં હિન્દુ રાજા ગાયકવાડ સરકાર ગોમતીસ્નાનનું મૂડકું ઉઘરાવે છે; ને જૈનોનો સંગ્રામ તો સર્વવિદિત છે.

૧૫૬૮ માં છવ્વીસમે વર્ષે ચિતોડ જીત્યું, ને ફકીરવેશે ચિતોડથી પાયે ચાલી અજમેરની ઝિયારતે સંચર્યા.

દિવાની જુવાનીનાં વાવાઝોડાંઓના યુગમાં, રાજમદ ધનમદ યૌવનમદ અધિકારમદ–મદસર્વસ્વનાં મોજાંઓ ઉછળતા હોય ત્ય્હારે એટએટલા ધર્મના રાજનીતિના સંહિષ્ણુતાના ઉદારતાના આંકડા આલેખ્યા હોય એવા નૃપતિ ઇતિહાસખોળે કોણ કોણ છે?

પચ્ચીશ વર્ષની અન્દર તો એ બાદશાહ નેવુ વર્ષના શેખ સલીમની ગુફાએ જઇને પાયે પડ્યો, ને ત્હાં ગુફાવાસી થયો. બાદશાહને પગલે ગુફા ફરતા રાજમહેલો મ્હોરી નીકળ્યા.

બસ. ઇસ્લામ બહુ નિરખ્યો, ને મુગલાઇનો મ્હારો મોહે આપને બહુ દાખવ્યો; બ્રિટિશના મુગલાઇના મોહથી યે અધિકડો.

ઇસ્લામ સામે ચિતોડ પૂના લાહોર ઉઠયાં, પણ ન જીત્યાં; કારણ કે તે Centres of Civilizations ન હતાં. ઇસ્લામને હરાવવાને ઇસ્લામથી વીર્યવન્ત સંસ્કૃતિ પ્રગટવી જોઇતી હતી.

ને શિવાજી મહારાજ એટલે હિંદુપતની પુનઃસ્થાપનાની હાકલ; પણ પેશ્વાઇ એટલે તો મહારાષ્ટ્રીય સર્વોપરિતા.

એ ખરૂં કે ક્ષત્રિયોએ ૧૧૯૩ માં દિલ્હી ખોઇ ને બ્રાહ્મણોએ ૧૭૫૭ માં દિલ્હી પાછી લીધી. પેશ્વાઇ એટલે બ્રાહ્મણ રાજવંશનાં પરાક્રમ અને ભૂલો.

અને ૧૭૦૭ થી તે ૧૮૫૮ સૂધીનો દોઢ સૈકો એટલે એકચક્રશૂન્ય ભારત.

ઇસ્લામ એટલે Vitality–ચેતન. અગ્નિનાં ચેતન, દાવાનળનાં ચેતન, ડહાપણનાં ચેતન નહિ.

પણ કેટલીક વેળા જગતના ઉકરડા સળગાવવા એમાં યે પરમ ડહાપણ છે ને?

અને હવે છેલ્લે જોઇએ હિન્દુયુગ.

અગ્રવનના ને ઇન્દ્રપ્રસ્થના પાયા ઉખેળી જોશો તો ઇસ્લામની મ્હેલાતો નીચે હિન્દુત્વ લખેલું ઉકલશે.

ને ગંગામાં યે આગળ જઇશું તો આવશે હરદ્વાર ને ઋષિકેશ; એટલે આપણી પરિભાષામાં હિન્દુયુગ.

હિન્દુયુગના ત્રણ પ્રધાન વિભાગઃ–Historic, pre-historic. and mythological; ઐતિહાસિક, પ્રાચીન, ને પૌરાણિક.

ઇ. સ. ૧૧૯૩ માં હિન્દુયુગની પૂર્ણાહુતી; એમાં શંકા નથી.

હિંદુયુગની Earliest ascertained date સિદ્ધાર્થ કુમારની જન્મતિથિ, ઇ. સ. પૂ. ૫૬૭; એમાં યે શંકા નથી.

૧૭૬૦ વર્ષોનો એ ઐતિહાસિક યુગ.

પાંડવ–કૌરવથી ગણિયે તો પાંડવકૌરવ હતા શ્રીકૃષ્ણના સમકાલીન. શ્રીકૃષ્ણ થયા ઇ. સ. પૂ. ૩૨૦૦ વર્ષ ઉપર.

એટલે થયો આશરે ૨૬૦૦ વર્ષનો એ પ્રાચીન યુગ.

અને એ તો હતો દ્વાપરનો અન્ત.

મોક્ષમૂલર કહે છે કે મનુષ્યજાતનો જૂનામાં જૂનો ગ્રન્થ ઋગ્વેદ.

ટિળક મહારાજ કહે છે કે ઋગ્વેદની ઋચાયે રચાયે ઓછામાં ઓછા દસબાર હજાર વર્ષ થયાં.

દ્વાપર ત્રેતા અને સતયુગનાં વર્ષો ઉમેરિયે તો તો ઇતિહાસના આંકડાથી પૌરાણિક હિન્દુયુગની અવધિ ન મપાય.

| | |
|---|---|
| ઇ. સ. પૂ. ૩૨૦૦ સૂધી પૌરાણિક યુગ | |
| ઇ. સ. પૂ. ૫૬૭ સૂધી પ્રાચીન યુગ | એમ એક સમસ્ત |
| ઇ. સ. ૧૧૯૩ સૂધી ઐતિહાસિક યુગ | હિન્દુ યુગ. |

વેદાકાળથી ગણો, મહાભારતથી ગણો, બુદ્ધજન્મથી ગણો; જગતનું કોઇ પણ રાજ્ય કે Race કે સંસ્કૃતિના રાજયુગ કરતાં લાંબામાં લાંબો હિન્દુયુગ નથી ?

પણ લાંબામાં લાંબો તો તાડે હોય, ને પ્હોળામાં પ્હોળો તો વડલો યે હોય. એમને નહિ મ્હોર કે નહિ ફળ.

ઇતિહાસસર્વસ્વનું કેન્દ્ર માનવકલ્યાણ. હિન્દુયુગે સાધ્યું છે એટલું માનવકલ્યાણ હજી ઇતિહાસના તો કોઇ યુગે સાધ્યું જાણ્યું નથી. તાડથી યે ઉંચેરો ને કબીરવડથી યે પ્હોળેરો હિન્દુયુગ તો ફળ્યોફૂલ્યો આંબલો છે.

ભારતે માનવકલ્યાણ સાધ્યું છે, માટે ભારત આજ સજીવન છે.

The Hindu Epoch is the most brilliant epoch of human history.

રામાયણ ને મહાભારત સમાં Epics–મહાકાવ્યો;

શાકુન્તલ ને ઉત્તરરામ સમાં નાટકો;

મેઘ ને માઘ સમાં કાવ્યો;

કાદમ્બરી સમું Romance;

ષટ્શાસ્ત્રો, ભાષ્યકાર આચાર્યો, ફિલસુફીની Schools;

વ્યાકરણાચાર્ય પાણિની, પિંગળાચાર્ય પિંગળ ઋષિ, યોગાચાર્ય પતંજલિ, અર્થશાસ્ત્રાચાર્ય કૌટિલ્ય મુનિ;

અલંકારશાસ્ત્ર, નાટયશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર;

મનુસ્મૃતિ પારાશરી સ્મૃતિ વિ. સ્મૃતિઓ;

વેદ બ્રાહ્મણ ઉપનિષદ્ ગીતા સમાં ધર્મશાસ્ત્રો;

ભર્તૃહરિ ગોપીચન્દ સમા રાજસંન્યાસીઓ;

શ્રીકૃષ્ણ સિદ્ધાર્થબુદ્ધ મહાવીર સમા ધર્મસંસ્થાપકો;

ચાણાક્ય સમા બિસ્માર્ક;

અશોકદેવ વિક્રમદેવ શાલિવાહન સમા ચક્રવર્તીઓ;

ભાસ્કરાચાર્ય ને લીલાવતી; ગણિત, અક્ષરગણિત, ભૂમિતિ;

તક્ષશીલા ને નલીન્દની શારદાપીઠો, શ્રીમત્ શંકરાચાર્યના શારદાપીઠો સમા ચાર મઠ;

એ તો થયાં ગણાય એટલાં સાગરનાં મોજાં; એવાં એવાં કંઇકનો સરવાળો એટલે હિન્દુયુગનો મહાસાગર.

ખગોળ, ભૂગોળ, આયુર્વેદ;

સંગીત, ચિત્ર, સ્થાપત્ય;

કૃષિ, નૌકા, વિમાન;

ગન્ધ, લેપ, આભૂષણ, વસ્ત્રાલંકાર, મૃગયા, યુદ્ધસામગ્રી, શસ્ત્રો, વ્યૂહરચના, ચતુરંગી સેના;

પોરસ ગ્રીકોથી હાર્યો: પણ ગ્રીકને પાછા ન વાળ્યા? જયપાળદેવ ઇસ્લામથી હાર્યો, પૂર ખાળી ન શક્યો; ચિતાએ ચ્હડ્યો, અગ્નિસ્નાન કીધું.

કાશી કુરૂક્ષેત્ર હસ્તિનાપુર ઉજ્જયિની; એકએક શબ્દ ઉચ્ચરતાં ઇતિહાસના ગ્રન્થો આંખ આગળ જાણે ખડા થાય છે.

અયોધ્યા, ગોકુળ, મથુરાં, દ્વારિકા, પ્રયાગ, કપિલવસ્તુ, ગયા, જગન્નાથ, રામસેતુ; એકએક નગરનું નામ ઉચ્ચરતાં શાસ્ત્ર જાણે આંખે તરવરે છે.

વર્ણાશ્રમની સંસારવ્યવસ્થા;

બ્રહ્મચર્ય, સંન્યસ્ત, ગૃહસ્થાશ્રમ, એકપત્નિવ્રત, એકપતીવ્રત, ચિતાએ ચ્હડતું સતીત્વ, વીરોનાં કેસરિયાં, વીર રમણીઓનાં જૌહર; are ideals yet unsurpassed in all History.

હિન્દુયુગનો પડછાયો ઝીલે એવો બીજો યુગ જગત્ જોશે ત્હારે ખરૂં. વિશેષ ભણવું હોય તે વાંચી લેજો The Hindu Superiority નામના પુસ્તકમાંથી.

હિન્દુયુગની આદિની ભૂલ હતી દસ્યુભાવના.

પણ પછીની ઉદારતાએ ખંગ વાળ્યો. મહાવિશાળ ભાવ સૈકાઓ સૂધી જાગ્યો; Assimilation=ગોત્રસમાસ: ગ્રીક, સીથિયન, હુણ, ગુર્જર વિ. બ્હારની તેમ જ ભૂમિયા પ્રજાઓનો ગોત્રસમાસ.

વળી પાછો ઇસ્લામયુગમાં મ્લેચ્છ ભાવ.

અને હવે વળી પાછાં હિન્દુત્વનાં બારણાં ઉઘડ્યાં છે: આજ શુદ્ધિ અને સંગઠન.

હિન્દુ–ઇસ્લામનો સમન્વય ઉચ્ચરનાર કબીર, નાનક, અકબરશાહની જોડ જગતના સંપ્રદાયપ્રવર્તકોમાં જઇને શોધજો. જડશે?

અયોધ્યા, ગોકુળ, કપિલવસ્તુ, પાટલીપુત્ર, ઉમરકોટ: ઇતિહાસની

અખંડ દીવાદાંડીઓ છે. ત્હાંથી મહાજ્યોતિઓ જન્મ્યા, જેમણે જગતને અજવાળ્યું, ને આજે યે અજવાળે છે.

અને ભારતનું નારીકુલ ? માતાઓ ને પત્નિઓ, પ્રિયતમાઓ ને રૂપસુન્દરીઓ, રણચંડીઓ ને રાજ્ઞીદેવીઓ, વિદૂષીઓ ને સંન્યાસિનીઓ, સતીઓ ને જૌહરના જ્વાલામુખી જગાડનારીઓ: ભારતનું સર્વોત્તમ છે તે પૃથ્વીખંડે શોધ્યું નહિ જડે: ભારતની કીર્તિકલગી સમી રમણીમણિઓ ધરતીખોળે શોધી નહિ જડે.

ભારતનું સાહિત્ય એટલે સંસ્કૃત હિન્દી અને પ્રાન્તીય ભાષાઓનું સાહિત્ય. હિન્દુઇસ્લામના યોગે ઉર્દુને જન્મ આપ્યો.

ભારતનું વૈશ્યત્વ એટલે ભામાશાહ ને ટોડરમલ્લ; ઢાકાની મલમલ, અમદાવાદનો કિનખાબ, અર્બુદાચળનાં દહેરાંઓ.

ભારતના ક્ષત્રિયત્વના છે બે પ્રકાર: ભારતનું જગત્‌માન્યું ક્ષત્રિયત્વ એટલે શિશોદિયા શીખ ને ગુરખા, કેસરિયાં ને જૌહર. ભારતનું બ્રાહ્મણવર્ણું ક્ષત્રિયત્વ એટલે ભીષ્મ પિતામહ શ્રીકૃષ્ણ સિદ્ધાર્થકુમાર મહાવીર ભર્તૃહરિ ગોપીચન્દ.

ભારતનું બ્રાહ્મણત્વ એટલે બ્રાહ્મણ ઉપનિષદ ભારત રામાયણ શ્રુતિસ્મૃતિ ભવભૂતિ માઘ બાણ ચાણાક્ય ને ચાણાક્યવંશી પેશ્વાઓ નાના ફડણવીસ ને છેલ્લા ટિળક મહારાજ.

હિન્દુયુગનો મધ્યાહ્ન શ્રી વિક્રમાદિત્ય.

હિન્દુયુગનો અપરાહ્ન શ્રી હર્ષદેવ.

હિન્દુયુગનો સન્ધ્યાકાળ પૃથ્વીરાજ ચૌહાણ.

ચન્દ્રગુપ્ત ને અશોકના સમયે સ્હવારના દશેક વાગ્યા હશે.

બુદ્ધ મહાવીર પાણીનિ પતંજલિના સમયે સ્હવારના આઠેક વાગ્યા હશે.

ઉપનિષદ ગુણસત ધર્મયુગનો એ પ્રભાતનો ઉગતો તડકો.

બ્રાહ્મણ ને વેદ એ હિન્દુયુગનું બ્રાહ્મમુહૂર્ત.

અને આજે તો ભારતમાં ખંડેરો છે. હીરા હીરા ફૂટી ગયા, ને કણીઓ વેરાયેલી પડી રહી.

મુગલાઇનો મણિ ફૂટ્યો ને ત્હેની કણી તે નિઝામ સરકાર.

પેશ્વાનો મણિ ફૂટ્યો ને ત્હેની કણીઓ તે સિંધિયા સરકાર, હોલ્કર સરકાર, ગાયકવાડ સરકાર.

શીખોનો મણિ ફૂટ્યો ને ત્હેની કણીઓ કાશ્મીર પતિયાલા નભા કપૂરથલા.

નવલરામભાઇ કહે છેઃ

ઇતિહાસની આરસી સાહી મ્હેં જોયું માંહી,
સ્થિરસ્થાવર ન દીઠું કાંઇ, ફરતી છે છાંઇ.

બૌદ્ધ ધર્મનો ભારતમાંથી લોપ એ એક અજબ Historical phenomenon નથી? બૌદ્ધોના क्षणिकं क्षणिकं નો બીજો પૂરાવો ક્ય્હાં શોધીશું?

ફૂદડી ફરતી વાદળીઓની વચ્ચે સાત સાત સૈકાથી અભંગ ને અડોલ એક ઉભો છે રાજસ્થાન. એ હિંદવો સૂરજ એકલિંગનો ઉપાસક મહારાણો, એ મરૂભૂમિનો નાથ જોધાણનાથ, એ જ આમેરપતિ.

એવો દીર્ઘાયુષી, આત્મલક્ષ્મીસમૃદ્ધ, જગતકલ્યાણક, હિન્દુયુગ સમોવડ બીજો યુગ માનવ ઇતિહાસ ફરીથી જોશે ત્યારે કહીશું. ત્ય્હાં સૂધી તો એ ઉભો છે, હિમાલય સમો, કૌતુકોનું ધામ ને આશ્ચર્યોનો મહાલય.

જે યૂરોપીએ અમેરિકા ઓળંગી પેસિફિક મહાસાગર પ્રથમ નિરખ્યો ત્હેને એવાં આશ્ચર્ય ઉગ્યાં હતાં.

એક પલ્લામાં જગત આખાની સંસ્કૃતિ ને બીજા પલ્લામાં હિન્દુ યુગની સંસ્કૃતિ મૂકી તોળી જોજોઃ એકવાર તો ત્હમનેય તે બહુ ઓછો કે ઉતરતો તો નહિ લાગે.

અને હવે ?

અને હવે ત્હમે જેવો ઉત્તર આપશો તે. કાળચક્રે કોયડો નાંખ્યો છે, ભવિષ્યવેત્તા એ ઉકેલે. ઇતિહાસનવેશ ઓછો જ ભવિષ્યવેત્તા છે?

પણ એ તો ખરું ને કે After all History is the inter-play of Civilizations—ઇતિહાસ એટલે સંસ્કૃતિઓની હારજીત ને સંસ્કૃતિઓના સમન્વય.

ને ઇતિહાસ સર્વસ્વનું લક્ષ્યકેન્દ્ર એટલે મનુષ્યજાતિનું કલ્યાણ-શિખર. સંસ્કૃતિઓનો એ સમન્વય ને એ માનવકલ્યાણ સાધશે તે મહાપ્રજા ભવિષ્યને અજવાળશે.

દુનિયાનું ભવિષ્ય એટલે પૃથ્વીવાસિની મહાપ્રજાઓનો સમન્વય, જગદુદ્ધારિણી સંસ્કૃતિઓનો સમન્વય.

To-day India is the battle-ground of Civilizations.

ઇતિહાસ ઉચ્ચરે છે કે બે સંસ્કૃતિઓ કે બે મહાપ્રજાઓ કાલ-ગંગાને ઘાટે મળે તો, રોમન્સ ને બ્રીટન્સની પેઠે, કાં તો છૂટાં પડે; કે, નોર્મન્સ ને બ્રીટન્સની પેઠે, કાં તો સમન્વય સાધે.

ભારતમાં શું થશે?

આજે ભારતમાં જગતપ્રજાઓનો–જગત્‌સંસ્કૃતિઓનો સમન્વય ઘડાઇ રહ્યો છે.

એ વિષયમાં આજ હું નહિ ઉતરૂં.

The Coming World Race & the Coming

ઉપનિષદ ગૃહ્યસૂત્ર ધર્મસૂત્રો એ પ્રભાતનો ઉગતો તડકો.

બ્રાહ્મણ ને વેદ એ હિન્દુયુગનું બ્રાહ્મમુહૂર્ત.

અને આજે તો ભારતમાં ખંડેરો છે. હીરા હીરા ફૂટી ગયા, ને કણીઓ વેરાયેલી પડી રહી.

મુગલાઇનો મણિ ફૂટ્યો ને ત્હેની કણી તે નિઝામ સરકાર.

પેશ્વાનો મણિ ફૂટ્યો ને ત્હેની કણીઓ તે સિંધિયા સરકાર, હોલ્કર સરકાર, ગાયકવાડ સરકાર.

શીખોનો મણિ ફૂટ્યો ને ત્હેની કણીઓ કાશ્મીર પતિયાલા નભા કપરથલા.

નવલરામભાઇ કહે છેઃ

ઇતિહાસની આરસી સાહી મ્હેં જોયું માંહી,

સ્થિરસ્થાવર ન દીઠું કાંઇ, ફરતી છે છાંઇ.

બૌદ્ધ ધર્મનો ભારતમાંથી લોપ એ એક અજબ Historical phenomenon નથી? બૌદ્ધોના क्षणिकं क्षणिकं નો બીજો પૂરાવો ક્‌હાં શોધીશું?

ફૂદડી ફરતી વાદળીઓની વચ્ચે સાત સાત સૈકાથી અભંગ ને અડોલ એક ઉભો છે રાજસ્થાન. એ હિંદવો સૂરજ એકલિંગનો ઉપાસક મહારાણો, એ મરૂભૂમિનો નાથ જોધાણનાથ, એ જ આમેરપતિ.

એવો દીર્ઘાયુષી, આત્મલક્ષ્મીસમૃદ્ધ, જગતકલ્યાણક, હિન્દુયુગ સમોવડ બીજો યુગ માનવ ઇતિહાસ ફરીથી જોશે ત્યારે કહીશું. ત્‍હાં સૂધી તો એ ઉભો છે, હિમાલય સમો, કૌતુકોનું ધામ ને આશ્ચર્યોનો મહાલય.

જે યૂરોપીએ અમેરિકા ઓળંગી પેસિફિક મહાસાગર પ્રથમ નિરખ્યો ત્હેને એવાં આશ્ચર્ય ઉગ્યાં હતાં.

એક પલ્લામાં જગત આખાની સંસ્કૃતિ ને બીજા પલ્લામાં હિન્દુ યુગની સંસ્કૃતિ મૂકી તોળી જોજો: એકવાર તો ત્હમનેય તે બહુ ઓછો કે ઉતરતો તો નહિ લાગે.

**અને હવે ?**

અને હવે ત્હમે જેવો ઉત્તર આપશો તે. કાળચક્રે કોયડો નાંખ્યો છે, ભવિષ્યવેત્તા એ ઉકેલે. ઇતિહાસનવેશ ઓછોજ ભવિષ્યવેત્તા છે?

પણ એ તો ખરું ને કે After all History is the inter-play of Civilizations— ઇતિહાસ એટલે સંસ્કૃતિઓની હારજીત ને સંસ્કૃતિઓના સમન્વય.

ને ઇતિહાસ સર્વસ્વનું લક્ષ્યકેન્દ્ર એટલે મનુષ્યજાતિનું કલ્યાણ-શિખર. સંસ્કૃતિઓનો એ સમન્વય ને એ માનવકલ્યાણ સાધશે તે મહાપ્રજા ભવિષ્યને અજવાળશે.

દુનિયાનું ભવિષ્ય એટલે પૃથ્વીવાસિની મહાપ્રજાઓનો સમન્વય, જગદુદ્ધારિણી સંસ્કૃતિઓનો સમન્વય.

To-day India is the battle-ground of Civilizations.

ઇતિહાસ ઉચ્ચરે છે કે બે સંસ્કૃતિઓ કે બે મહાપ્રજાઓ કાલ-ગંગાને ઘાટે મળે તો, રોમન્સ ને બ્રીટન્સની પેઠે, કાં તો છૂટાં પડે; કે, નોર્મન્સ ને બ્રીટન્સની પેઠે, કાં તો સમન્વય સાધે.

ભારતમાં શું થશે?

આજે ભારતમાં જગતપ્રજાઓનો–જગતસંસ્કૃતિઓનો સમન્વય ઘડાઇ રહ્યો છે.

એ વિષયમાં આજ હું નહિ ઉતરૂં.

The Coming World Race & the Coming

World Civilization shall be the harmonization of world-races & world-civilizations.

And at this moment both are being forged in India by the great Vulcan, the World-વિધાતા.

મ્હારી એ માન્યતાનાં કારણોમાં આજ નહિ ઉતરૂં. બીજું ભાષણ કરવા નહિ માંડું. છૂટુંછવાયું મ્હારા લેખોમાં–ગ્રંથોમાં વેરાયલું છે ; ત્ય્હાં જોશો.

Unfortunately for India Gandhi Tagore Bose Shraddhanand Iqbal could not harmonize-could not work together for the uplift of India; & through India, of humanity.

અને ઉપરાન્ત: The European Civilization has seen its meridian.

What was the last European War? Was it the evening bell of the present Liviathon, or the birthpangs of a new ideal?

ઇતિહાસના પ્રશ્નના એ ઉત્તર ઉપર આજની યૂરોપી સંસ્કૃતિનું ભાવિ લટકે છે.

Europe is outstripped by America in riches, in Ford, in Eddison, in the Panama Canal: આપણે સાત માળની હવેલી આલીશાન માનતા; અમેરિકામાં ૧૧૦ માળની હવેલી ચણાય છે.

Yet America does not show a new civilization, fulfilling defects of Modernism, subjective & objective.

Unfortunately for the world, Lenin Mussoloni Gandhi Zaglul Kamal Pasha Sun Yat Sen Lloyd George the Kaisar Wilson Clamenteau could not cowork, could not cooperate.

Non-cooperation is not an Indian disease only; it seems to be today a world disease.

And thus humanity suffers.

I do not undervalue the western civilization, old or new. But like everything else in the world it has its limits; & unless New Light is born, it has reached its limits.

યૂરોપે પ્લેટો એરિસ્ટોટલ કેન્ટ આપ્યા; હોમર ડાન્ટે ગોઇથે શેક્ષપિયર આપ્યા; સિકન્દર હેનીબોલ નેપોલિયન આપ્યા; સેન્ટ ઓગસ્ટાઇન સેન્ટ ફ્રાન્સિસ સેન્ટ ઝેવિયર્સ થોમસ એ કેમ્પિસ આપ્યા; ગેલીલિયો વાટ માર્કોની આપ્યા.

અમેરિકા તો હજી બાળક છે, એ તો ક્યહાંથીજ આપે? પણ યૂરોપે હજી જગતને ઉપનિષદ્ નથી આપ્યાં, ગીતાજી નથી આપ્યાં, સ્મૃતિ નથી આપી, શ્રુતિ નથી આપી, ધર્મશાસ્ત્ર નથી આપ્યું: પયગમ્બર નથી આપ્યો, ધર્મ નથી આપ્યો.

મનુષ્યઆત્માની એ ભૂખ ને તૃષા યૂરોપે હજી પરિતર્પ્યાં નથી.

દેહસુખની ભૂખતૃષા છીપવવા એશિયાઆફ્રિકા યૂરોપઅમેરિકા કનેથી ઉછીનું લે છે: આત્માનાં ભૂખતૃષા છીપવવા યૂરોપઅમેરિકાએ તો એશિયા કનેથી ઉછીનું લીધું છે ને લેવાનું છે.

Today the world, probably, awaits the birth of the Chirst to Be. હિન્દુઓનો કલ્કી અવતાર, ઇસ્લામનો

મહાદી, યાહુદીઓનું Promised Landનું દર્શન.

એ અવતાર ક્યહારે થશે ? કાલિદાસનો ઉત્તરઃ ત્હમારા ભાગ્યને પૂછો.

અને હવે આજનો મ્હારો ઉપસંહાર. હું વિનવું છું કે હિન્દુઓ ઇસ્લામીઓ ખ્રીસ્તીઓ માનવજાત કાન માંડીને તે સાંભળે.

ભારતીય ઇતિહાસના અભ્યાસીને હું પૂછું છું કે ભારતીય ઇતિહાસનો અઘોરમાં અઘોર શબ્દ કિયો ?

હિન્દુઓ કહેશે સંયુક્તાની ચિતાનો ભડભડાટ; ના. મેવાડીઓ કહેશે, ૧૫૬૮માં ચિતોડગઢની ભયંકર ગર્જનાઃ ના. ઇસ્લામીઓ કહેશે ઔરંગશાહની કબરના મૂક મન્ત્રોચ્ચારઃ ના. મહારાષ્ટ્રીઓ કહેશે ૧૮૦૦માં નાના ફડણવીસનો મૃત્યુટંકારઃ ના. ઇંગ્રેજો કહેશે ૧૮૫૮નો દિલ્હીની ધાર ઉપરનો ધણધણાટઃ ના.

એ સહુ અઘોર હતાં; અઘોરમાં અઘોર ન હતાં.

ભારતીય ઇતિહાસનો અઘોરમાં અઘોર શબ્દ તે કુરુક્ષેત્ર.

કુરૂક્ષેત્ર સમું રણમયદાન જગતભરમાં બીજું નથી. કુરૂક્ષેત્ર એટલે ૧/૫ મનુષ્યજાતિનું પાંચ પાંચ વેળાનું મસાણ.

૩૩ કરોડ જનતાનું પાંચ પાંચ વાર ભાગ્યવિધાન અન્ય કો રણમયદાને પૃથ્વીપગથારમાં તો કીધું નથી.

મેરેથોન, આરબેલા, ટ્રોય, પ્લાસી, સારાટોગા, વોટરલૂ, સુશીમા, વસ્તુતઃ કુરૂક્ષેત્રની સમોવડ માનવજાતિની કલ્યાણતુલાનું નિયામક કોઇ નથી.

કુરૂક્ષેત્રનાં પલ્લાંમાં ભૂગોલના ભાર જોખાયા છે.

એ કુરૂક્ષેત્રનો ઇતિહાસસન્દેશ શો છે ?

કહે છે કે આજેયે અન્ધારી રાત્રીએ કુરૂક્ષેત્ર મહાપોકાર પોકારે છે. એ શો છે કુરૂક્ષેત્રનો મહાપોકાર ?

એ ભીષણ મહાધ્વનિ–માનવજાતને ઉદ્દબોધતો કુરૂક્ષેત્રનો મહાશબ્દ શો છે?

ગીતાજીનો પ્રથમ શ્લોક ઉચ્ચારે છે કે **धर्मक्षेत्रे कुरुक्षेत्रे**. ભારતીય હિન્દુજનતાને પૂછું છું: કુરૂક્ષેત્ર ધર્મક્ષેત્ર છે કે નથી? કુરૂક્ષેત્રના કર-મંડળમાં ધર્મતુલાની ન્યાયદાંડી હતી કે નહિ?

ઇલિયડના યુદ્ધની પેઠે પાંડવકૌવરવનું યુદ્ધ Prehistoric હતું. આપણે ઇતિહાસનો મન્ત્રોચ્ચાર શોધિયે છીએ.

ચોપટની બાજીની પેઠે ઇતિહાસના પટ ઉપર ચાર કુરૂક્ષેત્ર ખેલાયાં: ઇ. સ. ૧૧૯૩માં, ૧૫૨૬માં, ૧૫૫૬માં, ૧૭૬૧માં.

એ ચાર મહાસંગ્રામોમાં બે ખેલાયા હિન્દુ ને ઇસ્લામ વચ્ચે, ઇ. સ. ૧૧૯૩ નો ને ૧૭૬૧ નો. બે ખેલાયા ઇસ્લામ ઇસ્લામ વચ્ચે, ઇ. સ. ૧૫૨૬ નો ને ૧૫૫૬ નો.

હિન્દુઓ! ને ઇસ્લામીઓ! સાંભળી છે કુરૂક્ષેત્રની ધર્મઘોષણા?

કુરૂક્ષેત્રની ન્યાયતુલા ઉચ્ચારે છે કે શું હિન્દુ હો, કે શું ઇસ્લામી, ભારતનું ધર્મપલ્લું હળવું છે.

કુરૂક્ષેત્ર ભાખે છે કે આવતી ભરતી ધર્મવન્તી વીર્યવન્તી જય-વન્તી છે; કુરૂક્ષેત્ર બોલે છે કે શું હિન્દુ હો, કે ઇસ્લામી હો, ભારતનો સંરક્ષક ચારે ય વાર હાર્યો છે.

ભૂમંડલ ભરી ટંકાર કરતું કુરૂક્ષેત્ર ઉચ્ચારે છે–ઇ. સ. ૧૧૯૩ થી ૧૭૬૧ સૂધીમાં કુરૂક્ષેત્રે ચાર ચાર વાર અઘોર ઘોષણા કીધી છે કે ભારતનો હુમલોકર્તા જીત્યો છે, ભારતનો સંરક્ષક હાર્યો છે.

સોએ વર્ષે ઈંગ્રેજો ભારતને જીતી રહ્યા. એ સૈકાભરમાં ઈંગ્રેજો ધર્મક્ષેત્ર કુરૂક્ષેત્રના ધર્માસન સન્મુખ ઉભા નથી.

ભારતીય ઇસ્લામ બે–બે વાર ઉભો: બે–બે વાર હાર્યો. ભારતીય હિન્દુત્વ બે–બે વાર ઉભું, બે–બે વાર હાર્યું.

મહાપ્રજાનાં પ્રાકૃતિક મૂળતત્ત્વો ને આત્મસંયમનનાં ચિહ્નો છે. ભારત-
વર્ષમાં બાવન વર્ણના મૂળાક્ષર છે, સંસ્કૃત સમાં ભાષાનાં નિયમન
સંયમન છે. એ સંયમશાળીઓએ મેઘદૂત ને શાકુન્તલ ને કાદંબરી
જગતને આપ્યાં.

હોમર, મારકસ ઓરેલિયસ, શેક્ષપિયર, ડેન્ટ, ક્રાઇસ્ટ એક જ
શમાં કો જન્મ્યા હોય તો ભરતખંડમાં.

આલ્પ્સ સમી હિમાલયતા, સહરા સમી રણઉષ્ણતા; ચારસો–ચારસો
વર્ષતી વર્ષા, ફ્રાન્સના દ્રાક્ષમાંડવા સમી વસન્તવાડીઓ : છ યે ઋ-
નો ગુણમહિમા ને પ્રકૃતિલક્ષ્મી કો એક જ દેશમાં હોય તો
ગુરુ કાલિદાસની કલ્પનાભૂમિ અલકાવતીમાં કે દેવતાઓની
મકા સમા ભારતવર્ષમાં.

ભારતની હિન્દુજનતા! ભારતની ઇસ્લામી જનતા! સાંભળજો ઇતિહાસનાં એ ઉચ્ચરણઃ મહાપ્રજાઓના જયાજયના ધર્મતુલાના ન્યાયનિર્ણય.

હિન્દુજનતા! વ્યાસજી, કૃષ્ણજી, ગીતાજી સાચ્ચાં હતાં કે ખોટાં? કુરૂક્ષેત્રનું ધર્માસન છે કે નહિ? કુરૂક્ષેત્રના ધર્માસને બે–બે વાર ધર્મ-ન્યાય હિન્દુત્વની વિરૂદ્ધ ઉચ્ચાર્યો છે.

ઇતિહાસનું એ મહાસત્ય ત્હમને મૂંઝવતું નથી? ત્હમારા આત્મા-ઓને ભરી દઇ જાણે ડૂબાડી દેતું નથી?

૧૧૯૩ માં, ૧૫૨૬ માં, ૧૫૫૬ માં, ૧૭૬૧ માંઃ ચાર ચાર અવસરે પરાજયની શબ્દઘોષણા એ ભારતીય ઇતિહાસનો અઘોરમાં અઘોર શબ્દ.

હિન્દુઓ! ઇસ્લામીઓ! પૃથ્વીની ૧/૫ જનતા! વિચારશો કે ચાર ચાર મહાપ્રસંગોએ, ઇતિહાસના સૃજનસંહારના પ્રલયઅવસરોએ, ૩૩–૩૩ કરોડ માનવજાતના ભાગ્યનિર્માણની સંજોગતિથિઓએ ૭–૭ સદીઓ સૂધી એ ૩૩ કરોડ જનતાની વિરૂદ્ધ કુરૂક્ષેત્રે ધર્મનિર્ણય કેમ ઉચ્ચાર્યો છે?

જાણે મહા તિથિઓએ જ ખગ્રાસ સૂર્યગ્રહણ!

ભારીતય ઇતિહાસનો ૭–૭ સદીનો જાણે એ સારોદ્ધાર!

હિન્દુ અને ઇસ્લામી! કુરૂક્ષેત્રના ધર્માસનનો ધર્મન્યાય સાંભળ ને શા



ઉદ્ઘોષણા. ભારતના ભૂત કાલના એ ભાગ્યોચ્ચાર.

ભીષણ છે, અઘોર છે, આત્મન્ જગાડ ર છે. હિન્દી જનતા! ત્હારા આત્માને જગાડ ને આત્મવાન થા.

મૂળાક્ષરના મૂળતત્ત્વો કે વ્યાકરણના નિયમનસંયમન એ સૌ

મહાપ્રજાનાં પ્રાકૃતિક મૂળતત્ત્વો ને આત્મસંયમનનાં ચિહ્નો છે. ભારતવર્ષમાં બાવન વર્ણના મૂળાક્ષર છે, સંસ્કૃત સમાં ભાષાનાં નિયમન સંયમન છે. એ સંયમશાળીઓએ મેઘદૂત ને શાકુન્તલ ને કાદંબરી જગતને આપ્યાં.

હોમર, મારકસ ઓરેલિયસ, શેક્ષપિયર, કેન્ટ, ક્રાઇસ્ટ એક જ દેશમાં કો જન્મ્યા હોય તો ભરતખંડમાં.

આલ્પ્સ સમી હિમાલયતા, સહરા સમી રણઉષ્ણતા; ચારસો–ચારસો ઈંચ વર્ષતી વર્ષા, ફ્રાન્સના દ્રાક્ષમાંડવા સમી વસન્તવાડીઓ: છ યે ઋતુઓનો ગુણમહિમા ને પ્રકૃતિલક્ષ્મી કો એક જ દેશમાં હોય તો કવિકુલગુરુ કાલિદાસની કલ્પનાભૂમિ અલકાવતીમાં કે દેવતાઓની રસણભોમકા સમા ભારતવર્ષમાં.

ભારત સમો ઇતિહાસ કે ભારત સમી ભૂગોલ પૃથ્વીપાટે કોઇ બીજો દેશ દાખવતો હોય તો આપણે સૌએ એ દેશનાં દર્શને જવું જોઇએ.

ભરતખંડ! સૃજનની સફળતા ત્હારી હજી સધાઇ રહી નથી. માનવજાતનાં કલ્યાણ કાજે અમ્મર રહ્યો છે ને અમ્મર રહેજે!



:: સમાપ્ત ::